શાળોપયોગી.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

પ્રસિદ્ધ કરનાર:—
પોપટલાલ મગનલાલ ગજરાવાળા.
ધી, ગુજરાત ઑરિએન્ટલ બુક ડીપો;
રીચીરોડ, અમદાવાદ.

કીમત રૂ. ૧-૪-૦

શાળોપયોગી.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.



પ્રસિદ્ધ કરનારઃ—
પોપટલાલ મગનલાલ ગજરાવાળા.
ધી, ગુજરાત ઑરિએન્ટલ બુક ડીપો;
અમદાવાદ.



આવૃત્તિ ૧ લી.] સને ૧૯૨૭. [ પ્રત ૨૦૦૦.



કીમત રૂ. ૧-૪-૦

# પ્રસ્તાવના.

આ પુસ્તક ઇતિહાસના સાહિત્યમાં એક વધારો છે. ઇતિહાસ એટલે શું, તેનું સ્વરૂપ કેવું હોવું જોઇએ આદિ ભારે પ્રશ્નો ઉકેલવાનું આ સ્થાન નથી અને એની જરૂર પણ નથી. હવે ટુંકામાં આ પુસ્તકની રચના વિષે જે કંઇ કહેવાનું તે નીચે મુજબ છે:—

આ પુસ્તકને જુદા જુદા રાજ્યકાળની દૃષ્ટિએ વિભાગવામાં આવ્યું છે. ઉદાહરણ તરીકે મોગલો અને મરાઠાઓનો ઇતિહાસ એકી વખતે એક સામટોજ આપવામાં આવ્યો છે. આ રચનાથી મરાઠાઓનો ઇતિહાસ બ્રિટિશ રાજ્યકાળમાં શોધવાની તકલીફ પડશે નહિ.

લગભગ દરેક રાજ્યકાળ તેના મહત્ત્વના અને શિષ્યોની શક્તિના પ્રમાણમાં લંબાવવામાં આવ્યો છે. વળી અગત્યની બાબતો પર ખાસ લક્ષ ખેંચવામાં આવ્યું છે. લગભગ દરેક પ્રકરણના અંતે કેટલાક અગત્યના પ્રશ્નો આપવામાં આવ્યા છે. અમુક અમુક પ્રકરણના અભ્યાસ પછી જો તે પ્રશ્નોનો ખુલાસો વિદ્યાર્થીઓ પાસેજ માગવામાં આવશે તો તેમને વિચાર કરવાની ટેવ પડશે, અને તેમની વર્ણન કરવાની શક્તિનો પણ વિકાસ થશે એમ પ્રશ્નોના ઉત્તર આપવાનો સારો મહાવરો કરાવી શકાશે.

દરેક રાજ્યકાળના અંતે ઉપસંહાર આપવામાં આવ્યો છે. તે પર ધ્યાન ખેંચવાથી વિદ્યાર્થીના મગજમાં અગત્યની બાબતો વધુ સારી રીતે ઠસાવી શકાશે. વળી દરેક રાજ્યકાળના અંતે અગત્યની સાલવારી પણ આપવામાં આવી છે, તેથી વિદ્યાર્થીઓને અમુક રાજ્યકાળની લગતી સાલવારી જોઇ જવામાં અનુકૂળતા પડશે.

આ પુસ્તક જુદી જુદી સ્થિતિના વિદ્યાર્થીઓના સહવાસના અનુભવ પરથી તૈયાર કરવામાં આવ્યું છે; અને તેમ કરવામાં નાનાં મોટાં અનેક ગુજરાતી તથા અંગ્રેજી ઇતિહાસનાં પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે.

ઇતિહાસની આખરના ભાગમાં મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા મુજબ હિંદુસ્તાનની રાજ્ય પદ્ધતિનું વર્ણન વિસ્તારથી કરવામાં આવ્યું છે. આથી વિદ્યાર્થીઓને પોતાના દેશની રાજ્યપદ્ધતિનું ઘણું જ્ઞાન મળ્યા વગર રહેશે નહિ.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના શિક્ષક રા. રા. **પુરુષોત્તમ સદાશિવ હેરિકર એમ. એ.** નો **"વસંતમાં"** પ્રસિદ્ધ થએલો "હવે પછીનું હિંદ" એ મથાળાવાળો લેખ રાજ્યપદ્ધતિ લખવામાં બહુ ઉપયોગી થઇ પડ્યો હતો; માટે તેઓ સાહેબનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવામાં આવે છે. વળી અમદાવાદની મ્યુનિસિપલ શાળાઓના સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ રા. રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ તેમજ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના વાઇસ પ્રિન્સિપલ સાહેબ રા. રા. જનુભાઇ અચરતલાલ સૈયદ બી. એ. એ આ પુસ્તકની રચના કરવામાં કીમતી સૂચનાઓ આપી હતી, માટે તેઓ સાહેબોનો પણ ઉપકાર માનવાની તક અમો ભૂલી શકતા નથી.

ગુજરાતના ઇતિહાસરસિકોના હાથમાં અમો આ પુસ્તક મૂકતાં વિનંતી કરીએ છીએ કે જો આ પુસ્તકના સંબંધમાં કાંઇ ઉપયોગી સૂચના કરવામાં આવશે, તો અમો અંતઃકરણપૂર્વક આભાર સહિત તે પર ધ્યાન આપીશું.

છેવટે અમો આશા રાખીએ છીએ કે પ્રાથમિક શાળાના શિષ્યો તેમજ શિક્ષકો અને ટ્રેનિંગ કૉલેજોના સ્કૉલરોને આ પુસ્તક બહુ ઉપયોગી નીવડશે. વળી અમો એવી આશા પણ રાખીએ છીએ કે ગુજરાતના શિક્ષકવર્ગ તરફથી અમોને ઘટતું ઉત્તેજન મળશે, અને જો એમ થશે તો અમારો યત્કિંચિત શ્રમ સફળ થયો ગણીશું.

અમદાવાદ.
તા. ૨૫–૧–૧૯૨૩. } પ્રકાશક.



# અનુક્રમણિકા.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### હિંદનું કુદરતી સ્વરૂપ અને તેનો ઇતિહાસ સાથેનો સંબંધ.

૧. દેશનું નામ—અસલના વખતમાં આપણો દેશ ભરત રાજાના નામ પરથી ભારતવર્ષ નામે ઓળખાતો. આર્યો હિંદમાં આવ્યા ત્યાર પછી ઇરાનીઓએ તેમને હિંદુ કહ્યા, તે પરથી દેશ હિંદુસ્તાન નામે ઓળખાય છે. ગ્રીકોએ હિંદને ઇંડોઇ કહ્યો તે પરથી ઇંડિઆ નામે પણ પ્રસિદ્ધ છે.

૨. હિંદુસ્તાનની કુદરતી રચના—હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય નામે દુનિયામાં સૌથી ઉંચામાં ઉંચો પર્વત આવેલો છે. તે પૂર્વથી પશ્ચિમ સુધી આશરે ૧૫૦૦ માઇલ પડેલો છે. તેની ઉંચી હારથી હિંદનું ઉત્તર તરફથી કુદરતી રીતે રક્ષણ થએલું છે. હિમાલયનાં ઉંચાં શિખરો પર નિરંતર બરફ પડેલું રહે છે, તેથી તેનું હિમાલય (હિમ–બરફ, આલય–રહેઠાણ) એવું નામ પડેલું છે. હિમાલયને લીધે હિંદમાં ઉત્તર તરફથી મોંગોલીઅન આદિ ટોળીઓ આવી શકી નથી. જેમ હિમાલયથી હિંદનું ઉત્તરમાં કુદરતી રક્ષણ છે, તેમ મહાસાગરથી પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણ દિશામાં પણ હિંદનું કુદરતી રીતે રક્ષણ થએલું છે. મહાસાગરને લીધે પરદેશી પ્રજાઓ હિંદ પર ઓચિંતો હલ્લો કરી શકતી નથી, વળી પ્રાચીન જમાનામાં નૌકાસૈન્યો નહોતાં તેથી પરદેશી પ્રજાઓ એ દિશાઓમાંથી હિંદમાં પ્રવેશ કરી શકી નહિ.

જો ઉત્તરનો પર્વત એક સરખી રીતે ઉત્તર દિશામાં ફેલાયો હોત, તો ઉત્તરની કોઇ પણ પ્રજા હિંદમાં પ્રવેશ કરી શકત નહિ, પણ હિમાલય બન્ને છેડે નીચો થઇ જાય છે. તે નીચા ભાગોમાં થઇ સિંધુ અને બ્રહ્મપુત્રા હિંદમાં ઉતરી આવે છે. હિંદના ઇશાન ખુણામાં આવેલી આસામ અને કાચારની ખીણોમાં થઇને તિબેટ અને બ્રહ્મદેશના લોકો હિંદમાં આવી વસ્યા છે, પણ તે માર્ગે શત્રુઓ ચડાઇ કરી શકે એવી બીક નથી. હિંદના વાયવ્ય કોણમાં સુલેમાન અને કિરથાર પર્વતોની હારો આવેલી છે. ત્યાં કેટલાક ખીણોમાં આવેલા રસ્તા છે. તેઓમાં ખયબર ઘાટ મુખ્ય છે. ત્યાં થઇને હિંદમાં સહેલથી પ્રવેશ કરી શકાય છે. એજ માર્ગે થઇને સિથિઅન, ગ્રીક, મોગલ, તુર્ક, પઠાણ આદિ પ્રજાએ હિંદ પર સવારીઓ કરી હતી. જો આવા ઘાટ-રસ્તા ન હોત તો પરદેશી પ્રજાઓના હુમલાને લીધે અનેક વખતે હિંદની જે પાયમાલી થઇ છે તે થઇ ન હોત.

૩. **હિંદુસ્તાનના કુદરતી ભાગ**—હિંદની મધ્યમાં વિંધ્ય અને સાતપુડા પર્વતો આવેલા છે, તેને લીધે દેશ મુખ્ય બે ભાગમાં વહેંચાએલો છે. વિન્ધ્યના ઉત્તરના પ્રદેશને હિંદુસ્તાન કહે છે, અને દક્ષિણનો ભાગ દખ્ખણ નામે પ્રખ્યાત છે. હિંદુસ્તાનમાં ગંગા, સિંધુ, બ્રહ્મપુત્રા અને તેની શાખા નદીઓ વહે છે. તેમના કાંપથી પશ્ચિમે સિંધુ નદીથી પૂર્વે બંગાળી ઉપસાગર સુધી લગભગ ૧૭૦૦ માઇલ લાંબું વિશાળ મેદાન બન્યું છે. ગંગા અને જમના વચ્ચેના ભાગને દોઆબ કહે છે. તે ઘણો ફળદ્રુપ છે. અસલના વખતમાં આ અતિ રસાળ પ્રદેશના વતનીઓ બહુ સુખી હતા. અહીંજ વિદ્યામાં ઘણોજ વધારો થયો, વળી હિંદના પ્રાચીન સુધારા, તેમજ અગત્યના ઐતિહાસિક બનાવોનું સ્થળ પણ આજ હતું.

૪. **દખ્ખણ**—હિંદનો બીજો કુદરતી ભાગ દખ્ખણ છે. જેમ

હિમાલયને લીધે ઉત્તરના હુમલા રોકાયા હતા, તેમ વિન્ધ્ય પર્વતને લીધે સેંકડો વર્ષો સુધી હિંદુસ્તાનની પ્રજા દખ્ખણમાં પેસી શકી નહિ. વિન્ધ્યાચળના પશ્ચિમ અને પૂર્વ છેડાથી હિંદના પશ્ચિમ અને પૂર્વ કિનારે પશ્ચિમઘાટ અને પૂર્વઘાટ પર્વતોની હારો આવેલી છે. તેની અને વિન્ધ્યની વચ્ચે દખ્ખણનો ઉચ્ચ પ્રદેશ આવેલો છે. આ પ્રદેશનો સંબંધ બીજા પ્રદેશો સાથે ઓછો હતો, તેથી તે જોઇએ તેવો આબાદ થયો નથી. પૂર્વ ઘાટ અને બંગાળી ઉપસાગર વચ્ચેના વિશાળ પ્રદેશમાં ગોદાવરી, મહાનદી, કૃષ્ણા અને કાવેરી વહી બંગાળી ઉપસાગરને મળે છે. એ નદીઓના ફળદ્રુપ પ્રદેશમાં વેપાર આબાદ થયો છે, અને દખ્ખણનાં મોટાં રાજ્યો પણ ત્યાંજ હતાં.

૫. **ઠંડા અને ગરમ પ્રદેશની પ્રજા પર અસર**—થંડા પ્રદેશના લોકોને કુદરતી ગરમી ટકાવી રાખવા પુષ્કળ જાતમહેનત કરવાની ફરજ પડે છે, તેથી તેઓ શરીરે મજબુત અને ધીરજવાન થાય છે. એથી ઉલટું ગરમ પ્રદેશના વતનીઓને ઘણો ઉદ્યોગ કરવો એ મુશ્કેલ થઇ પડે છે. આ રીતે ઠંડા પ્રદેશના વતનીઓ ગરમ પ્રદેશના વતનીઓ કરતાં ઘણું કામ કરી શકે છે, અને તેઓ મજબુત અને બહાદુર હોય છે. આજ કારણને લીધે વાયવ્ય કોણને રસ્તે ઉત્તરના થંડા પ્રદેશની જે પ્રજાઓ હિંદમાં આવી તેમણે હિંદની પ્રજા પર જય મેળવ્યો. આજે પણ પહાડી પ્રદેશ અને થંડી હવાના સીખ, પંજાબી અને ગુરખા ઉત્તમ પ્રકારના બળવાન યોદ્ધા ગણાય છે.

૬. **હિંદનો કિનારો**—દેશનો કિનારો આશરે ૫૦૦૦ માઇલ લાંબો છે, પણ તે ખાંચાવાળો નહોતાં અખંડિત છે, તેથી જોઇએ તેવાં કુદરતી સારાં બંદર નથી. સારાં બંદરને અભાવે હિંદની દરીઆઇ સત્તા જામી શકી નથી. આ કારણને લીધે ૧૭મા સૈકામાં યુરોપની પ્રજા વેપાર કરવા હિંદમાં આવી, ત્યારે તેણે દરીઆઇ સત્તાને બળે હિંદમાં સર્વોપરિ સત્તા મેળવવા વિગ્રહ કર્યો, પરિણામે અંગ્રેજો વિજયી નીવડયા, અને તેમણે હિંદમાં બ્રિટિશ અમલ સ્થાપ્યો.

૭. **હિંદની વસ્તી**—ઇ. સ. ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે હિંદની વસ્તી ૩૧૯,૦૭૫,૧૩૨, છે. તેનો બે તૃતીયાંશ ગામડામાં વસે છે. હિંદ ઘણા ભાગે ખેતીવાડીનો પ્રદેશ છે, પણ હાલ કારખાનાંનો ઉદ્યોગ વધતો જાય છે. હિંદમાં હિંદુ, મુસલમાન, બૌદ્ધ, જૈન, ખ્રિસ્તી, પારસી અને સીખ એ મુખ્ય ધર્મો ચાલે છે.

---

## પ્રકરણ ૨ જું.

### અનાર્યો.

૧. **ઐતિહાસિક સાધનો**—પ્રાચીન હિંદુ ઋષિ મુનિઓએ પુસ્તકોનો સંગ્રહ કર્યો નહોતો, તેથી હિંદનો પ્રાચીન ઇતિહાસ રચવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે. થોડાએક હસ્તલેખો અને હિંદના બીજા ધાર્મિક સાહિત્ય પરથી પ્રાચીન ઇતિહાસ ધીમે ધીમે રચાયો છે. તે પણ ઘણા અંશે અપૂર્ણ છે.

૨. **અનાર્યો**—આર્યો હિંદમાં આવ્યા તે પહેલાં હિંદમાં જે પ્રજા વસતી હતી, તે દેશના અસલના વતનીઓ ગણાય છે. તે વિષે ઝાઝી હકીકત મળી શકી નથી. મધ્ય એશિઆમાંથી આવેલાં આર્યોએ હિંદના એ મૂળ વતનીઓને રાક્ષસ, પિશાચ, દસ્યુ કે દાસ અને અનાર્ય કહ્યા છે. તેઓના મુખ્ય બે વર્ગ છે, દ્રાવિડ અને કોલ. કોલ નામની જંગલી જાત ઇશાન કોણમાંથી હિંદમાં ફેલાઇ હતી, તેના કરતાં દ્રાવિડ જાત કંઇક સુધરેલી હતી. દ્રાવિડ જાત પશ્ચિમ કિનારે આવેલા ટાપુઓમાંથી કે વાયવ્ય કોણમાંથી હિંદમાં ફેલાઇ હશે એમ બે મત છે. કોલેરીઅન અનાર્યો જુદી જુદી જાતોના મિશ્રણથી (પણ ખાસ કરીને પંચમહાલના ભીલ અને અને

ઓઢીઆના સંતાલ લોકોના મિશ્રણથી ) બનેલી છે. દ્રાવિડોની મુખ્ય બે જાતો છે. કંધ અને ગોંડ. તેઓની વસ્તી દખ્ખણમાં છે. હાલ બોલાતી દખ્ખણની ભાષાઓ દ્રાવિડીની અને આર્ય ભાષાઓના મિશ્રણથી બનેલી છે. આ સિવાય રજપુતાનાના ભીલ, બંગાળાના સંતાલ, અને દખ્ખણના ટોડ લોકો અનાર્યોની જાતના છે.

૩. **અનાર્યોની સ્થિતિ**—તેઓ પહેલાં નગ્ન હાલતમાં ફરતા. પછી ઝાડનાં પાંદડાંનાં આચ્છાદાન કરવા લાગ્યા. આગળ જતાં ઢોરનાં ચામડાં ઓઢવા લાગ્યા. તે પછી તેઓ પત્થરનાં સાહિત્ય બનાવતા હતા. હાલમાં એવાં પત્થરનાં ચપ્પુ મધ્ય પ્રાંતોમાંથી મળી આવ્યાં છે. જેમ તેઓ સુધરવા લાગ્યા તેમ તેમણે લોઢાનાં હથિઆર બનાવવા માંડયાં. પ્રથમના અનાર્યો ઠીંગણા હતા, કારણ કે તેઓ ભટકીને શિકાર પરજ ગુજરાન ચલાવતા. પછીના અનાર્યોને પુષ્કળ ખોરાક મળવા લાગ્યો તેથી શરીરે કદાવર અને મજબુત થયા.

૪. **અનાર્યોનો વહીવટ અને તેમનાં સેવાકાર્ય**—અનાર્યોમાં એક રાજા અને બીજા ગામના મુખીઓ હતા. તેઓ તેમના હુકમ પ્રમાણે ચાલતા. તેઓ અશુદ્ધ આત્માઓને પુજતા. દ્રાવિડ લોકો નાગપૂજા કરતા. તેઓનો મોટો ભાગ જંગલમાં વસતો અને શિકાર કરતો. અનાર્યો ધર્મ સંબંધી ઘણા અજ્ઞાન હતા. એક જગતકર્તાની તેમને ખબર નહોતી. તેઓ ભૂત, પિશાચ, વૈતાળ વગેરે અશુદ્ધ આત્માઓ ઝાડમાં રહે છે એમ સમજી ઝાડની પણ પૂજા કરતા.

૫. **રીતરિવાજ**—અનાર્યોમાં બાળલગ્ન નથી. તેઓ ૧૫-૧૭ વર્ષના વયે મનપસંદ લગ્ન કરે છે. પુરુષો એક સ્ત્રી વાંઝણી હોય તોજ બીજી સ્ત્રી પરણે છે. તેઓમાં લડવાની રીત ઘણી ઘાતકી હતી. હાલ તેઓ એ બાબતમાં સુધર્યા છે. તેઓ ચોરીના ગુનાહની સારી તપાસ કરી ગુનેહગારને સજા કરતા તેથી જાનમાલની સલામતી રહેતી. તેઓ મુડદાંને યથાવિધિ બાળીને ખોપરીનાં હાડકાં નદીમાં નાખતા.

**૬. અનાર્યો અને આર્યોની ભજનસેવામાં ભેદ**—આર્યા ધાર્મિક બાબતમાં બહુ પ્રવીણ હતા. તેઓ ઇષ્ટ દેવતાઓને ઓળખી તેમની સેવા **પ્રેમથી** કરતા. અનાર્યો સુધરેલા નહોતા, તેઓ પોતાના દેવોને ઓળખ્યા વગર **બીકથી** તેમની સેવા કરતા.

**૭. અનાર્યોમાં સુધારો**—અનાર્યો આર્યોના સહવાસમાં રહી કંઇક સુધરેલું જીવન ગાળવા લાગ્યા. જેમ જેમ આર્યો હિંદમાં ઉતરતા ગયા તેમ તેમ તેઓએ અનાર્યોને હાંકી કાઢયા. આજે તેઓની મુખ્ય વસ્તી દક્ષ્ખણમાં જોવામાં આવે છે. બ્રિટિશ સરકારના રક્ષણ નીચે તેઓએ ક્રૂર રિવાજો છોડયા છે. જો કે તેઓ હજીએ સુધારામાં પછાત છે, તોપણ નિમકહલાલ અને પ્રામાણિક માલમ પડયા છે. મદ્રાસ ઇલાકાના અનાર્ય જાતના સિપાઇઓએ દક્ષિણ હિંદ જીતવામાં બ્રિટિશ સરકારને ઘણી મદદ કરી હતી. ઉત્તરના બહાદુર ગુરખા પણ હિમાલયની એક અનાર્ય જાત છે. તેમણે અનેક વખતે હિંદમાં બ્રિટિશ સેવા બજાવી છે. વળી હાલના મહાન યુરોપીય વિગ્રહ વખતે પણ તેમણે સરકારની પ્રશંસાપાત્ર સેવા બજાવી છે.

## પ્રશ્નો.

૧. હિંદના મૂળ વતનીઓ કોણ ગણાય છે ?

૨. અનાર્યોની કઇ કઇ જાતો છે ?

૩. અનાર્યોનો વહીવટ કેવી રીતે ચાલતો હતો ?

૪. અનાર્યો અને આર્યોની ભજનસેવામાં શો ફેર છે ?

૫. અનાર્યોની હાલની સ્થિતિ કેવી છે ?

——:o:——

# પ્રકરણ ૩ જું

## આર્ય લોકો.

**૧ આર્યોનું હિંદમાં આવવું.**—વેદ પરથી જણાય છે કે આશરે ૪૦૦૦ વર્ષ પહેલાં પંજાબમાં કદાવર અને ગોરા માણસોની જાત વસતી હતી. તેઓ આર્ય કે ઉમદા નામે ઓળખાય છે. તેઓનું મૂળ રહેઠાણ મધ્ય એશિઆમાં તુર્કસ્તાનમાં હતું. ત્યાં તેઓનો સમાવેશ થઇ શક્યો નહિ તેથી તેઓની કેટલીક ટોળીઓએ નૈઋત્ય કોણમાં જઇ ઇરાનમાં પારસી રાજ્ય સ્થાપ્યું. તેમાંની બીજી ટોળીઓ પશ્ચિમના દેશોમાં ગઇ. ગ્રીક, રોમન અંગ્રેજ આદિ પ્રજાઓ તેમના વંશની ગણાય છે. ત્રીજી જાત અફગાનિસ્તાનમાં થઇ ખાઇબર ઘાટને રસ્તે હિંદમાં આવી. તેઓએ સિંધુને કાંઠે વસાહત કરી. તેઓ હિંદી આર્યો કહેવાય છે. આર્યોના આગમન થી હિંદમાં સુધારાની શરૂઆત થઇ હતી.

**૨. આર્યોની સ્થિતિ**—મૂળ પ્રદેશમાં આર્યોનું જીવનસ્વરૂપ કેવું હતું તે વિષે ખાતરીની હકીકત મળી નથી. છતાંએ મૂળ પુસ્તકો, પુરાણી વાર્તાઓ, અને ભાષાઓ પરથી ધારી શકાય છે કે તેઓ સ્થિર વાસો કરીને ન રહેતાં સ્થળે સ્થળે ફરતા અને ખેતી કરતા. મિલ્કતમાં ગાય, ભેંસ આદિ પશુઓ હતાં. તેઓ ટોળીઓના ઉપરીઓને તાબે રહેતા, સીવણી જાણતા, અને કપડાં પહેરતા. તેઓ કાંસાના ભાલા, છરા વગેરે હથિઆર બનાવતા.

હિંદી આર્યોને લખતાં વાંચતાં આવડતું નહોતું, તેથી તેઓ પોતાનાં છોકરાઓને મંત્રો મોઢે કરાવતા. પાછળથી લખવાનો હુન્નર હાથ લાગ્યો તેથી મંત્રો લખાયા. તેને વેદ કે જ્ઞાનીઓનાં વચનો કહેછે. હિંદી આર્યો પંજાબમાં સિંધુતટે વસી જંગલ કાપી જમીન ખેડતા અને ઘઉં તથા જવ પકવી સુખી જીવન ગુજારતા.

૩. **ઋગ્વેદ**—વેદ ચાર છે. દરેક વેદમાં કંઇક સંહિતા અને બ્રાહ્મણ વિષે વિવેચન છે. ઋગ્વેદમાં ઘણોજ કીમતી ઇતિહાસ લખાએલો છે. યુરોપીય સ્કૉલરો તેને હિંદની જાતિઓનું એક મોટામાં મોટું કામ ગણે છે. ઋગ્વેદમાં ૧૦૨૮ સ્તુતિના મંત્રો છે. તેમાં ઋષિઓનાં નામ આવે છે. તેમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, અગસ્ત્ય, ભૃગુ, કણ્વ અને જમદગ્નિ મુખ્ય છે. વળી ઋગ્વેદમાં અગ્નિ, ઇંદ્ર-શાક્ત, સવિતા-સૂર્ય, વાયુ, વરુણ-આકાશ અસ્વિનસ્ત્ર-દૈવી વૈદ્ય, મરુત-તોફાન વગેરે દેવતાનું વર્ણન છે. તેઓમાં અગ્નિ, વાયુ, અને સૂર્ય મુખ્ય છે. ઋગ્વેદ ઇ. સ. પૂર્વ ૪૫૦૦ અને ૨૫૦૦ ની વચ્ચે અફઘાનિસ્તાન અને સિંધુની વચ્ચેના પ્રદેશમાં રચાયો હશે એમ મનાય છે. ઋષિ મુનિઓએ અનાર્યોને હરાવી ધીમે ધીમે પાછળ હઠાવ્યા, અને આર્યો ઉત્તરમાં વસવા લાગ્યા.

**ઋગ્વેદના વખતનું સામાજિક મંડળ**—આ જમાનાના બળવાન માણસોએ પંજાબની હદ ઓળંગીને સરયૂ-ગોગ્રા ઓળંગી મગધ-દક્ષિણ બિહારના પ્રદેશમાં જઇ ત્યાંના મૂળ વતનીઓ સાથે લડાઇઓ કરી હતી. ઋષિઓ ઘણી વખતે માંસ ખાતા અને ઘેટા, બકરા, અને ઘોડાના યજ્ઞ કરતા હતા. એક જાતના ઝાડના રસમાં દૂધ મેળવી સોમ નામનો દારૂ બનાવી પીતા. તે દારૂ તેઓ દેવતાઓની આગળ ચઢાવતા. તેમનાં વહાણો દરિયામાં ફરતાં જણાતાં હતાં. તેઓ રથ વાપરતા અને કાર્યારંભે દેવોની પ્રાર્થના કરતા હતા.

૫. **બીજા વેદ**.—ઋગ્વેદ વગર યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ નામે ત્રણ વેદ છે. યજુર્વેદમાં યજ્ઞ સંબંધી નિયમો છે. તે ભણનારા અધ્વર્યુ કહેવાય છે. આ વેદ આર્યોનું પ્રાર્થના પુસ્તક છે. તે શુક્લ યજુર્વેદ અને કૃષ્ણ યજુર્વેદ નામે બે ભાગમાં વહેંચાએલો છે. તેમાંનો ગદ્ય ભાગ પરસ્પુરણમાંથી અને પદ્ય ભાગ ઋગ્વેદમાંથી લીધેલો છે. સામવેદ પદ્યમાં છે. તે આર્યોનું સ્તોત્રપુસ્તક છે. તેમાં

ધાર્મિક ક્રિયા વખતે ભણવાના મંત્રો છે. તે ભણનારને ઉદગાત્રિ કહેછે. અથર્વવેદ ઘણી મુદતે રચાયો હતો. તેનો છઠ્ઠો ભાગ ઋગ્વેદમાંથી અને કેટલોક ભાગ સામવેદમાંથી પણ લીધેલો છે. તેમાં ભજનના નિયમો છે. તે ભણનારા ગોર કહેવાય છે. અથર્વવેદ ભણવાથી સંકટ દૂર થાય છે એમ મનાય છે.

**૬. વેદના સમયના આર્યોનું વર્ગીકરણ**—ઘણા આર્યો ધાર્મિક ક્રિયામાં જોડાયા. ઋગ્વેદનું અધ્યયન કરનારા હોત્રી કહેવાયા. કેટલાક ત્રિવેદી-ત્રવાડી, દ્વિવેદી–દવે, અને ચતુર્વેદી કહેવાયા. ઉત્તર હિંદમાં તેને મળતા તેવારી, ચઉવે વગેરે શબ્દો પ્રચલિત છે.



આર્યોની સૂર્યપૂજા.

૭. વેદિક ધર્મ—આ જમાનામાં આર્યો, અગ્નિ, વાયુ, સૂર્ય, અને ઇંદ્રની પૂજા કરતા. વળી કુદરત અને તેની અંદરના પ્રકાશિત પદાર્થોને પણ પૂજતા, ભજનસેવાનો ભાવ સ્નેહનો હતો.

૮. વેદિક સુધારો—હિંદુઓ અને આર્યો તથા પારસીઓ અને આર્યો મળી મિશ્ર આર્યો થયા છે. આર્યોનું છેલ્લું સ્વરૂપ હિંદના હિંદુઓ છે, તેથી આર્યોના ઘણા વિચારો હિંદુ કુટુંબોમાં જોવામાં આવે છે. આગળ જતાં આર્યોના હિંદુઓ અને પારસીઓ એમ બે ભાગ જોવામાં આવ્યા. ઋગ્વેદના વખતમાં હિંદમાં મિસર કે બાબેલોનના કરતાં પણ એક વધુ વિદ્વાન જાત જોઇએ છીએ. હિંદુ-ઓએ ખેતીવાડીના ઉદ્યોગને લગતી સારી તાલીમ મેળવી હતી. તેઓ વહાણો, રથો, તથા ઔષધોનું જ્ઞાન ધરાવતા. તેઓ સર્વ રીતે આબાદ અને સંસ્કારી હતા, અને ધર્મને અંગે ઘણા આગળ વધી યજ્ઞાદિ ક્રિયાઓ કરતા. વેદોમાંથી ઘણું વિજ્ઞાન મળી આવે છે. આજના હિંદુઓનો ધર્મ, તેમનું સાહિત્ય, વિજ્ઞાન, સામાજિક અને ધાર્મિક જ્ઞાન, તથા કેળવણી એ સર્વ વેદિક જમાનાના કારણે અને આધારે છે એ નિર્વિવાદ છે.

---

## પ્રકરણ ૪ થું.

### આર્ય લોકો ચાલુ.

૧. સૂત્રો—વેદો લખાયા બાદ ઋષિઓએ વેદના ભાગ તરીકે કલ્પસૂત્રો લખ્યાં. જ્યારે આર્યો વિખરાયા ત્યારે તેમના વિચારોમાં જુદાપણું જણાયું. તેના ખુલાસા માટે કલ્પસૂત્રો ગોઠવાયાં. આ અ-રસામાં જ્ઞાન મેળવવા માટે સ્મરણશક્તિ પરજ આધાર રાખવો પડતો, તેથી ટુંકાં વાક્યોમાં ઘણો અર્થ સમાય એવી રીતે સૂત્રો લખાયાં.

સૂત્રોના રૂપમાં ઘણાં શાસ્ત્રો રચાયાં છે. તેમાં ધાર્મિક, સામાજિક, અને બીજી ઘણી બાબતોનો ખુલાસો કરવામાં આવ્યો છે.

૨. સ્મૃતિ—ઉપર મુજબ જે સૂત્રો લખાયાં તેમાંના કેટલાંકને શ્રુતિ અને કેટલાંકને સ્મૃતિ કહે છે. શ્રુતિ એટલે સાંભળેલું તે, અને સ્મૃતિ એટલે યાદદાસ્ત પરથી જે લખાયું તે. સ્મૃતિઓ શ્રુતિને આધારે રચાએલી છે. ઋષિમુનિઓએ એ ગ્રંથો રચ્યા, અને પોતાનાં સંતાનોને મુખપાઠે કરાવ્યા, તેથી તે વંશપરંપરા ઉતરી આવ્યા. સ્મૃતિઓમાં પ્રજાના આચાર, રાજા પ્રત્યેના ધર્મ, સામાજિક બાબતોનું ટુંકું વર્ણન છે. એવાં સ્મૃતિનાં ૮૦ લખાણો જોવામાં આવે છે, તેમાંના ૨૦ મહા બળવાન છે. સૌથી મોટું મનુ ભગવાને રચેલું મનુસ્મૃતિ છે. તેમાં રાજ્ય કેવી રીતે કરવું તે, ગુનેહગારને શી શિક્ષા કરવી તે, ઉપરાંત હિંદુ મંડળ માટેના નિયમો તથા કાયદાકાનુનો આપેલા છે. વળી અંત્યજથી માંડીને બ્રાહ્મણ સુધીને માટે ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, લખવું, વાંચવું, વાપરવું, લગ્ન કરવું, રહેવું વગેરેનો ખુલાસો છે. યુરોપીઅન સ્કોલરો માને છે કે એ સ્મૃતિઓ ઇસુ ખ્રિસ્તના જમાનામાં લખાઇ હતી.

૩. ઉપનિષદ—તત્ત્વજ્ઞાનનો વિષય સમજાવવા સારૂ તથા ઇશ્વર, જીવ, અને જગતનો પરસ્પર સંબંધ બતાવવા સારૂ ઉપનિષદ નામના ગ્રંથો રચાયા. એમાં જ્ઞાનનો ભંડાર છે, એટલે તેમાં જીવ, આત્મા, પરમેશ્વર, અને મોક્ષ વિષેની ગુઢ વાતોનું વર્ણન છે. ઉપનિષદનો ઘણો ભાગ સંવાદરૂપે છે, તેથી બહુ રસિક છે. તેના વાંચનથી અશાંત અંતઃકરણોને દિલાસો અને શાંતિ મળે છે.

૪. ચાર વર્ણ—વ્યવહારને લીધે કામ વધી પડતાં આર્યોની ચાર વર્ણ બંધાઇ. (૧) બ્રાહ્મણ—તેઓ ધર્મને અંગે જુદા કરાયા. ભણવું. ભણાવવું; યજ્ઞ કરવો અને કરાવવો તથા દાન લેવું અને આપવું એ છ કર્મ તેમને કરવાનાં હતાં. બ્રાહ્મણોએ વેદની

ટીકાઓ લખી, ભાષા ચોક્કસ કરી, અને ઐતિહાસિક બાબતોનો સંગ્રહ કર્યો. પ્રાચીન જમાનામાં બ્રાહ્મણોનું મહત્ત્વ ઘણુંજ હતું. (૨) **ક્ષત્રિય**—પ્રજાનું રક્ષણ કરવું, લડાઇઓ લડવી, દાન આપવું, યજ્ઞ કરવા અને ભણવું; (૩) **વૈશ્ય**—દાન, યજ્ઞ, અને ભણવા ઉપરાંત ખેતી કરવી, ઢોર પાળવાં, તથા વ્યાપારાદિ કામો કરવાં; (૪) **શૂદ્ર**—બીજી વર્ણોને સેવા અને સામાન્ય મજુરી કરવી, એમ ચારે વર્ણોની ફરજો છે. વખત જતાં આ ચાર વર્ણમાંથી અનેક પેટા વર્ણો થઇ છે. એથી અનેક મુશીબતો ભોગવવી પડે છે. એ જ્ઞાતિબંધન જેમ હલકું કરવામાં આવે તેમ દેશના કલ્યાણનો વધુ સંભવ છે.

૫. **બ્રાહ્મણ જીવનનાં ચાર પગથીઆં**—વેદના જમાનાને આશરે ૪,૦૦૦ વર્ષ થઇ ગયાં છે. તે જમાનામાં વિદ્યાર્થીઓ ગુરુના મુખથી વેદનો અભ્યાસ કરતા. તેઓ ગુરુને ઘેર રહી ભિક્ષા માગી પોતાનું અને ગુરુનું ભરણપોષણ કરતા. આ પ્રમાણે ઘણા શિષ્યો ગુરુને ત્યાં રહેતા. ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓને વિદ્યાદાન દેનાર અને અન્નાદિથી પોષણ કરનાર ગુરુ **કુલપતિ** કહેવાતા. સાદાઇ અને નિયમિતપણું એ તેમના સૂત્ર હતાં. વિદ્યાભ્યાસ પુરો થાય નહિ અને ગુરુની રજા મળે નહિ ત્યાં સુધી શિષ્યો પરણતા નહિ, તેથી તેઓ શરીરે તન્દુરસ્ત અને મજબુત રહેતા અને સારી વિદ્યા ભણી શકતા. આ સમયને **બ્રહ્મચર્યાશ્રમ** કહે છે. વિદ્યાભ્યાસ પુરો થયા પછી શિષ્યો ગુરુની આજ્ઞાથી ઘરસંસાર માંડતા અને સુખી જીવન ગુજારતા, આ અવસ્થાને **ગૃહસ્થાશ્રમ** કહે છે. ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવી તેઓ કુટુંબનો ભાર છોકરાઓ પર નાખી નિવૃત્તિ લઇ પ્રભુનું ધ્યાન ધરતા. એ અવસ્થાને **વાનપ્રસ્થાશ્રમ** કહે છે. છેવટે તેઓ વૃદ્ધાવસ્થામાં સંસારનો ત્યાગ કરી સન્યાસ લેતા. એ જીવનનો વખત **સન્યાસાશ્રમ** કહેવાય છે. આ પ્રમાણે બ્રાહ્મણો પોતાનું જીવન નિયમિતપણે ગુજારતા હતા.

૬. **સન્યાસીના ધર્મ**—ગૌતમ નામે કલ્પસૂત્રનો એક લેખક

સન્યાસી માટે લખે છે કે ખૂન કરવું નહિ, કોઇપણ બાબતમાં ચોરી કરવી નહિ. અપવિત્ર રસ્તે જિંદગી વાપરવી નહિ; જુઠું બોલવું નહિ તથા કેફી વસ્તુઓ પીવી નહિ. નીતિમય જીવન ગુજારવા માટે આ બહુ અગત્યના નિયમો છે. તે પ્રમાણે ચાલવા માટે આપણે કાળજી રાખવીજ જોઇએ.

૭. **દર્શનશાસ્ત્ર**—આ બંધનરૂપ સંસારમાંથી મોક્ષ શી રીતે મળે અને મોક્ષનું સ્વરૂપ કેવું છે તે દર્શાવવા આર્યોએ ભિન્ન ભિન્ન વિચારના છ મત બનાવ્યા છે. એ શાસ્ત્રોને દર્શનશાસ્ત્ર કહે છે. એવાં શાસ્ત્ર છ છે માટે તે **ખટશાસ્ત્ર** નામે પણ ઓળખાય છે. તે નીચે મુજબ છે.:—

કપિલે **સાંખ્ય** શાસ્ત્ર લખ્યું. તે કહે છે કે દુનિયામાં માત્ર બેજ વસ્તુઓ પ્રકૃતિ-કુદરત, અને પુરુષ-આત્મા છે. જ્યારે આત્માને સંપૂર્ણ જ્ઞાન થાય છે, ત્યારે તે કોઇ શરીરમાં પ્રવેશ કરતો નથી પણ આત્મારૂપે નિરંતર અળગો રહે છે. આ મત વેદના નિયમોને અનુસરતો નથી.

પતંજલિએ યોગ મત જાહેર કરી કહ્યું કે પરમાત્મામાંથી બધી વસ્તુઓની ઉત્પત્તિ છે, માટે માત્ર પરમેશ્વરના ધ્યાનથીજ મોક્ષ મળે છે. આત્મા અંતે પ્રકૃતિમાંથી છુટો પડી પરમાત્મામાં ભળી જાય છે. ઇ. સ. પૂર્વે ૨૦૦ માં આ મત પ્રસિદ્ધ થયો હતો.

ગૌતમે **ન્યાય** મત ફેલાવ્યો છે. તે પોતાના લખેલા શાસ્ત્રમાં તર્ક પરથી શોધી કાઢેલાં સત્યનો સમાવેશ કરે છે. તે જણાવે છે કે ઇશ્વરમાંથી બધી વસ્તુઓની ઉત્પત્તિ છે, માત્ર આત્મા અનાદિ, છે, અને પૂર્ણ જ્ઞાન થયા પછી મોક્ષ મળે છે.

કણાદે **વૈશેષિક** મતદર્શક શાસ્ત્ર લખ્યું છે. તે કહે છે કે દુનિયા અણુની બનેલી છે. અણુ અનાદિ અને અવિકારી છે. જ્યારે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે આત્માને મોક્ષ મળે છે.

જૈમિનિએ **પૂર્વ મિમાંસા** લખ્યું છે. તે બ્રાહ્મણગ્રંથોનું અનુકરણ છે. તેમાં માણસના ધર્મનું સ્મરણ કરાવવું, વેદની આજ્ઞાઓ પાળવી, મંત્ર ભણવા, દાન કરવું વગેરે બાબતો વિષે વર્ણન છે. તેણે ઇશ્વર વિષે કાંઇ કહ્યું નથી.

બાદરાયણ વ્યાસે **ઉત્તર મિમાંસા** લખ્યું છે. તે ઉપનિષદ્‌ને અનુસરે છે. તે કહે છે કે સઘળી વસ્તુઓ બ્રહ્મમાંથી બની છે. પ્રકૃતિ અને આત્મા બ્રહ્મમાં સમાશે, અને બધાંએ ઇશ્વરને ભજવો. પુર્ણ જ્ઞાન થયે આત્મા પરમાત્મામાં ભળી જશે, અને મોક્ષ મળ્યા પહેલાં જન્મમરણ થયાજ કરશે, આ મતને અદ્વૈતવાદ ( એટલે જેમાં ભિન્નતા નહિ, પણ આત્મા અને પ્રકૃતિ એકજ છે, અને પરમાત્માનાં રૂપ છે એમ એકતા બતાવી છે. ) કહે છે. પુર્વમિમાંસા અને ઉત્તર મિમાંસામાં વેદના વિચારો સ્વીકારેલા છે, તેથી તે **વેદાન્ત** કહેવાય છે.

૮. **બીજાં પુસ્તકો—પાણિનિ** નામના વિદ્વાને સંસ્કૃત ભાષાના વ્યાકરણનો આદર્શભૂત ગ્રંથ રચ્યો છે. તે સંસ્કૃત વ્યાકરણોમાં શ્રેષ્ઠ છે. કહેવાય છે કે મહાદેવ તેને ૧૪ સૂત્રો આપ્યાં, તેને આધારે તેણે વ્યાકરણ રચ્યું. ગર્ગે સિથિઅન લોકો વિષે ઉલ્લેખ કર્યો છે. તેણે અને **પારાશરે** ઇ. સ. પુર્વે બીજા સૈકામાં ખગોળનું પુસ્તક રચ્યું હતું. **ચરક** નામે લેખકે આઠ ગ્રંથો રચ્યા છે. તેમાં ઓષધિ, જીવ વગેરે બાબતો વિષે વર્ણન છે. **સુશ્રુતે** લખેલાં પુસ્તકોમાં જુદાં જુદાં દરદો, શરીરનું બંધારણ, ગર્ભ, દાયણનું કામ, વાઢકાપ, અને ભાગેલાં હાડકાં વગેરે બાબતો વિષેના લેખો છે. **આર્યભટ્ટીયના** ગ્રંથમાં સૂર્ય, ચંદ્ર પૃથ્વી વગેરે વિષે હકીકત છે. **વરાહમિહીર** નામે મોટો ખગોળવેત્તા થયો, તેણે બૃહત્સંહિતા અને પંચસિદ્ધાંતનાં પુસ્તકો રચ્યાં છે. હિંદુઓએ ગણિતનો અભ્યાસ કરી દશકપદ્ધતિ શોધી કાઢી, અને યજ્ઞ માટે કુંડી તથા વેદી બનાવતાં ભૂમિતિનું ઘણું જ્ઞાન મેળવ્યું. પાછળથી આ વિદ્યા આરબોની મારફતે યુરોપમાં પણ ફેલાઇ. આ પ્રમાણે પ્રાચીન હિંદુ સમયમાં વિદ્યા પણ આગળ વધી

હતી, કારણ કે ધંધા વહેંચી લેવાથી બ્રાહ્મણોને સારો અવકાશ મળ્યો, તેથી વિદ્યાકળાની ઘણી વૃદ્ધિ થઇ.

૯. **આર્યોની વસાહતનાં સ્થાન**—આર્યો શરૂઆતમાં ગંગા-જમનાના પ્રદેશમાં વસ્યા તે પછી તેઓ બ્રહ્મર્ષિદેશમાં (કુરુક્ષેત્ર, પંચાલ સુરસેન, મત્સ્ય) વસ્યા. જેમ જેમ તેઓની વસ્તી વધતી ગઇ તેમ તેમ તેઓ સરસ્વતી અને ગંગા વચ્ચેના **મધ્યદેશ** નામે ઓળખાતા ભાગમાં વસ્યા, અને આગળ જતાં હિમાલય અને વિન્ધ્યાચળ વચ્ચેના આર્યાવર્ત નામે ઓળખાતા બધા ભાગમાં તેઓ ફેલાયો.

૧૦. **પ્રાચીન રાજ્યો**—આર્ય ટોળીઓમાં પિતા એ કુળનો પતિ હતો. જ્યારે આર્ય ટોળીઓનો જુદે જુદે સ્થળે વિસ્તાર થયો, ત્યારે ભિન્ન ભિન્ન ટોળીઓની એક પ્રજા બની. પ્રજાનો નેતા રાજા કહેવાતો. તે ટોળીની સંમતિથી રાજ્ય કરતો. બળવાન ભરત તથા પુરુની ટોળીઓ અને તેમના દસ રાજાઓને તૃત્સુ ટોળીના રાજા સુદાસની વચ્ચે થએલા યુદ્ધનું વર્ણન ઋગ્વેદમાં આપેલું છે. સુદાસ રાજાના શત્રુ ભરત લોકોએ કુરુ નામની ટોળીના રાજાઓની સરદારી નીચે હાલ જ્યાં દિલ્હી શહેર છે ત્યાં મોટું રાજ્ય સ્થાપ્યું હતું. પશ્ચિમમાં કુરુ અને પંચાલ, અને પૂર્વમાં કોશલ, કાશી, અને વિદેહનાં રાજ્ય હતાં. નૈઋત્ય તરફ નિષધ અને વિદર્ભનાં રાજ્યો આવ્યાં હતાં, એ રાજ્યો મધ્ય હિંદમાં નર્મદાને બંને કિનારે હાલ જ્યાં દક્ષિણ માળવા અને વરાડનો પ્રદેશ છે ત્યાં આવ્યાં હતાં.

## પ્રશ્નો.

૧. આર્યોનો મૂળ દેશ કયો, અને ત્યાં તેમનું જીવન કેવું હતું?
૨. વૈદિક સુધારો કેવો હતો?
૩. વેદનાં નામ અને તે દરેકની ટુંકી હકીકત બોલો.
૪. દર્શનશાસ્ત્ર શા માટે લખાયાં હતાં?
૫. ઉપનિષદમાં શું દર્શાવ્યું છે?
૬. ચાર વર્ણનાં નામ અને તે દરેકના ધર્મ બોલો.

# પ્રકરણ ૫ મું.

## રામાયણ.

**૧. રામાયણનો સમય**—ઈ. સ. પૂર્વે ૧૨૦૦–૧૦૦૦ સુધીના સમયને રામાયણનો સમય કહે છે. આ અરસામાં આર્યો ગંગાને કિનારે કિનારે કાશી અને બિહાર સુધી વસ્યા. તેઓ એકત્ર રહેતા તેથી ભાષા, ધર્મ, સાહિત્ય આદિ વધ્યાં, અને તેઓ પણ સુધારામાં આગળ વધ્યા. જેમ જેમ આર્યોની નવી ટોળીઓ આવતી ગઇ તેમ તેમ હિંદી આર્યો જમના ઓળંગી ગંગા સુધી ફેલાયા. આ પ્રદેશ બ્રહ્મર્ષિ દેશ કહેવાયો. ત્યાં તેઓએ ઇંદ્રપ્રસ્થ (હાલનું દિલ્હી), હસ્તીનાપુર, આગ્રા, કાંપિલ્ય કે કનોજ, અને અલાહાબાદ કે પ્રયાગ શહેરો વસાવ્યાં. આગળ જતાં આર્યો હિમાલય અને વિંધ્યાચળ વચ્ચેના ભાગમાં ફેલાયા, અને દેશને મધ્ય દેશ એવું નામ આપ્યું. કુરુ લોકો હસ્તીનાપુરમાં, પાંચાલ લોકો કાંપિલ્ય કે કનોજમાં, ઉપરાંત વિદેહ લોકો બિહારના પ્રદેશમાં (તિર્હોટમાં), કાશી લોકો બનારસ કે કાશીમાં, અને કોસલ લોકો આઉધમાં રહેતા, અને તેની રાજધાની અયોધ્યા શહેર હતું.

**૨. રામાયણનો સાર**—કોસલ લોકોના અયોધ્યામાં દશરથ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને પટ્ટરાણી કૌશલ્યાથી રામ, સુમિત્રાથી લક્ષ્મણ અને શત્રુઘ્ન, અને કૈકેયીથી ભરત નામે પુત્રો થયા. જ્યારે રામચંદ્રજી બાળક હતા ત્યારે વિશ્વામિત્ર ઋષિ રાક્ષસોના ત્રાસથી યજ્ઞનું રક્ષણ કરવાને દશરથ પાસે આગ્રહ કરી રામ અને લક્ષ્મણને પોતાના આશ્રમમાં લઇ ગયા. ત્યાં રાજપુત્રોએ રાક્ષસોને મારી યજ્ઞનું રક્ષણ કર્યું. તે પછી વિદેહ દેશના જનક રાજાને ત્યાં તેમની પુત્રી સીતાનો સ્વયંવર હતો, ત્યાં વિશ્વામિત્ર ઋષિ રામ અને લક્ષ્મણને લઇ ગયા. શિવનું ધનુષ જે વીર પુરુષ નમાવે તેને સીતા

વરવાનાં હતાં. લંકાના રાજા રાવણ સહિત ઘણા રાજાઓએ તે ધનુષ નમાવવા પ્રયત્ન કર્યા, પણ તે કોઇથી પણ નમાવાયું નહિ. આખરે વિશ્વામિત્ર ઋષિની આજ્ઞાથી રામે તે ધનુષ નમાવ્યું, તેથી સીતાએ રામને વરમાળા પહેરાવી. આ પ્રમાણે સીતાને પરણી રામ અયોધ્યા પાછા આવ્યા. હવે દશરથ રાજા વૃદ્ધ થયા હતા તેથી તેમણે રામને યુવરાજ નીમવાનો વિચાર કર્યો. તેને લગતી તૈયારી થઇ રહી હતી, અને બીજા દિવસે વસિષ્ઠ ઋષિ રામને યુવરાજપદે અભિષેક કરવાના હતા, એટલામાં મન્થરા નામે એક દાસીએ કૈકેયીને ભમાવી રાજા પાસેનાં પોતાનાં બે વરદાન લેણાં હતાં તે માગવા સમજાવી. તે મુજબ કૈકેયીએ રામને બાર વરસ વનમાં મોકલવાની અને પોતાના પુત્ર ભરતને ગાદીએ બેસાડવાની માગણી કરી. આ માગણી સાંભળી દશરથ રાજાને બેહદ દુઃખ થયું. તેમણે કૈકયીને એવી યાચના ન કરવા ઘણીએ સમજાવી પણ તેણે પોતાની હઠ છોડીજ નહિ. સવારે રામને એ વાતની ખબર પડી. તેઓ તરત જ પિતાનું વચન પાળવા તૈયાર થયા. સીતા પણ સાથે જવા તૈયાર થયાં. વનનાં પારાવાર સંકટો વિષે રામે તેમને ઘણુંએ સમજાવ્યાં, છતાં તેમણે પતિવ્રતાધર્મ બજાવવા સ્વામી સાથે સંકટો સહેવાનું જ પસંદ કર્યું. બંધુપ્રેમને લીધે લક્ષ્મણે પણ રામની સાથે જવાનો નિશ્ચય કર્યો. આમ રામ, સીતા, અને લક્ષ્મણ માતપિતા અને ગુરુની રજા લઇ વનમાં ગયાં, ને પછી થોડા વખતમાં પુત્રવિયોગના શોકમાં દશરથ રાજા મરણ પામ્યા. આ અરસામાં ભરત અયોધ્યામાં નહોતા. જ્યારે તેમને રામના વનવાસની ખબર પડી ત્યારે તેમણે પોતાની માતા કૈકેયીનો ઘણો દોષ કાઢયો. તે રામની શોધમાં ગયા, અને તેમને પાછા આવવા ઘણો આગ્રહ કર્યો, પરંતુ એકવચની રામે તેમ કરવા ના પાડી, તેથી ભરતે રામની પાદુકાઓ રાજગાદી પર મૂકી, રામને નામે રાજ્ય કરવા માંડયું.

રામ, લક્ષ્મણ અને સીતા ગોદાવરી નદીને કિનારે નાશક આગળ પંચવટીમાં રહ્યાં. ત્યાં રામે ખર, દૂષણ આદિ રાક્ષસોને માર્યા. રાવણની બેન સુર્પનખાએ રામની સાથે પરણવા માગણી કરી પણ રામ એક પત્નીવ્રતવાળા હોવાથી તેમણે ના પાડી. પછી તેણે લક્ષ્મણ સાથે પરણવા યાચના કરી પણ લક્ષ્મણે તેનો અનાદર કર્યો તેથી તેણે ભયંકર રૂપ ધારણ કરી સીતાને બિવડાવ્યાં, આથી લક્ષ્મણે તેનું નાક કાપી લીધું. તેથી ગુસ્સે થઇ તેણે પોતાના ભાઇ રાવણને સીતાનું હરણ કરવા ઉશ્કેર્યો. રાવણે સીતાને હરી લાવવાનો વિચાર કર્યો. રાવણની આજ્ઞાથી મારીચ નામના રાક્ષસે મૃગનું રૂપ ધારણ કરી આશ્રમ પાસે આવી સીતાને પોતાના રૂપથી લલચાવ્યાં. સીતાએ તે મૃગને મારવા રામને કહ્યું, તેથી તે લક્ષ્મણને સીતાની સોંપણ કરી મૃગ પાછળ ગયા. મૃગ રામને દૂર ખેંચી ગયો. હવે રામે બાણ મારી રાક્ષસને માર્યો. મરતી વખતે તે રાક્ષસે લક્ષ્મણ, લક્ષ્મણ, એવી ભયાનક બૂમ પાડી. સીતાએ લક્ષ્મણને રામની મદદે ધાવા આગ્રહ કર્યો. લક્ષ્મણે તેમને રાક્ષસોના કપટની વાત સમજાવી તોપણ તેમણે પોતાની હઠ છોડી નહિ, અને લક્ષ્મણને રામની મદદે મોકલ્યા. રામ અને લક્ષ્મણની ગેરહાજરીનો લાભ લઈ રાવણ યતિને વેષે પંચવટીમાં આવ્યો. અને સીતાનું હરણ કર્યું રામલક્ષ્મણ મારીચને મારી આશ્રમમાં પાછા આવ્યા ત્યારે તેમણે સીતાને દીઠાં નહિ તેથી બહુજ દુઃખી થયા અને તેમની શોધમાં નીકળ્યા. તરત તો તેમને કાંઇ પત્તો લાગ્યો નહિ. છેવટે કિસ્કિન્ધા નગરીના ( હાલ હમ્પી છે ત્યાંના ) સુગ્રીવ વાનર અને તેની સેનાની મદદ મેળવી. સુગ્રીવે હનુમાનને મોકલી સીતાની શોધ કરાવી. રામ લંકા આગળ આવ્યા અને સેતુ બાંધી ખાડી ઓળંગી રાવણ સાથે યુદ્ધ કર્યું અને સીતાને છોડાવ્યાં. આમ રાક્ષસોને હણી વનવાસ પુરો કરી રામ અયોધ્યા પાછા આવ્યા. ભરતે તેમને હર્ષથી આવકાર આપી ગાદી સોંપી દીધી. તે પછી રામે પ્રજાનું શાંતિથી રક્ષણ કર્યું.

રામાયણમાં ૨૪૦૦૦ શ્લોક અને ૪૮૦૦૦ લીટીઓ છે. તેના મુખ્ય સાત ભાગ છે. તે દરેકને કાંડ કહે છે.

૩. બોધ—રામનું ચરિત્ર નિર્મળ અને પ્રતાપી છે, એક બાણ, એક વચન, એક પતિવ્રત માટે તે પ્રખ્યાત છે. જો કે તે એક પ્રેમી પતિ તરીકે જાણીતા છે, તો પણ જ્યારે એક કુંભારે નિંદા કરી કે રામે રાવણના ઘેર રહેલી સીતાનો અંગીકાર કર્યો, ત્યારે તેમણે સીતાને લક્ષ્મણ જોડે વનમાં મોકલાવી દીધાં, પણ રૈયતમાંના માણસ પર ક્રોધ કર્યો નહિ. તેમના રાજ્યમાં પ્રજા સંપૂર્ણ સુખી હતી. લક્ષ્મણને રામ પર નિર્મળ પ્રેમ હતો. ટુંકામાં રામ હિંમતવાન અને પ્રેમી પતિ તરીકે અને સીતા ડાહી, સદ્‌ગુણી અને પાતવ્રતા પત્ની તરીકે નમુનારૂપ છે.

૪. તુલસીદાસનું રામાયણ—વાલ્મીકિના રચેલા રામાયણના આધારે તુલસીદાસે હિંદી ભાષામાં રામાયણ રચ્યું છે. તે ઉત્તર હિંદમાં ઘણું વપરાય છે અને લોકપ્રિય છે; કારણ કે તે ઘણું રસિક અને બોધક છે.

### પ્રશ્નો.

૧. રામાયણનો ટુંકો સાર બોલો.
૨. રામાયણ પરથી આપણે શો બોધ લઇ શકીએ ?
૩. રામમાં ક્યા સદ્‌ગુણો હતા ?

## પ્રકરણ ૬ ઠું.

### મહાભારત.

૧. મહાભારતનો સમય—ઈ. સ. પૂર્વે ૧૪૦૦–૧૨૦૦–આર્યોના ગંગાજમનાના પ્રદેશમાં વસતાં લાગેલા ૩૦૦ વર્ષના કાળને આપણે

મહાભારતનો સમય કહીશું. આ મુલકમાં ઘણાં મંત્રો રચાયા, માટે તેને બ્રહ્મર્ષિ દેશ અથવા જ્ઞાની ઋષિઓનો દેશ કહે છે. તેઓ એકત્ર રહેતાં ભાષા, ધર્મ અને સાહિત્ય આદિમાં વધારો થયો, અને તેઓ સુધારામાં આગળ વધ્યા.

૨. **મહાભારતનો સાર.**—મહાભારત એક મોટું વીરરસ કાવ્ય છે. તે રામાયણ કરતાં લગભગ પાંચ ગણું મોટું છે. તે કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે રચેલું છે. આ કાવ્યમાં કૌરવ અને પાંડવોનું વર્ણન કરેલું છે. ભારત કે કુરુ નામની ટોળી હાલના દિલ્હીના ઇશાન ખૂણામાં લગભગ ૫૦ માઇલિને છેટે આવેલા હસ્તીનાપુર શહેરમાં રાજ્ય કરતી હતી. ત્યાંના લુનાર રાજાના મરણ પછી ધૃતરાષ્ટ્ર અને પાંડુ નામે બે વારસો હતા. ધૃતરાષ્ટ્ર અંધ હતા તેથી પાંડુને ગાદી મળી હતી. ધૃતરાષ્ટ્રને ૧૦૦ કુંવરો હતા, તે પોતાના મૂળ પૂર્વજ કુરુના નામ પરથી કૌરવ નામે ઓળખાતા. પાંડુના પાંચ પુત્રો પાંડવ કહેવાતા. કૌરવોમાં સૌથી મોટો દુર્યોધન હતો. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ નામે પાંચે પાંડવો શૂરા, ધર્મિષ્ઠ, અને સદ્ગુણી હતા, પણ કૌરવો દ્વેષી, અદેખા, અને કપટી હતા. કૌરવો અને પાંડવોએ દ્રોણ ગુરુના હાથ નીચે શસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી હતી. તે અરસામાં પાંડવોની હોશિયારી અને વધુ કુશળતા જોઇ કૌરવોનાં અંતઃકરણમાં અદેખાઇનાં બી વવાયાં હતાં. એવામાં પાંડુ મરણ પામ્યા તેથી ધૃતરાષ્ટ્રે થોડો વખત રાજ્ય ચલાવ્યું. તેનો વિચાર યુધિષ્ઠિરને ગાદીએ બેસાડવાનો હતો, પણ કૌરવોને એ વાત ગમી નહિ. કૌરવોએ પાંડવોનો નાશ કરવાના વિચારે તેમને એક લાખના ઘરમાં રાખ્યા પણ કૌરવોને એ વાતની ખબર પડતાં તેઓ ત્યાંથી નાસી ગયા. એ અરસામાં પાંચાલના રાજા દ્રુપદે પોતાની કુંવરી દ્રોપદી માટે સ્વયંવર રચ્યો. એક ફરતા કુંડાળામાં થઇને તેની પેલી પાર આવેલી માછલીની નિશાને જે કોઇ રાજા બાણવડે નયનવેધથી વિંધે તેને

દ્રૌપદી વરવાની હતી. કૌરવો સહિત અનેક રાજાઓએ મચ્છ વીંધવા પ્રયત્ન કર્યો, પણ તેઓ વીંધી શક્યા નહિ. આખરે અર્જુને ભિક્ષુક બ્રાહ્મણના વેષમાં આવી મચ્છ વીંધ્યો, તેથી દ્રૌપદીએ તેને વરમાળ પહેરાવી. પાંડવોએ દ્રૌપદીને લઇ ઘેર આવી કુન્તી માતાને કહ્યું કે અમે એક મોટું ઇનામ જીતી લાવ્યા છીએ. માતાએ અજાણમાં કહ્યું કે તે તમો સર્વ વહેંચી લેજો. પાછળથી દ્રૌપદી વિષે જાણ થતાં માતા બહુ દુઃખી થઇ. માતાની આજ્ઞાનું પાલન કરવા દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની થઇ. હવે કૌરવોએ યાદવોના અધિપતિ શ્રી કૃષ્ણ અને રાજા દ્રુપદ પાંડવોના પક્ષમાં છે એમ ધારી તેમને અર્ધું રાજ્ય આપ્યું, તેથી હાલ દિલ્હી છે, ત્યાં ઇંદ્રપ્રસ્થ નગરીને રાજધાની કરી પાંડવો રાજ્ય કરવા લાગ્યા.

પાંડવો શાંતિથી રાજ્ય ભોગવે એવું કૌરવો ચાહતા નહિ, તેથી તેઓએ પાંડવોને જુગટું રમવા તેડયા. તેમાં શકુનિ મામાની મદદથી કૌરવોએ પાંડવોને હરાવી તેમનું રાજ્યપાટ જીતી લઇ બાર વર્ષ વનમાં મોકલ્યા, ઉપરાંત તેઓને એક વર્ષ ગુપ્ત રહેવાનું હતું. દુર્યોધનના ભાઇ દુઃશાસને ભર સભામાં દ્રૌપદીનું અપમાન કર્યું હતું, તેથી ભીમ બહુ ક્રોધી બન્યા અને તેને મારવાની પ્રતિજ્ઞા લીધી. તે પછી પાંડવો ૧૨ વર્ષ સુધી સરસ્વતિને કિનારે આવેલા કામ્યક વનમાં રહ્યા, અને તેરમું વર્ષ તેમણે પાંચાલ દેશની દક્ષિણે ચંબલ નદીને કિનારે મત્સ્ય દેશના વિરાટ રાજાને ત્યાં છુપા વેષમાં ગાળ્યું.

પાંડવો શરત મુજબ વનવાસ પુરો કરી આવ્યા છતાંએ કૌરવોએ તેમને તેમનું રાજ્ય પાછું આપ્યું નહિ. શ્રીકૃષ્ણ અને વિદુરે કૌરવોને બહુ સમજાવ્યા છતાંએ તેમણે પોતાની હઠ છોડી નહિ. આથી પાંડવો અને કૌરવો વચ્ચે કુરુક્ષેત્રના મેદાનમાં અઢાર દિવસ સુધી જંગી જુદ્ધ મચ્યું. તેમાં કૌરવો તરફના ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય આદિ યોદ્ધા મરાયા, અને પાંડવોને વિજય મળ્યો. પાંડવોને પોતાનું રાજ્ય પાછું મળ્યું, અને યુધિષ્ઠિર ગાદીએ બેઠા.

વૃદ્ધ ધૃતરાષ્ટ્ર પુત્રોના વિયોગે પત્ની ગાંધારી અને પ્રધાનો સમેત જંગલમાં જઇ એક આશ્રમમાં રહ્યા; ત્યાં બે વર્ષ પછી વનના દવમાં તેમનો નાશ થયો.

આથી પાંડવોને અતિશય શોક થયો. તેઓ રાજ્ય તજી હિમાલયની યાત્રાએ નીકળ્યા. ત્યાં જતાં દ્રૌપદી, સહદેવ, નકુલ, અર્જુન, અને ભીમ એક પછી એક મરણ પામ્યાં. માત્ર યુધિષ્ઠિર અને તેમનો નિમકહલાલ કુતરો સ્વર્ગની નજીક આવી પહોંચ્યા; પરંતુ ભાઇઓ, સ્ત્રી, અને કુતરા સિવાય સ્વર્ગમાં એકલા રહેવાનું તેમને ઠીક નહિ લાગવાથી તેમણે નર્કમાં રહેવાનો ઠરાવ કર્યો. અંતે આ છેલ્લી કસોટીથી સંતોષ પામી ઇંદ્ર રાજાએ બધાંને સ્વર્ગનો અધિકાર આપ્યો.

મહાભારતના મુખ્ય ૧૮ ભાગ છે, તે દરેકને પર્વ કહેછે. યુદ્ધનું વર્ણન મહાભારતના માત્ર ચોથા ભાગમાં સમાઇ રહે છે. બાકીના ભાગમાં ત્યાર પહેલાંની કથા છે. તે પરથી ક્ષત્રિયનો ધર્મ, તેમની ફરજો, બ્રાહ્મણોની વિદ્વત્તા અને તેમના શિક્ષણ વિષેની હકીકત માલમ પડેછે.

૩. બોધ.—દુર્ગુણી કૌરવોએ અદેખાઇ, કપટ અને પ્રપંચ કરવામાં કાંઇ મણા રાખી નથી. તેઓને તેઓના કર્મનાં ફળ મળ્યું. પાંડવોએ નીતિને રસ્તે કામ લીધું, અને પરિણામે નીતિનો વિજય થયો. સુખદુઃખ હંમેશાં ટકતાં નથી એ નીતિ ધ્યાનમાં રાખી ધર્મને હમેશાં વળગી રહેવું એ મહાભારતનો મુખ્ય બોધ છે.

૪. ભગવદ્ગીતા—જ્યારે કુરુક્ષેત્રના મેદાનમાં કૌરવપાંડવોનાં સૈન્ય સામસામાં લડવા ઉભાં ત્યારે ભાઇઓને પોતાની સામે લડવા ગોઠવાએલા જાઇ અર્જુનને અત્યંત ખેદ થયો. તેમણે પોતાનાં શસ્ત્ર મૂકી દીધાં અને લડવા નાખુશી બતાવી. શ્રીકૃષ્ણ ભગવાને તેને બોધ આપ્યો કે અમર આત્મા કોઇને મારતો નથી ને કોઇથી મરતો નથી, મનુષ્ય પોતાની ફરજ બજાવવા બંધાએલો છે. ફળની ઇચ્છા રાખ્યા

વિના કામ કરવાં અને ઇશ્વરને અર્પણ કરવાં એ મનુષ્યનો ધર્મ છે. કર્મમાર્ગ, ભક્તિમાર્ગ, અને જ્ઞાનમાર્ગથી મોક્ષ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો ઉપદેશ જે પુસ્તકમાં છે તેને ભગવદ્‌ગીતા કહેછે. તેમાં પણ અગત્યની નીત સમાએલી છે, તેથી હિંદુઓ ઉપરાંત અન્ય પ્રજાઓ પણ તે ભાવથી વાંચે છે.

૫ જ્ઞાનનો ભંડાર—મહાભારત શૂરવીરોના સમયનો જ્ઞાનનો ભંડાર છે. તેમાં પાંડવકૌરવોના વૃત્તાન્ત ઉપરાંત નળદમયંતી, સાવિત્રી, હરિશ્ચંદ્ર વગેરે અનેક આખ્યાનો છે. તે બધાં અગત્યના નીતિબોધથી ભરપુર છે. જો કે ધાર્મિક કવિની આ કળા અસલના જમાનામાં વૃત્તાંતરૂપે રૂપે હતી, પણ હાલ તેના ગુણદોષ બદલાયા છે, અને રામાયણની પેઠે તે ધાર્મિક ગ્રંથ તરીકે લેખાય છે. તેમાંથી અનેક નમુનાજોગ સ્ત્રીપુરુષોનાં વૃત્તાન્તો ઉપરાંત આર્યોનાં જીવન અને આચારવિચારની માહિતી મળે છે.

૬. રામાયણ અને મહાભારતના સમયની જાણવાજોગ હકીકત:—એ અરસામાં રાજપુત્રો યુદ્ધકળાનું શિક્ષણ લેતા અને તેઓ જાહેર પ્રસંગે પોતાની કળા બતાવતા. એવા જાહેર પ્રસંગોમાં સ્ત્રીઓ પણ ભાગ લઇ શકતી હતી. લોકો વધારે સુધરેલા હતા, અને રાજ્યો પણ વધારે હતાં. જ્ઞાન વિસ્તૃત થતું તું, અને ધર્મક્રિયાઓ મોટા પાયા પર થવા લાગી હતી.

એ અરસામાં ધર્મમાં પણ ફેરફાર થયો. વૈદિક સમયમાં લોકો કુદરત અને તેમાંના પ્રકાશિત પદાર્થોને સ્નેહભાવથી પૂજતા. હવે પૂજન શબ્દો અને બહારની ક્રિયાઓમાંજ આવી રહ્યું હતું. આજ અરસામાં વેદ અને અન્ય ગ્રંથો રચાએલા હતા.

યજ્ઞક્રિયાઓ વધવાથી તે સંબંધી સ્પષ્ટિકરણની જરૂર પડી, તેથી બ્રાહ્મણ ગ્રંથો રચાયા. તે માત્ર વેદ પરની ટીકાનાં પુસ્તકો છે. અરણ્યમાં વસતા સાધુઓ માટે નિયમોનાં પુસ્તક પણ રચાયાં, તેને આરણ્યક ગ્રંથો કહે છે.

લોકોમાં ચાર વર્ણ થઇ હતી. બાળકો ગુરુના ત્યાં જઇ વિદ્યાભ્યાસ કરતાં હતાં. જે શિષ્યો બુદ્ધિશાળી હોય તેઓ પરિષદોમાં જતા. મૂર્તિપૂજા થતી નહોતા, અને તે માટે મંદિરો પણ હતાં નહિ. ધર્મક્રિયાઓ પોતાના ઘરમાંજ થતી હતી. દ્રવ્યમાં સોનું, રૂપું, અને જવાહીર ઉપરાંત ઘોડા, ગાય, ખચ્ચર, રથ, અને ગુલામો પણ હતાં. લોકો ઘઉં અને જવ ઉપરાંત પાછળથી ડાંગર અને દૂધના જુદા જુદા પદાર્થો ખાતા હતા. માંસ અને સોમ રસ પણ વપરાતાં હતાં. સ્ત્રીઓની હીલચાલ નિરંકુશ હતી. તેઓ ઘરનું કામકાજ કરતી, અને યજ્ઞાદિ પ્રસંગે પુરુષોની સાથે ભાગ લેતી હતી. બાળલગ્નનો નુકસાનકારક રિવાજ હતો નહિ, અને પુનર્વિવાહ થતા હતા. લોકોને ખગોળનું જ્ઞાન હતું. વિદ્વાનોએ ચંદ્રની ગતિ પ્રમાણે વરસના બાર ભાગ પાડયા હતા અને તેરમો અધિક માસ—પુરુષોત્તમ માસ—પણ નક્કી કર્યો હતો. વળી વ્યાકરણ, ગણિત, અને સ્મૃતિના નિયમો પણ રચાયા હતા.

## પ્રશ્નો

૧. મહાભારતના સાર તરીકે ટુંકું વર્ણન કરો.
૨. મહાભારત પરથી આપણે શો બોધ ગ્રહણ કરી શકીએ?
૩. ભગવદ્ગીતામાં શી હકીકત આવે છે?
૪. રામાયણ અને મહાભારતના જમાનામાં લોકોના રીતરિવાજો કેવા હતા?

# પ્રકરણ ૭ મું.

## ગૌતમબુદ્ધ.

૧ **ઉત્તરના સન્યાસીઓ**—હિંદુઓમાં ઋષિએ એ બ્રાહ્મણોને ધાર્મિક શિક્ષકો તરીકે વર્ણવ્યા છે. વળી સૂત્રો પરથી જણાય છે કે ક્ષત્રિય અને શૂદ્ર પણ નાનપણથી વિદ્યાભ્યાસ કરતા અને ધાર્મિક બાબતમાં બ્રાહ્મણોના અનુયાયી હતા. ધીમે ધીમે ધાર્મિક માન્યતામાં મતભેદ પડવાથી હિંદુ શિક્ષકોના બે ભાગ પડયા હતા. કેટલાક ગુરુઓ ભિક્ષા પર ગુજરાન ચલાવતા, અને સન્યાસી થઇ હિમાલય પાસે આવેલા કોસલના ઉત્તર ભાગમાં ઝાઝી સંખ્યામા વસતા હતા.

કેટલાક ધારે છે કે કપિલ નામનો મોટો હિંદુ ગુરુ આ ભાગમાં જન્મ્યો હતો. અહીં ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ઘણા ધાર્મિક ફાંટા પડયા, તેના મુખ્ય બે ભાગ છે. એક અયોધ્યામાં ( **શ્રાવસ્તી** ( એની મુખ્ય જાત આજિવક હતી. ), અને બીજો ઉત્તર બિહારનો **વૈશાલી** ( એની મુખ્ય જાત નિગ્રંથ હતી. ) હતો.

૨. **બુદ્ધનું જીવન**—અયોધ્યાની ઉત્તરે નેપાળના પહાડોની તળેટી આગળ કપિલવસ્તુ નામે **રાજ્ય** હતું. તેની રાજધાનીના શહેરનું નામ પણ કપિલવસ્તુ હતું. એ નગર કાશીથી લગભગ ૧૦૦ માઇલ પર આવેલું હતું. ત્યાં ઇક્ષ્વાકુ કુળના **શુદ્ધોધન** રાજાના પુત્ર મહાપુરુષ ગૌતમનો જન્મ ઇ. સ. પૂર્વે ૫૫૭ માં થયો હતો. બુદ્ધ શાક્ય વંશના અને ગૌતમ ગોત્રના હતા, તેથી તેમણે શાક્ય અને ગૌતમ નામ ધારણ કર્યાં હતાં. જેમ જેમ ગૌતમ મોટા થતા ગયા તેમ તેમ તેમણે ગુરુ શીખવી શકે તે કરતાં પણ વધુ જ્ઞાન મેળવ્યું. તેમની માતા **માયાદેવી** તેમને ૭ વર્ષના મૂકીને મરણ પામ્યાં હતાં. તેમના પિતાએ તેમને ભાલા, ધનુષ્ય, તરવાર વગેરે સાહિત્ય વાપરતાં તથા ઘોડે બેસતાં શિખવ્યું હતું. તે પોતાના પુત્રને

પોતા જેવો શૂરવીર અને બહાદુર બનાવવા ઇચ્છતા હતા, પણ ગૌતમને તેમાં કાંઇ રસ પડતો નહિ. બાળપણથીજ તે એકાન્તવાસ અને ધ્યાનસ્થ રહેતા હતા. તે ઘણી વખતે જંગલની ગાઢી છાયામાંથી ધ્યાનનિમગ્ન સ્થિતિમાં જોવામાં આવતા. આવી પરિસ્થિતિમાં સંસાર પરથી તેમનું મન ઉઠી ન જાય માટે રાજાએ તેમને પરણાવવાનો વિચાર કર્યો. લગ્નથી શાંતિમાં કાંઇ વિક્ષેપ પડવાનો નથી એમ વિચારી ગૌતમે પણ પરણવા હા પાડી, આથી ૧૮ વર્ષની વયે ગોપા (યશોધરા) નામની કુમારિકા સાથે તેમનાં લગ્ન થયાં. જો કે આ લગ્ન બહુ સુખી અને સફળ નીવડ્યું હતું, તોપણ ગૌતમ ચિંતામાં રહેતા અને કદી સુખી માલમ પડતા નહિ, કારણ કે તે ધાર્મિક વિચારોમાં લીન અને દયાળુ હતા. ૨૮ વર્ષની વયે તેમને રાહુલ નામે પુત્ર થયો.

**૩ વૈરાગ્ય લેવાનાં કારણો—(૧) વૃદ્ધાવસ્થાનું દૃશ્ય—**એક વખત ગૌતમ શહેરના પૂર્વ દરવાજામાં થઇને બાગમાં જતા હતા, તે વખતે તેમની નજર રસ્તા પર પડેલા એક વૃદ્ધ માણસ પર પડી તેના આખા શરીરે કરચોળી હતી. તે વદન સુકાઇ ગએલો હતો. તેનું શરીરે બેવડું વળી ગયું હતું. તે મહા પ્રયત્ને ચાલી શકતો હતો. આ દૃશ્ય જોઇ કુમારે રથ હાંકનારને પૂછ્યું કે એ કોણ છે? એના કુંટુબમાં કાંઇ હોવાથી એની એવી અવસ્થા થઇ છે કે પ્રાણિમાત્રની એ સ્થિતિ થનાર છે? સારથિએ કહ્યું કે, હે રાજકુમાર, એ વૃદ્ધાવસ્થામાં છે, અને વૃદ્ધાવસ્થામાં દરેક પ્રાણીની એવી અવસ્થા થાય છે. તમારાં માતપિતા અને મિત્રો પણ એક વખતે એ અવસ્થાએ આવશે, કારણ કે તે સર્વ પ્રાણીઓને માટે સામાન્ય છે. ગૌતમે કહ્યું, અરેરે! પ્રાણીઓ કેવાં અજ્ઞાન, નબળાં, અને મૂર્ખ છે કે તેમને માટે વૃદ્ધાવસ્થા રહી જુએ છે તો પણ તેઓ જુવાનીમાં ગર્વ તજતાં નથી! હે સારથિ, રથ એકદમ પાછો વાળ. હું પણ એક સમયે વૃદ્ધ વસ્થામાં સપડાવાનો છું, તો પછી મારે મોજશોખ શા માટે જોઇએ! એમ વિચારી કુમારે રથ પાછો વાળી શહેરનો રસ્તો લીધો.

૨ **રોગી અવસ્થાનું દૃશ્ય**—બીજી વખતે કુંવર રથમાં બેસી શહેરના દક્ષિણ દરવાજે થઇ આનંદ બાગમાં જતા હતા, તે વખતે તેમણે રસ્તામાં એક માદા માણસને જોયો. તે તાપે તરફડો હતો, અને તેનામાં ઉઠવાનીએ શક્તિ નહોતી. તેની પાસે તેની ચાકરી કરવા કોઇ મિત્ર કે મદદગાર નહોતો. તે અતિશય પીડાતો હતો, અને મરવાની તૈયારીમાં હતો. આ દુઃખદ દેખાવ જોઈ ગૌતમે સારથિને પૂછ્યું. સારથિએ કહ્યું કે તે માંદો છે, અને મનુષ્યમાત્રની માંદગીમાં એવી અવસ્થા થાય છે. ગૌતમને લાગ્યું કે તન્દુરસ્તી માત્ર સ્વપ્ન સમાન છે. પોતાનું ખરૂં સ્વરૂપ જાણ્યા પછી કયો ડાહ્યો પુરુષ આનંદ અને સુખભોગમાં મંડયો રહેશે? ત્યાંથી પણ કુંવર શહેર તરફ પાછા વળ્યા.

(૩) **મૃત્યુનું દૃશ્ય**—ત્રીજી વખતે ગૌતમ શહેરના પશ્ચિમ દરવાજે થઇ પોતાના બાગમાં જતા હતા. તેવામાં તેમણે એક મૃત શબને ઠાઠડીમાં બાંધી લઇ જતાં જોયું. મરનારનાં સગાંસંબંધીઓ પાછળ રૂદનના પોકાર કરતાં, માથાના વાળ તોડતાં, માથે ધૂળ નાખતાં, તથા ભારે વિલાપ કરતાં ચાલતાં હતાં! એ અતિ દુઃખદ દેખાવથી કુંવર પર ઘણીજ અસર થઇ. તેમણે કહ્યું કે, અફસોસ છે જુવાનીને કારણ કે જરૂર તે વૃદ્ધત્વથી પલટાવાની છે! અફસોસ છે તન્દુરસ્તીને, કેમકે તે અનેક રોગોને ભોગ થઇ પડી નાશ પામવાની છે! અફસોસ છે આ જીવનને, કાંજે પાણીના પરપોટાની પેઠે તે બહુજ થોડી મુદત ટકવાનું છે! જો ઘડપણ, માંદગી, અને મરણ ન હોય તો આ મોજશોખ કામનાં છે. કુંવરે સારથિને કહ્યું કે ચાલો, આપણે પાછા વળીએ, કારણ કે મુક્તિ શી રીતે મેળવવી તે વિષે મારે વિચાર કરવોજ જોઇએ.

(૪) **ભિક્ષુક અવસ્થાનું દૃશ્ય**—છેલ્લી વખતે ગૌતમ શહેરના ઉત્તરના દરવાજે થઈ આનંદ બાગમાં જતા હતા, તે વખતે એક ભિક્ષુક તેમના જોવામાં આવ્યો. તેના હાથમાં ભિક્ષાપાત્ર હતું. તેણે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને ચહેરો પ્રૌઢ અને શાંત હતો.

તેને જોઇ કુમારે સારથિને પૂછ્યું કે, આ કોણ: છે? સારથિએ કહ્યું કે એ ભિક્ષુક છે. એણે સાંસારિક વાનાંનો ત્યાગ કર્યો છે, અને તે તપ કરવામાં પોતાનું જીવન ગુજારે છે. એ સાંભળી કુંવરે કહ્યું કે એનું જીવન મારો તેમજ અન્ય જનોનો આશ્રય થશે. એવી અવસ્થામાં આપણે સુખશાંતિ તેમજ મુક્તિ મેળવી શકીશું. એમ કહી તે શહેરમાં પાછા વળ્યા.

(૫) આ સર્વ દશ્યો ઉપરાંત ગૌતમે એક દિવસે ફરવા જતાં બળદને ખુબ મારતા એક ખેડુતને જોયો, તેથી તે દીલગીર થયા. વળી એક દિવસે તેમણે એક બાજને કબુતરનો, અને એક કબુતરને માખીનો શિકાર કરતાં જોયાં. તે બનાવોથી તે અતિ ખિન્ન થયા, અને તેમને અતિશય દયા ઉપજી. આ સર્વ દશ્યો જોઈ સંસાર પરથી કુમારનું મન ઉઠી ગયું. એવામાં તેમને પુત્રપ્રાપ્તિ થઇ, તેથી તેમણે જગતની જંજાળમાંથી તરતજ છુટવાનો દઢ સંકલ્પ કર્યો.

૪. **સંસારત્યાગ**—એક વખતે રાત્રે સર્વ ચોકીદારો ઉંઘતા હતા, ત્યારે ગૌતમે પોતાનો મહેલ તજી દીધો. તે વખતે તેમનું વય ૨૮ વર્ષનું હતું. તેમણે પોતાના નોકર ચના સાથે આખી રાત મુસાફરી કરી. સવાર થતાં તેમણે પોતાનો ઘોડો તથા વસ્ત્રાદિ આભૂષણ ચનાને આપી કપિલવસ્તુ પાછો મોકલ્યો. તેમણે નોકર જોડે પિતાજીને સંદેશો કહાવ્યો કે દેહકષ્ટ અને તપ કરવાના હેતુથી અને શાંતિનો ખરો માર્ગ શોધવા માટે હું ઘરબાર તજી નીકળી ગયો છું. તે પછી ગૌતમે પોતાના કેશ કાપી નંખાવ્યા, અને પોતે સાધુનાં ભગવાં વસ્ત્ર ધારણ કરી સત્ય શોધવા તૈયાર થયા.

૫. **શાંતિ મેળવવાના પ્રયત્ન**—ઘરબાર તજી ગૌતમ પ્રથમ વૈશાલીમાં આવ્યા, અને એક પ્રખ્યાત બ્રાહ્મણના શિષ્ય થઈ બે વર્ષ સુધી તેની પાસે અભ્યાસ કર્યો, પરંતુ તેથી તેમને સંતોષ થયો નહિ. ત્યાંથી તે મગધ કે બિહારની રાજધાની રાજગૃહમાં ગયા. ત્યાંના વિદ્વાન બ્રાહ્મણો પણ તેમને મુક્તિના માર્ગ બતાવી શક્યા નહિ.

તે પછી તે પાંચ સહાધ્યાયીઓ સાથે આગળ ચાલ્યા, અને ઉરૂવિલા નામના ગામડા પાસેના ગાઢા જંગલમાં આવી પહોંચ્યા. અહીં તેમણે ૩૦–૩૬ વર્ષની ઉમર સુધીનાં ૬ વર્ષ ભારે તપ કરી પોતારૂં શરીર ગાળી નાખ્યું. હાલ આ સ્થળે બુદ્ધગયાનું દહેરૂં આવેલું છે. છ વર્ષના તપને અંતે તેમને જણાયું કે તપથી મોક્ષ મળવાનો નથી, તેથી તેમણે તપશ્ચર્યાનો ત્યાગ કર્યો. તેમના સાથીઓ તેમને તજીને ચાલ્યા ગયા. આખરે તેઓ એક પીપળાના ઝાડ નીચે પોતાના વિચારોમાં લીન થઈ બેઠા હતા, એવામાં તેમને જ્ઞાનપ્રકાશ થયો. તેઓને લાગ્યું કે કામનાઓનો નાશ થવાથી વારંવાર પુનર્જન્મમાંથી છુટકારો થાય છે. હવે ગૌતમ બુદ્ધ એટલે પ્રકાશ પામેલા કહેવાયા. જે ઝાડ નીચે ગૌતમને જ્ઞાન થયું તે બોધિસત્વ વૃક્ષને નામે પ્રખ્યાત થયું છે. હવે બુદ્ધને થએલું જ્ઞાન લોકોને જાહેર કરવું કે કેમ તે વિષે ઘણા ઘણા વિચાર થયા, આખરે મનુષ્ય જાતિના દુઃખોને લીધે ઉપજેલી દયાની પ્રબળ લાગણીથી તેઓ પોતાને થએલું જ્ઞાન દુનિયાને જાહેર કરવા તૈયાર થયા.

૬. **બુદ્ધનો ઉપદેશ**—બુદ્ધ પ્રથમ કાશી કે બનારસ ગયા, અને ત્યાં મળેલા પાંચ શિષ્યોને બોધ કર્યો કે જીવન દુઃખરૂપ છે. જીવનની ઇચ્છા એ દુઃખનું મૂળ છે. જીવનની ઇચ્છાનો નાશ એ દુઃખનો નાશ છે. સત્ય ભક્તિ, સત્ય નિશ્ચય, સત્ય વાણી, સત્ય કર્મ, સત્ય જીવન, સત્ય પ્રયત્ન, સત્ય વિચાર, અને સત્ય ધ્યાન એ આઠ પ્રકારના ઉત્તમ માર્ગે દુઃખનો નાશ કરી શકાય છે.

કોઇને પણ ઇજા કરવી નહિ, તમારા શરીરને પણ નહિ. કામનાઓનો ત્યાગ કરો. કામનાજ સર્વ પાપ અને દુઃખનું મૂળ છે. જેમ કામના ઓછી તેમ માણસ વધારે સુખી હોય છે. આ પ્રમાણે બુદ્ધધર્મનો પાયો નીતિ પર રહેલો છે. એથી શાંતિ મળે છે. પૂર્ણ જ્ઞાનપ્રકાશ થાય છે, અને છેવટે નિર્વાણ મળે છે. નિર્વાણ એટલે બધા રાગથી મુક્તિ કે શાંતિ.

**ઉપદેશક જીવન**—જ્ઞાનપ્રાપ્તિ થયા પછી બુદ્ધે લોકોને જાહેર ઉપદેશ કરવા માંડયો. પ્રથમ ઉપદેશ કાશીમાં કર્યો, અને ૩ માસમાં ૬૦ શિષ્યો મેળવ્યા. તે શિષ્યોને તેમણે જુદી જુદી જગાએ ઉપદેશ કરવા મોકલ્યા. તે પછી બુદ્ધ **રાજગૃહમાં** ગયા, અને ત્યાં પશુનો યજ્ઞ કરતા બિંબિસાર રાજાને જીવદયા પર એવો અસરકારક બોધ કર્યો કે તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. તે પછી બુદ્ધ કપિલવસ્તુમાં પોતાના પિતા પાસે ગયા. ગૌતમના પિતાએ જ્યારે સાંભળ્યું કે પોતાનો પુત્ર ઘેરઘેર ભિક્ષા માગી ગુજરાન ચલાવે છે ત્યારે તેણે તેમને પોતાની પાસે બોલાવ્યાં, અને કહ્યું કે જે કુટુંબમાં હું જન્મ્યો છું, તે કુટુંબમાં શું તું પણ જન્મ્યો નથી? આપણા પૂર્વજોએ કદીપણ ભિક્ષા માગી પેટ ભર્યું છે? બુદ્ધે નમ્રતાથી જવાબ આપ્યો કે વહાલા પિતાજી મારી પાસે જે અમૂલ્ય ખજાનો છે તે આપની આગળ ખુલ્લો મૂકવાની મને રજા આપો. તે પછી ગૌતમે એવી અસરકારક રીતે બોધ આપ્યો કે રાજકુટુંબ તથા આખી શાક્ય જાતિએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. હવે બુદ્ધે મગધના રાજા અજિતશત્રુ તથા કોસલના ઇક્ષ્વાકુ કુળના રાજા પ્રસેનજીતને પોતાના શિષ્યો બનાવ્યા. આ પ્રમાણે બુદ્ધ લગભગ ૪૫ વર્ષ ઉપદેશ કરી ઇ. સ. પૂર્વ ૪૭૭માં કુશીનગર આગળ નિર્વાણ પામ્યા. તેમણે પોતાના શિષ્યોને છેલ્લો ઉપદેશ આ આપ્યો હતો કે "મારો નહિ પણ મારાં વચનોનો વિચાર કરજો, સર્વ પદાર્થ નાશવંત છે. ઉદ્યોગથી તમારી સંપૂર્ણતા સાધજો."

### પ્રશ્નો.

૧. બુદ્ધનું ટુંકું જીવન બોલો.
૨. કયાં કારણોથી ગૌતમને સંસાર પર વિરાગ ઉપજ્યો?
૩. શાંતિ મેળવવા માટે તેમણે કયા પ્રયત્ન કર્યા?
૪ તેમનો મુખ્ય ઉપદેશ શો હતો?
૫. બુદ્ધના જીવનચરિત્ર પરથી આપણે શો બોધ ગ્રહણ કરી શકીએ?

# પ્રકરણ ૮ મું.

## બૌદ્ધ સમય. ઇ. સ. પૂર્વે ૩૨૦–ઇ. સ. ૫૦૦

૧. **બૌદ્ધ સમય**—ઇ. સ. પૂર્વે ૩૨૦થી ઇ. સ. ૫૦૦ સુધીના સમયને બૌદ્ધ સમય કહે છે. એ જમાનામાં હિંદમાં બૌદ્ધ ધર્મ પ્રબળ હતો. વળી ચંદ્રગુપ્ત, અશોક અને તે પછી આંધ્ર રાજ્યનું બળ વધવાથી તથા દેશમાં એકજ મુખ્ય ધર્મ હોવાથી હિંદનું ઐક્ય વધ્યું હતું.

૨. **શિષ્યો માટે નિયમો**—બુદ્ધે પોતાના અનુયાયીઓ માટે કેટલાક નિયમો નક્કી કર્યા હતા. જેમકે મના કરેલા વખતે ખાવું નહિ. ગમત માટે નાચવું, ગાવું કે નાટક ભજવવું નહિ. અત્તર કે આભૂષણ વાપરવાં નહિ. ઉંચી જાતની બહોળી પથારી વાપરવી નહિ. તેમજ સોનુંરૂપું લેવું દેવું નહિ. બુદ્ધનો આ માર્ગ મધ્યમમાર્ગ તરીકે જાણીતો છે.

૩. **બૌદ્ધ ધર્મનો ફેલાવો: ચઢતીનાં કારણો**—બૌદ્ધ ધર્મનો ઉપદેશ સરળ અને બધી જ્ઞાતિઓ માટે સામાન્ય હતો, તેથી તેમાં ઘણા લોકો ભળ્યા. ધર્મના સિદ્ધાંતો લોકોને પસંદ પડે તેવા હતા, વળી શિષ્યોએ તે ફેલાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો. ઘણા રાજાઓએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. આમ આ ધર્મ રાજધર્મ થયો, અને રાજાઓના આશ્રયથી ને ઘણા પ્રદેશોમાં ફેલાયો. અશોક રાજાના પ્રયત્નથી બૌદ્ધ ધર્મ આખા હિંદમાં તેમજ બ્રહ્મદેશ, સિઆમ, લંકા, ચીન, તીબેટ, જાપાન, માંચુરીઆ, માંગોલીઆ અને તુર્કસ્તાન આદિ દેશોમાં પણ ફેલાયો. બિંબિસાર, અશોક, કનિષ્ક અને શિલાદિત્ય રાજાએ બૌદ્ધ ધર્મને ઘણો આશ્રય આપ્યો, તેથી તે બહુ ચઢતીમાં આવ્યો. હાલ પણ બૌદ્ધ ધર્મ પાળનારની સંખ્યા લગભગ ૪૩ કરોડ માણસોની છે.

૪. **બૌદ્ધ ધર્મથી બ્રાહ્મણ ધર્મ પર થએલી અસર**—હિંદમાં બૌદ્ધ ધર્મની ચઢતી થઇ, તેથી હિંદુ ધર્મ નરમ પડવા લાગ્યો.

આથી હિંદુ આચાર્યોએ બ્રાહ્મણ ધર્મમાં લોકોને પસંદ પડતો સુધારો કર્યો, પરિણામે મૂર્તિઓ, દેવળો, અને અસંખ્ય દેવોવાળો નવો હિંદુ ધર્મ બન્યો.

૫. **બૌદ્ધ ધર્મથી હિંદ પર થએલી અસર**—આ ધર્મથી હલકી વર્ણોમાં ઘણો સુધારો થયો, તેથી હિંદનું ઐક્ય વધ્યું. ધર્મપુસ્તકો લખવાની જરૂર પડી, તેથી પ્રાકૃત, પાલી, અને માગધી આદિ ભાષામાં પુસ્તકો લખાયાં, તેથી લખવાની કળાનો એટલે લિપિનો સારો ફેલાવો થયો. રાજાઓની મદદથી વગર જુલમે લોકોની નીતિમાં સુધારો કરવાનો પ્રશંસાપાત્ર પ્રયત્ન થયો. પરદેશમાં પણ ધર્મ ફેલાવવા ઉપદેશકો મોકલવામાં આવ્યા હતા, તેથી પરદેશોનો હિંદ સાથે સંબંધ જોડાયો, અને પરિણામે હિંદના વેપારરોજગાર તથા વિદ્યાકળામાં ઘણો સુધારો વધારો થયો. બૌદ્ધ ધર્મે અપાસરા, પાંજરાપોળો, અને ઐતિહાસિક લેખોનો હિંદ માટે કીમતી વારસો મૂક્યો છે. વળી આ ધર્મે તે જમાનામાં યુરોપ અને એશિયાનું ધ્યાન હિંદુસ્તાન તરફ ખેંચ્યું હતું.

૬. **વિહાર**—આ જમાનામાં બૌદ્ધ સાધુ સ્ત્રીપુરુષો ધાર્મિક રસ્તે જીવન ગાળવા માટે મઠમાં રહેતાં હતાં. એવા મઠ એટલે વિહાર મગધ દેશમાં અનેક હતા, તેથી દેશનું નામ વિહાર પરથી બિહાર પડ્યું, અને આજે તે બહાર નામે ઓળખાય છે. અજંટામાં બૌદ્ધ સાધુઓની એક મોટી ગુફા છે.

૭. **બૌદ્ધ પરિષદો**—(૧) ઇ. સ. પૂર્વે ૪૭૮ માં (બીજી શોધ મુજબ ઇ. સ. પૂર્વે ૫૪૩ માં) એક મોટી સભા પટણા પાસેની એક ગુફામાં મળી હતી. તેણે, શિષ્યોને આપેલો બોધ, નીતિના નિયમ, અને ધર્મના નિયમ, એવા બુદ્ધના ઉપદેશના ત્રણ ભાગ પાડ્યા. (૨) એ પછી ઇ. સ. પૂર્વે ૩૭૭ માં (બીજી શોધ પ્રમાણે ઇ. સ. પૂર્વે ૪૩૩ માં) ૭૦૦ સાધુઓની એક સભા મળી. ધર્મની

બાબતોમાં કેટલોક મતભેદ પડયો હતો, તેનો નિકાલ એ સભામાં કરવામાં આવ્યો. (૩) મહાન અશોકે ઇ. સ. પુર્વે ૨૪૪ માં ૧૦૦૦ આગેવાનોની એક સભા પટણામાં બોલાવી હતી. તેમાં બુદ્ધનાં વચનો પાલી ભાષામાં લખાવી આખા રાજ્યમાં પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. (૪) તે પછી કનિષ્ક નામે રાજાએ ઇ. સ. ૪૦ માં ચોથી સભા બોલાવી ધર્મશાસ્ત્રોનું સંશોધન કરાવ્યું હતું. (૫) અને છેલ્લી બૌદ્ધ સભા શિલાદિત્ય નામે રાજાએ ઇ. સ. ૬૩૪ માં બોલાવી ને તેમાં હિંદુ આચાર્યો અને બૌદ્ધ સાધુઓ વચ્ચે ધર્મસંવાદ કરાવ્યો હતો. આ પ્રમાણે રાજાઓએ સભાઓ બોલાવી બૌદ્ધ ધર્મને સારું ઉત્તેજન આપ્યું હતું.

૮. **બૌદ્ધ ધર્મનાં પુસ્તકો**—બુદ્ધના મરણ પછી લગભગ ૫૦૦ વર્ષે રાજગૃહમાં-પટણામાં સપ્તપર્ણીની ગુફામાં ભરાએલી બૌદ્ધ સભાએ બૌદ્ધ ધર્મશાસ્ત્રને ત્રણ ભાગમાં વહેંચ્યું હતું. **अभिधर्म** એટલે ધાર્મિક તત્ત્વો, **विनय** એટલે બૌદ્ધ સાધુઓ માટે આચરણની વ્યવસ્થા તથા નિયમો, અને **सूत्र** એટલે બુદ્ધે આપેલાં સુંદર દષ્ટાંતો. દરેક ભાગ પિતક કે ટોપલી નામે ઓળખાય છે, અને આખું શાસ્ત્ર ત્રિપિતક કે ત્રિટોપલીના નામથી પ્રસિદ્ધ છે.

૯. **બૌદ્ધ સમયમાં વેપાર અને લિપિ**—ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હિંદુસ્તાનમાં લખવાની કળા એટલે લિપિ દાખલ થઇ. તે પહેલાં બધું શિક્ષણ મોઢેજ અપાતું હતું. તે અરસામાં મુંબઇની ઉત્તરે આવેલાં ભરૂચ અને ખંભાતના અખાતનાં બંદરોનો વેપાર ઇરાની અખાતમાં થઇને બાબિલોનીઆ સાથે ચાલતો હતો. તે પ્રસંગે હિંદના નાવિકો આર્મિનીઆમાંથી લિપિ એટલે લખવાની કળા શીખી લાવ્યા. એ લિપિમાં બ્રાહ્મણોએ કંઇક ફેરફાર કરી બ્રાહ્મી લિપિ ચાલુ કરી. તે પરથી હાલની દેવનાગરી કે બાળબોધ અને કેથી (ગુજરાતીને મળતી) લિપિઓ થએલી છે.

**૧૦. બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો**—લાંબા જમાના સુધી બૌદ્ધ ધર્મ ચઢતીમાં રહ્યો. હવે હિંદુ આચાર્યોએ સુધારેલો બ્રાહ્મણ ધર્મ લોકોને પસંદ પડયો, અને તેથી ઘણાં માણસો તે તરફ વળ્યાં. એવામાં અનેક હિંદુ આચાર્યો ઉભા થયા, તેમણે હિંદુ ધર્મના ફેલાવા માટે ઘણા પ્રયત્ન કર્યા. તેમાંના મુખ્ય ગુરુ શંકરાચાર્યે ઘણા પ્રયત્ને બૌદ્ધમતનું ખંડન કર્યું, અને શિવની સ્થાપના કરી, પરિણામે હિંદુ ધર્મનું પુનરુજ્જીવન થયું. વળી બૌદ્ધ ધર્મને આશ્રય આપનાર રાજાઓ મરી ફીટયા, અને રાજયનો આશ્રય હિંદુધર્મને મળ્યો, તેથી બૌદ્ધ ધર્મનું જોર કમી થઇ ગયું. ગુપ્ત વંશના રાજાઓના જમાનામાં ઘણો ત્રાસ હતો તેથી બૌદ્ધ ધર્મ પડી ભાગ્યો. વળી મુસલમાનોના જમાનામાં તો બૌદ્ધ ધર્મ છેક પડી ભાગ્યો અને હિંદુ ધર્મ ચઢતી કળાએ પહોંચ્યો.

## પ્રશ્નો.

૧. બૌદ્ધ ધર્મથી હિંદુ ધર્મ પર શી અસર થઇ હતી ?

૨. બૌદ્ધ ધર્મથી હિંદમાં શો સુધારો થયો હતો ?

૩. કયા રાજાઓએ બૌદ્ધ ધર્મને આશ્રય આપ્યો હતો ?

૪. બૌદ્ધ ધર્મની પડતીનાં કારણો શાં હતાં ?

---

## પ્રકરણ ૯ મું.

### મહાવીર સ્વામી અને જૈન ધર્મ.

**૧. મહાવીર.**—મહાવીર બુદ્ધના સમકાલીન હતા. તે ઉત્તર બિહારના વૈશાલીમાં ક્ષત્રિય કુટુંબમાં જન્મ્યા હતા. તેમનો પિતાનું નામ સિદ્ધાર્થ હતું. મહાવીરનું મૂળ નામ વર્ધમાન હતું. તેમનો જન્મ ઇ. સ. પૂર્વે ૫૯૯ માં થયો હતો. પટણાની ઉત્તરે આવેલા વૈશાલીનો કારભાર પાંચ ક્ષત્રિય કુટુંબ ચલાવતાં હતાં. મહાવીરનો પિતા તેઓમાંનો એક હતો. તે કુળ યતિકુળ નામે ઓળખાતું, તેથી મહાવીર યતિપુત્ર નામે પણ ઓળખાતા. મહાવીરના સમયની પહેલાં ૮ મા સૈકામાં પાર્શ્વનાથ નામના એક મહાપુરુષે ક્ષત્રિઓ માટે સાધુઓનો એક વર્ગ સ્થાપ્યો હતો. એ પાર્શ્વનાથના નામ પરથી છોટાનાગપુરમાં એક પારસનાથની ટેકરી છે, અને તે પર જૈન લોકોનું એક મોટું મંદિર છે. મહાવીરના મનની વૃત્તિઓ નાનપણથીજ વૈરાગ્યવાળી હતી, પરંતુ સ્નેહાળ માતપિતાનો ત્યાગ કરીને એકદમ દીક્ષા લેવાનું તેમણે ઉચિત ધાર્યું નહિ. થોડા વખત પછી તેમનાં માતપિતા ગુજરી ગયાં, તેથી તે પોતાના વડીલ બંધુની રજા લઇ ૩૦ વર્ષની વયે સાધુ થયા. તે બિહારમાં એકલા ફરવા લાગ્યા. તેમણે ૧૨ વર્ષ તપ કર્યું, અને તે કેવળ જ્ઞાન પામ્યા. પોતે નિર્ગ્રન્થ એટલે સંસારના કોઇ પણ બંધનથી બંધાએલા નહતા; અને વસ્ત્ર પણ પહેરતા નહોતા. તેઓ જિન એટલે જેણે ઇંદ્રિઓ જીતી છે એવા પવિત્ર પુરુષ તરીકે પ્રસિદ્ધ થયા. તેમના અનુયાયીઓ જૈન કહેવાય છે. મહાવીર સ્વામીએ અસલના જૈનધર્મમાં ઘણો સુધારો કર્યો. તેમણે ૩૦ વર્ષ સુધી મગધ, વિદેહ, અને અંગ આદિ દેશોમાં ઉપદેશ કર્યો. તેઓ પટણા જિલ્લાના પાવપુર નામના સ્થળે ઇ. સ. પૂર્વે ૫૨૭માં નિર્વાણ પામ્યા.

૨. **જૈનધર્મના સિદ્ધાંતો**—જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત અહિંસા છે. જૈન લોકો કર્મ, પુનર્જન્મ, આત્મા, અને નિર્વાણ માને છે. જીવદયા એ ધર્મનું મુખ્ય તત્ત્વ છે. તેઓ સમજે છે કે કરેલાં કર્મોનાં ફળ આપણે ભોગવવાનાં છે, અને જેવી આપણી કરણી તેવી સ્થિતિ ભવિષ્યમાં થનાર છે. ફરીથી જન્મ લેવો ન પડે એવી રીતે સર્વ કર્મના અણુનો નાશ કરવો તેનું નામ મોક્ષ. દરેક કર્મ મોક્ષપ્રાપ્તિમાં અટકાવ કરનારૂં છે. જેમ સોનું મેલ દૂર થવાથી શુદ્ધ થાય છે, તેમ આત્મા પણ કર્મરૂપી મલિનતાથી જ્યારે દૂર થાય છે ત્યારે તે પરમાત્માના જેવો થાય છે. આ પ્રમાણે જૈન ધર્મમાં દયાધર્મ તથા કર્મને અગ્ર પદ મળેલું છે.

૩. **જૈન ધર્મના પંથો**—મહાવીરના મરણ પછી લગભગ ૨૦૦ વર્ષે મગધ દેશમાં મોટો દુકાળ પડયો હતો. તે વખતે વજ્રસ્વામી નામના એક પ્રખ્યાત સાધુએ જૈન સાધુને સુગાળ દેશમાં દોર્યા હતા, તેથી જૈનો મ્હેસુર અને કાનારામાં ફેલાયા હતા. હાલ પણ જૈનો દક્ષિણમાં વસે છે. તેઓએ સ્ત્રીઓને પણ સાધ્વી વર્ગમાં દાખલ કરી. ધીમે ધીમે તેઓના આચારવિચારોમાં વધુ ફેરફાર થયો, અને એના પરિણામે જૈનોમાં શ્વેતાંબર અને દિગંબર એવા બે પંથ થયા. જે પંથના સાધુઓ વસ્ત્રરહિત નગ્ન સ્થિતિમાં રહે છે તે દિગંબર કહેવાય છે, અને જે પંથના સાધુઓ શ્વેત વસ્ત્ર ધારણ કરે છે તે શ્વેતાંબર કહેવાય છે. શ્વેતાંબર પંથીઓ મૂર્તિઓને પણ સફેદ વસ્ત્ર પહેરાવે છે, અને દિગંબર પંથીઓ મૂર્તિઓને વસ્ત્રરહિત રાખે છે.

૪. **બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ.**—જૈન ધર્મ બુદ્ધના મધ્યમમાર્ગને મળતો છે, પણ જૈનો બૌદ્ધો કરતાં જીવહિંસામાં આગળ વધ્યા છે. બૌદ્ધ અને જૈન એ બંનેનો પ્રથમ ઉપદેશ પણ મગધમાં થયો હતો. આ બંને ધર્મવાળાઓ વેદનો અનાદર કરે છે,

અને સાધુઓની મારફતે ધર્મનો પ્રચાર કરાવે છે. જો કે અહિંસા બંને ધર્મનું મુખ્ય તત્ત્વ છે, તો પણ બંનેનાં ધર્મશાસ્ત્રો અને આચારવિચારો જુદાં છે. બૌદ્ધો દેહકષ્ટને અનાવશ્યક ગણી તિરસ્કારે છે, ત્યારે જૈનો દેહકષ્ટને ધર્મનું મુખ્ય સાધન ગણે છે.

૫. **હિંદુ ધર્મ અને જૈન ધર્મ**—કર્મનાં બંધનોથી મનુષ્યો આ સંસારમાં બંધાય છે, અને જ્યારે કર્મરૂપી બંધનનો નાશ થાય છે, ત્યારે તેઓ સંસારથી મુક્ત થાય છે, અને મોક્ષ પામે છે. કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ એ મોક્ષ મેળવવાના રસ્તા છે. ઇંદ્રિયોને કાબુમાં રાખવાથી અને ઉપવાસ આદિ દેહદમન કરવાથી જીવનનો કરણીરૂપી મેલ કપાઇ શુદ્ધિ થાય છે. આવા વિચારોમાં હિંદુ અને જૈન ધર્મો મળતા આવે છે.

૬. **જૈન તીર્થંકરો**—જૈનો ૨૪ તીર્થંકરો અને ધર્મના સ્થાપકોને માને છે. તેઓમાં શ્રી પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી એ બે છેલ્લા છે, અને જૈનો તેઓને વિશેષ માને છે. તેઓની યાદ માટે જૈનોએ ઘણો પૈસો ખરચી દહેરાં પણ ચણાવેલાં છે.

૭. **જૈન ધર્મનાં પુસ્તકો**—મહાવીર સ્વામીએ ધર્મની હકીકત પોતાના શબ્દોમાં પુસ્તકોના સ્વરૂપમાં મૂકી નહોતી. તેમના મરણ પછી ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં પુરિસની દેખરેખ નીચે જૈન ધર્મનાં પુસ્તકો એકઠાં કરવામાં આવેલાં, પણ તે ખોવાયાં હતાં. પાછળથી ઇ. સ. ૫૦૦ માં અંગસની સંજ્ઞાથી આદર્શભૂત ભાષામાં તે એકઠાં કરવામાં આવ્યાં હતાં. એજ અરસામાં મગધમાં દુકાળ પડયો હતો.

૮. **જૈન લોકોનાં કાર્ય**—જૈનો વેપારી અને શાંતિપ્રિય પ્રજા છે. પ્રાણીરક્ષક પાંજરાપોળો મુખ્યત્વે તેમનેજ આભારી છે. તેઓ તીર્થંકરો એટલે જિનોને માને છે. તેઓએ આબુ, સમેત શિ-

આબુ, તારંગા, ગિરનાર, આદિ સ્થળોએ પ્રખ્યાત દહેરાં ચણાવ્યાં છે. પ્રાચીન કાળમાં જૈન સાધુઓએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓને, અને તે પછી આજપર્યંત રાસાઓ અને કાવ્યો રચી ગુજરાતી ભાષાને સારૂં પોષણ આપ્યું છે. હાલ હિંદમાં જૈનોની વસ્તી ૧૩ લાખની છે.

### પ્રશ્નો.

૧. મહાવીર સ્વામી વિષે શું જાણો છો ?
૨. જૈન ધર્મનો સાર શો છે ?
૩. જૈન અને બૌદ્ધ ધર્મને સરખાવો.
૪. જૈન લોકોએ કયાં જાહેર કાર્યો કર્યાં છે ?
૫. જૈન ધર્મના પંથો વિષે તમે શું જાણો છો ?

---

## પ્રકરણ ૧૦ મું.

### હિંદમાં ઇરાનીઓ અને ગ્રીકો.

૧. ઈરાનીઓ— આર્યો ઘણા વખતથી ઇરાનમાં આવી વસ્યા હતા. ત્યાં તેમણે પોતાની સત્તા જમાવી હતી. ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં ઇરાનમાં ડરાયસ નામે રાજા રાજ્ય કરતો હતો. તે પોતાને આર્ય કે આર્યના પુત્ર તરીકે ઓળખાવતો હતો. તેનું રાજ્ય ઇરાન, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, અને એશિઆ માઇનરના પ્રદેશો સુધી વિસ્તાર પામેલું હતું. ડરાયસે ઇ. સ. પૂર્વે ૫૧૫માં પંજાબ પર હુમલો કરી તે જીતી લીધું, અને હિંદના જીતેલા ભાગમાંથી ઉપજનો ત્રીજો ભાગ પણ મેળવ્યો હતો. પાશ્ચાત્ય ઇતિહાસ પરથી જણાય છે કે ઇજિપ્શિઅન દેવતા ઓસિરિસ, ઇજિપ્શિઅન રાજા, અને એસિરીઆની રાણીએ પણ હિંદ પર સવારી કરેલી, પણ તે નક્કી નથી. ઇ. સ. પૂર્વે ૫૨૧–૪૮૫ સુધી પંજાબ ઇરાની સામ્રાજ્ય-

ના એક ભાગ તરીકે જોડાએલો હતો. સિકંદરની સવારી સુધી પણ તે કાયમ રહેલો જણાય છે.

૨. ગ્રીકો—યુરોપમાં વસેલી આર્ય ટોળીઓમાં ગ્રીસ દેશના ગ્રીક લોકો તે જમાનામાં સવંથી બહાદુર અને વિદ્વાન હતા. તેઓ ઈરાનીઓ પછી સુમારે ૨૦૦ વર્ષે હિંદમાં આવ્યા. તેઓએ અફઘાનિસ્તાન, ઇરાન અને તુર્કસ્તાન જીત્યાં હતાં. તેઓએ વાયવ્યમાં વસી હિંદમાં સુધારો દાખલ કર્યો, અને ૨૦૦ વર્ષ સુધી પંજાબમાં રાજ્ય કર્યું

૩. મહાન એલેકઝાન્ડરની સવારી—ગ્રીસ દેશનો રાજા મહાન એલેકઝાન્ડર કે જે સિકંદર નામે ઓળખાતો હતો તે દુનિયાના પ્રખ્યાત વીર પુરુષોમાંનો એક હતો. તે ૨૦ વર્ષની ઉમરે રાજા થયો હતો. તે ઇ. સ. પૂર્વે ૩૩૪ની વસંત ઋતુમાં ૪૦,૦૦૦ માણસનું લશ્કર લઇ ઇરાન જીતવા નીકળ્યો. તેણે પોતાનું સર્વ દ્રવ્ય પોતાની માતાને આપી દઇ કહ્યું કે “માતાજી, માત્ર આશા અને ઉદ્દેશ હું મારી સાથે લઇ જવા માગું છું. એ સાથે હશે તો ગમે તેવું કઠણ કામ હું પાર પાડી શકીશ.”

ઇરાનમાં સખત યુદ્ધ જીત્યા પછી તેણે ૩ વર્ષ સુધી પોતાના લશ્કરને આરામ આપ્યો. તે પછી અફઘાનિસ્તાનમાં થઇ બાકિટ્રઆ આવ્યો ત્યાંથી હિંદુકુશમાં થઇ સિંધુ નદી પર ઇરાની સામ્રાજ્યની સરહદ ઓહિંગ આગળ આવ્યો. અહીં તેણે એક માસ આરામ લીધો. તે પછી તે અટક શહેર આગળ હોડીઓનો પુલ બાંધી નદી ઓળંગી સ્વતંત્ર હિંદમાં પેઠો. ટક્ષિલા શહેર આગળ તેઓએ પડાવ નાખ્યો. ઝેલમને પેલે પાર પંજાબમાં પોરસ નામે ક્ષત્રિય રાજા રાજ્ય કરતો હતો. તે એક લાખ માણસનું લશ્કર લઇ સિકંદરની સામે થયો, પણ તે ઝેલમ નદી આગળ હારી ગયો; કારણ કે ગ્રીક સિપાઇઓ વધારે જોરાવર અને ઝનુની હતા. (ઇ. સ. પૂ. ૩૨૬) પોરસ કેદ

પકડાયો, જ્યારે તે કેદી તરીકે સિકંદરની સન્મુખ ઉભો રહ્યો ત્યારે ગ્રીક રાજાએ તેને પૂછ્યું કે "મારે તમારી સાથે કેવી રીતે વર્તવું?" પોરસે કહ્યું કે "એક રાજા તરીકે." સિકંદર આ જવાબથી ઘણો રાજી થયો, અને તેણે તેને છુટો કરી પહેલાંની પેઠે રાજ્ય કરવા દીધું.

પોરસની હાર પછી કથૈઓરિ અને તેના મદદગારો સંગલ આગળ હાર્યા. હવે સિકંદર આગળ વધી મગધ કે ભાગલપુર જીતવા જવાનો ઇરાદો રાખતો હતો, પણ તેના સિપાઇઓ બહુ થાકી ગયા હતા, અને સ્વદેશ પાછા જવા બહુ આતુર હતા. એવામાં સિકંદરે મેસિડોનિઅન લોકોએ બળવો કર્યો છે એવા સમાચાર સાંભળ્યા, તેથી તેને સ્વદેશ તરફ પાછા ફરવાની ફરજ પડી. રસ્તે જતાં તેણે હૈદરાબાદ અને એલેક્ઝાન્ડ્રિઆ શહેરો વસાવ્યાં. એટલામાં તે ઇ. સ. પૂર્વે ૩૨૩ માં બાબેલોન શહેર આગળ તાવથી અકાળ મરણ પામ્યો.

૪. સેલ્યુકસ—મહાન એલેકઝાન્ડરના મરણ પછી તેનું રાજ્ય તેના સરદારો વચ્ચે વહેંચાયું. બાકિટ્રઆનો પ્રદેશ સેલ્યુકસ નામે સરદારના હાથમાં આવ્યો. તેણે પંજાબ જીતવા પ્રયત્ન કર્યો, પણ ચંદ્રગુપ્ત મૌર્ય નામે રાજાએ તે જીતી લીધેલો હોવાથી તે ફાવી શક્યો નહિ. સેલ્યુકસે ૫૦૦ હાથી લઇ પોતાની કુંવરી ચંદ્રગુપ્તને પરણાવી તેની સાથે સલાહ કરી. આ પ્રમાણે મહાન સિકંદરના મરણ પછી ગ્રીક સરદારોએ અફઘાનિસ્તાન અને બાકિટ્રઆમાં ઘણાં વર્ષો સુધી રાજ્ય ભોગવ્યું; પરંતુ હિંદમાં આવેલી ગ્રીકોની સંખ્યા બહુ થોડી હતી, તેથી તેઓ પંજાબના લોકો સાથે ધીમે ધીમે ભળી ગયા, ત્યાર પછી ગ્રીક તરીકેનો તેમનો ઇતિહાસ બંધ પડ્યો.

**૫. સિકંદરની સવારીની હિંદમાં અસર**—સિકંદર એક વિજેતા તરીકેજ નહિ પણ એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી તરીકે પણ હિંદમાં આવ્યો હતો. તે મહા વિદ્વાન સ્કૉલર હતો. તેની સાથે આવેલા અન્ય વિદ્વાનોએ દેશ સંબંધી તેમજ જાનવરો, મનુષ્યો અને વનસ્પતિ

સંબંધી લખાણો કર્યાં હતાં, પણ તેઓ હિંદમાં ઝાઝી મુદત રહ્યા નહિ તેથી ગ્રીક સુધારાની જોઈએ તેવી અસર થઈ શકી નહિ. વળી હિંદુસ્તાન અને યુરોપનો વેપાર પણ ચાલુ થયો, તેથી ઘણો લાભ થયો. આ સર્વ ઉપરાંત ગ્રીકોની સવારીથી ભય અને ચળવળાટના પરિણામે હિંદમાં મૌર્યવંશ સ્થપાયો.

### પ્રશ્નો.

૧. ડરાયસે હિંદ પર કરેલી સવારીનું વર્ણન કરો.
૨. મહાન સિકંદરનું ટુંકું જીવનચરિત્ર બોલો.
૩ સિકંદરની સવારીથી હિંદ પર શી અસર થઇ હતી ?

———:o:———

## પ્રકરણ ૧૧ મું.

### મગધના મૌર્ય વંશી રાજાઓ.

૧. **મગધ**—બૌદ્ધ ધર્મ પ્રકાશમાં આવ્યો ત્યારે ઉત્તર હિંદમાં મગધનું રાજ્ય ઘણું પ્રબળ હતું. તે હાલના ગયા અને પટણા જિલ્લાઓની જગાએ હતું. ધીમે ધીમે તો રાજ્ય ઘણું વધ્યું હતું. ગૌતમ બુદ્ધ અને મહાવીર સ્વામી મગધમાંજ થઇ ગયા. મહાભારતના જમાનામાં અહીં જરાસંધ નામે બળવાન રાજા થઇ ગયો. તે મગધ ઉપરાંત ચેદિ એટલે બુંદેલખંડ ઉપર પણ રાજ્ય ચલાવતો હતો. એનેજ લીધે શ્રી કૃષ્ણ મથુરા તજી યાદવો સાથે દ્વારકાં ગયા હતા.

૨. **નંદકુટુંબ અને પાટલિપુત્ર**—શિશુનાગ કુટુંબના જમાનામાં મગધમાં વિદેહના ક્ષત્રિઓ વારંવાર સવારી લાવતા હતા, તેથી ગંગા અને શોણ નદીઓના સંગમ પર એક કિલ્લો બાંધવામાં આવ્યો હતો. બુદ્ધની ભવિષ્યવાદ પ્રમાણે શુદ્ર કુટુંબના રાજાઓએ આ શહેરને મુખ્ય શહેર બનાવી તેને પાટલિપુત્ર નામ આપ્યું હતું.

( તે સ્થળે હાલ પટણા શહેર છે. ) તે શહેર ઘણું મોટું હતું. તે ૯ માઇલ લાંબું અને ૧½ માઇલ પહોળું પાવડી પન્ને વસ્યું હતું. તેને ફરતો મોટો કોટ હતો, તેને ૬૪ દરવાજા હતા. શહેરની આસપાસ ઉંડી મોટી ખાઇ હતી. પાટલિપુત્રમા શૂદ્ર વંશનો સ્થાપનાર મહાનન્દિન નામે રાજા હતો. તે તથા તેના આઠ પુત્રો નવ નન્દ નામે ઓળખાતા હતા. તેઓમાં છેલ્લો રાજા મહાપદ્મનન્દ હતો. આ વંશ નંદ વંશ કહેવાતો હતો. નન્દો નાણાંના લોભી હતા. તેઓએ પાટલિપુત્રમાં ૧૦૦ વર્ષ રાજ્ય કર્યું હતું.

**૩. ચંદ્રગુપ્ત અને મૌર્યવંશની સ્થાપના**—જ્યારે સિકંદર પંજાબમાં હતો, ત્યારે નંદ રાજાનો અનૌરસ પુત્ર ચંદ્રગુપ્ત તેના સહવાસમાં આવ્યો હતો. સિકંદરના આચારવિચાર જોઇને ચંદ્રગુપ્ત ભવિષ્યની મોટાઇનો માલીક થયો. એક વખતે નન્દ રાજાએ ચાણુક્ય કે વિષ્ણુગુપ્ત નામે તપસ્વીનું ભરસભામાં અપમાન કર્યું હતું, તેથી તે તપસ્વીએ પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી નંદોનું નિકંદન ન કાઢું ત્યાંસુધી શિખાબંધન ન કરૂં. એ અરસામાં ચંદ્રગુપ્ત નન્દનાં કૃત્યોથી નારાજ થઈ ગુસ્સે થયો. તેણે ચાણુક્યની મદદથી નવે નંદોનો નાશ કરી પાટલિપુત્રમાં રાજ્ય સ્થાપ્યું. ચાણુકે ચંદ્રગુપ્તનું શરૂઆતનું રાજ્ય દૃઢ કરવા નન્દ રાજાના પ્રધાન રાક્ષસને મેળવી લેવા યુક્તિ કરી. પરિણામે ચાણુકયના પ્રપંચને લીધે રાક્ષસને ચંદ્રગુપ્તનું પ્રધાનપદ સ્વીકારવું પડયું. આ વર્ણન કવિ વિશાખદત્તકૃત મુદ્રારાક્ષસ નામે સંસ્કૃત નાટકમાં આવેછે. ચાણુક્ય કે વિષ્ણુગુપ્ત એક સમર્થ વિદ્વાન અને મહાબ્રાહ્મણ હતો. તે રાજનીતિમાં બહુ કુશળ હતો. તેણે નીતિ અને અર્થશાસ્ત્રના ગ્રંથો રચ્યા છે.

આ પ્રમાણે નન્દોનો નાશ કરી ચંદ્રગુપ્તે જે રાજ્ય સ્થાપ્યું, તે તેના મા મુરાના નામ પરથી મૌર્યવંશનું રાજ્ય કહેવાય છે. કેટલાકનું કહેવું એવું છે કે તેની દાદીના નામ પરથી વંશ મૌર્યવંશ નામે ઓળખાયો.


ચંદ્રગુપ્તના
સમયનું હિંદ.
સિંધ
માળવા
મહાકોશલ
M.A

**૪. ચંદ્રગુપ્ત મૌર્ય**—ચંદ્રગુપ્તે ઇ. સ. પૂર્વે ૩૧૨માં મગધનું રાજ્ય મેળવ્યું, અને તે પછી પાંચ વર્ષમાં તે ચડતીમાં આવ્યો. તેણે પોતાનું રાજ્ય હિમાલયથી નર્મદાથી ઉત્તરના તમામ પ્રદેશ સુધી વધાર્યું. વળી તેણે મધ્ય એશિયામાંથી હુણ જાતને હરાવી નસાડી. તેના પરાક્રમથી અને રાજ્યના વિસ્તારથી મૌર્યવંશમાં તે બહુ પ્રખ્યાત થઇ ગયો છે. તેણે ૨૪ વર્ષ રાજ્ય ભોગવ્યું.

**૫. રાજ્યવહીવટ**—ચંદ્રગુપ્તે લશ્કરના હાથી, ઘોડેસવાર, રથ, અને પાયદળ એ ચારે અંગમાં સુધારોવધારો કર્યો; અને એમ પોતાનું બળ વધારી રાજ્યમાં વધારો કર્યો. તે પોતાનો દરબાર ખૂબ દબદબાથી ભરતો. તે પોતાના જાથુ લશ્કરના સિપાઇઓને સારો પગાર આપતો.

લશ્કરની વ્યવસ્થા કરવા એક મોટી કચેરી હતી; તેમાં પાંચ પાંચ સભાસદોની છ પંચાયત હતી, તે દરેકના હાથમાં લશ્કરનાં જુદાં જુદાં ખાતાં હતાં.

મુલકી કારભાર પણ આવી રીતે ચાલતો હતો. શહેરનો—પાટલિપુત્રનો વહીવટ ૩૦ સભ્યનું બનેલું સુધરાઇખાતું ચલાવતું હતું. લશ્કરની વ્યવસ્થાની પેઠે પાંચ પાંચ સભાસદોની છ પંચાયતોના હાથમાં જુદાં જુદાં ખાતાં હતાં. ઉદ્યોગ અને કળા, પરદેશ, જન્મમરણ, વેપારરોજગાર, શહેરકારીગરી, અને વેપારી વર્ગ એ મુખ્ય ખાતાં હતાં. પરદેશીઓ સાથે કેવી રીતે વર્તવું એ વિષેના નિયમો પણ હતા. રાજ્યના જુદા જુદા પ્રાંતો પર થોડા ભાગે રાજ્યવંશના સુબાઓ રાજ્ય ચલાવતા હતા.

**૬. મેગેસ્થિનિસ.**—ગ્રીક સરદાર સેલ્યુકસે આ એલચીને ચંદ્રગુપ્તના દરબારમાં મોકલ્યો હતો. તેણે પાંચ વર્ષનો અનુભવ મેળવી હિંદ વિષેનો હેવાલ લખ્યો છે. તે પછી અન્ય ગ્રીક લેખકોએ પણ હકીકત લખી છે, તેનો સાર નીચે મુજબ છેઃ—

આ વખતે હિંદ આબાદ હતો. અફઘાનિસ્તાનથી બંગાળા સુ-ધી ચંદ્રગુપ્તનું રાજ્ય હતું. માણસોના ૭ વર્ગ હતા. ધર્મસેવકો, સ-રદારો, ભરવાડો, શિકારીઓ, વેપારીઓ, દેખરેખ રાખનારા, અને કારભારીઓ. ધાર્મિક ઉપદેશકોના બ્રાહ્મણ અને શ્રમેન એવા બે ભા-ગ હતા. આ વખતે હિંદીઓએ જાડા લુગડા પર લખવા માંડયું હતું; પણ ધારાસંગ્રહનાં પુસ્તકો નહિ હોવાથી સ્મરણશક્તિને આધારે ન્યાય ચુકવવામાં આવતો હતો. લોકો નિયમાનુસાર ચાલનારા, સા-ચા અને મહેનતુ હતા. મરજીમાં આવે તે રાજા પાસે દાદ સંભળા-વવા જઇ શકતો હતો. જો કોઇએ કોઇની જિંદગીનો નાશ કર્યો હોય, તો તેના પુરાવા તે શોધી ન કાઢે ત્યાં સુધી તેને તે વાત જા-હેર કરવાનો હુકમ નહોતો.

આખા દેશમાં શિવ અને વિષ્ણુનાં મંદિરો હતાં. ગંગા હાલ-ની પેઠે તે જમાનામાં પણ પૂજ્ય ગણાતી. સ્ત્રીઓ પોતાના ધણીને ઘણી આજ્ઞાંકિત રહેતી. રીતરિવાજો હિંદના જુદા જુદા ભાગમાં જુદા જુદા હતા. ઘણું કરીને લગ્નની રીત જુદી જુદી હતી. ધાર્મિક ઉપદેશકોને ૩૬ વર્ષ સુધી અભ્યાસમાં વખત ગાળવો પડતો. તેઓ પોતાને કાબુમાં રાખી શકતા; અને દરેક બાબતમાં નિયમિત હતા. ઘોડા પર બેસીને ફરવાની મના હતી. આ હસ્તલેખ પાછળથી ખોવાએલો, પણ તે પરથી લખાએલા લેખોએ હિંદ પર અગત્યનો પ્રકાશ પાડયો છે.

પ્રશ્ન.

૧. મૌર્ય વંશની સ્થાપના વિષે ટુંકું વર્ણન કરો.

૨. ચંદ્રગુપ્ત મૌર્યના જમાનામાં રાજ્યવહીવટ કેવો હતો ?

૩. મેગેસ્થિનિસે લખેલા હિંદ વિષેના હેવાલનો ટુંકો સાર બોલો.

# પ્રકરણ ૧૨ મું.

## માર્યવંશી રાજાઓ ચાલુ

## મહાન અશોક.

૧. **બિંદુસાર**—ચંદ્રગુપ્તના મરણ પછી તેનો પુત્ર બિન્દુસાર ગાદીએ બેઠો. તે તેના પિતાના જેવો પરાક્રમી હતો. તેના જમાનામાં દક્ષિણ પ્રાંત જીતી લેવામાં આવ્યો હતો. તેણે ૨૮ વર્ષ રાજ્ય કર્યું હતું. તેને સુશિમા, અશોક, અને વિતાશોક નામે ત્રણ પુત્રો હતા. બિંદુસાર ઇ. સ. પૂર્વે ૨૬૪ માં મરણ પામ્યો.

૨. **અશોક**—બિન્દુસારના મરણ વખતે અશોક ઉજ્જનમાં સુબો હતો. પહેલા તે વાયવ્ય પ્રાંતનો સુબો હતો, જેમાં અફઘાનિસ્તાન, કાસ્મીર, અને પંજાબનો સમાવેશ થતો હતો. તેની રાજધાની ટક્ષિલા શહેર હતું. તે પછી તે સિંધ, ગુજરાત, રજપુતાના મળીને થએલા પશ્ચિમ હિંદુસ્તાનનો સુબો નીમાયો હતો.

પિતાના મરણ પછી અશોક રાધાગુપ્ત નામે પ્રધાનની મદદથી ચહતીમાં આવ્યો. તેણે કુટુંબના ગાદીવારસોનો નાશ કરી ગાદી લીધી. વિતાશોક પોતાની જિંદગી બચાવવા બંગાળાના પાઉન્ડ્રવર્ધન શહેરમાં જતો રહ્યો, ત્યાં પણ તે સહીસલામત રહી શકયો નહિ.

૩. **કલિંગ પર ચઢાઈ**—રાજ્યારંભે અશોકનું રાજ્ય ઘણું અવ્યવસ્થિત હતું. તેનો ભત્રિજો ગુજરાત અને દક્ષિણ ભાગ પર સત્તા ચલાવતો હતો, હવે અશોકે મહાનદી અને ગોદાવરીની વચ્ચે આવેલા કલિંગ દેશ પર સવારી કરી. તેણે ૩ વર્ષ લડી તે પ્રદેશ તાબે કર્યો. એ લડાઇમાં હજારો માણસોનો સંહાર થએલો જોઇ તેના જીવનમાં ઘણો ફેરફાર થયો. તેણે કોઈ પણ દિવસ યુદ્ધ ન કરવાની પ્રતિજ્ઞા લીધી. આજ સુધી તે ચંડાશોક નામે ઓળખાતો,

પણ હવે પછી તે ધર્માશોક નામે ઓળખાવા લાગ્યો. પોતાના રાજ્યકામના ૧૩ મા વર્ષમાં તે બૌદ્ધમાર્ગી થયો; અને તે પછી તેણે ૧૨ વર્ષે નિયમિત રીતે યાત્રા કરવા માંડી.

૪. **બૌદ્ધ ધર્મનો ફેલાવો**—અશોકના જમાનામાં એક મોટી બૌદ્ધ સભા મળી હતી, તેમાં તેણે ઉત્સાહપૂર્વક ભાગ લઇ ધાર્મિક સાહિત્ય અને ઉપદેશકોની વ્યવસ્થા કરી. તેણે બૌદ્ધ ધર્મને રાજ્યધર્મ બનાવ્યો, અને તેનો બોધ કરવાને પોતાના પુત્ર મહેંદ્ર અને પુત્રિ સંઘમિત્રાને સિલોનમાં તેમજ બીજા સાધુઓને અન્ય દેશોમાં ઉપદેશ કરવા મોકલ્યા. તેના પ્રયાસથી તિબેટ, સિલોન, ચીન, સિરીઆ અને મેસિડોનીઆમાં બૌદ્ધ ધર્મ ફેલાયો. અશોકના લાંબા રાજ્યકાળમાં શાંતિનો ફેલાવો થયો હતો. તેને ઉત્તરના ગ્રીક રાજાઓ સાથે સારી દોસ્તી હતી, તેથી ઇ. પૂર્વે ૨૫૪માં ડાઇડોટ્સ નામે એક ગ્રીક રાજાએ ઉત્તર હિંદમાં એક સ્વતંત્ર રજ્ય સ્થાપ્યું હતું, તોપણ અશોકે કાંઇ વાંધો લીધો નહોતો.

**અશોકની વ્યવસ્થા**—આ રાજયમાં સૌથી મોટી પદવી મહામાત્ર એટલે પ્રધાનની હતી. તે બધાં અગત્યનાં કામ પર દેખરેખ રાખી રાજાને સલાહ આપતો. રાજપુત્રો અગત્યના મુલકો પર સુબાગીરી કરતા.

અશોકે ધર્મમહામાત્રની નવી જગા કાઢીં. તે આખા ધર્મ પર, અને બીજાં ખાતાં પર પણ દેખરેખ રાખતો. તેણે રજુક કે રિપોર્ટરો રાખ્યા, તે ધાર્મિક કામો પર રિપોર્ટો કરતા. વળી સૌથી અગત્યની વ્યવસ્થા પાટલિપુત્રમાં દર પાંચ વર્ષે (પાછળથી દર ત્રીજે વર્ષે) રાજદ્વારી સભા ભરવાની કરી હતી. તેમાં કાયદાની મુશ્કેલી વિષે ચર્ચા થતી, તથા બીજા ઘણા વિષયો પર પ્રયોગો થતા. તેમાં સારી કળા બતાવનારને ઇનામ મળતાં. આજ પ્રમાણે બૌદ્ધ સભાઓ પણ ભરાતી હતી

૬. **રાજ્યનો વિસ્તાર**—અશોકનું રાજ્ય બહુ વિશાળ હતું. વાયવ્યમાં તેની સીમા અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, અને સિંધ સુધી હતી. ઉત્તરમાં કાશ્મીર અને નેપાળ તેના રાજ્યના ભાગ હતા. તેણે કાશ્મીરમાં શ્રીનગર અને નેપાળમાં લલિતપટ્ટન નામે શહેરો વસાવ્યાં હતાં. પૂર્વમાં તેના રાજ્યની હદ વંગ કે બંગાળા સુધી હતી. તેણે કલિંગ ( ઓરિસ્સા ) જીત્યું હતું. ગોદાવરી અને કૃષ્ણા વચ્ચેનું આંધ્ર રાજ્ય તેના રક્ષણ નીચે હતું. દક્ષિણમાં પલાર નદી તેના રાજ્યની હદ હતી.

૭. **અશોકનું અવસાન અને ગુણદોષ**—અશોક ઇ. સ. પૂર્વે ૨૬૦ માં ગાદીએ બેઠો હતો, અને ઇ. સ. પૂર્વે ૨૨૩ માં મરણ પામ્યો. રાજ્યને અંતે તે સાધુ થઇ ઉપદેશ કરતો, તે વખતે તેણે પ્રિયદર્શી નામ ધારણ કર્યું હતું. તેણે કોતરાવેલા શિલાલેખોમાં પણ તેણે એજ નામ વાપર્યું છે. અશોક રાજા ઘણોજ ઉદ્યોગી હતો. તે પોતાનો ઘણો વખત રાજકાજમાં ગાળતો હતો. પોતાની ફરજ વિષે તેનામાં ઘણા ઉચ્ચ વિચારો હતા. તે માનતો કે પ્રજાનું સુખ મારા ઉદ્યોગ અને કામ કરવાની ત્વરા પર આધાર રાખે છે. તે પોતે જોકે બૌદ્ધમાર્ગી હતો, પણ અન્ય ધર્મો પ્રત્યે તે ઉદારવૃત્તિથી વર્તતો હતો. તે હિંદના ઉત્તમ રાજાઓમાંનો એક હતો.

૮. **અશોકની આજ્ઞાઓ અને તેની અસર**—અશોકે પ્રજાના સુખને માટે વાવ, તળાવ, ધર્મશાળા, આદિ તૈયાર કરાવી તથા ખાસ કરીને પશુહિંસા અટકાવી. તેણે દેહાંતદંડની શિક્ષા બંધ કરી, વેપારને ઉત્તેજન આપ્યું, અને બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવ્યો. તેણે નીતિ અને અહિંસાને લગતી ૧૪ આજ્ઞાઓ ઘડી કાઢી, અને તે પત્થરના થાંભલાઓ પર કોતરાવી, તેવા પત્થરના થાંભલાઓ પરના લેખોમાંનો એક અલ્લાહાબાદમાં અને બીજો ગીરનારમાં છે.

અહિંસાના સૂત્રને અંગે અશોકની રાજનીતિની અસર એ થઇ કે વિદેશીય લોકોની ચઢાઈ સામે થવાની શક્તિ પ્રજામાંથી કમી થઇ ગઇ, અને પરિણામે અશોકના મરણ પછી ૪૦ વર્ષે તેના પૌત્રને તેના સેનાધિપતિ પુષ્યમિત્રે મારી નાખી મૌર્યવંશનો અંત આણ્યો અને સંગ વંશ સ્થાપ્યો.

૯. **સંગ વંશના રાજાઓ**—મૌર્યવંશના આગેવાન પુષ્પમિત્રે લસ્કરને પોતાના પક્ષનું કરી લઇ છેલ્લા રાજા વિહાદ્રથની રૂબરૂ સ્વસત્તા ઘણી વધારી તેથી સંગ વંશ સ્થપાયો. પુષ્પમિત્રે સેનાપતિના ઓદ્ધાથીજ રાજ્ય ચલાવ્યું. તે મહાન સરદાર અને વિદ્યાવિલાસી હતો. તેણે વિદર્ભની સ્થાપના કરી તેની અને માળવાની વચ્ચે વરડા નદીની હદ ઠરાવી. પતંજલિ અને પાણિનિ તેના અમલમાં થઇ ગયા.

**મીનેન્ડર**—અશોકના મરણ પછી બાક્ટ્રિઆના ગ્રીક લોકોએ અફઘાનિસ્તાન, પંજાબ, સિંધ, અને સૌરાષ્ટ્ર (કાઠિઆવાડ) જીતી લીધાં, કાબુલ અને પંજાબના ગ્રીક રાજા મીનેન્ડરે મગધ ઉપર ચડાઇ કરી પણ પુષ્પમિત્રે તેને હરાવી કાઢયો. કલિંગના રાજાએ પણ મગધ પર ચડાઇ કરેલી, તેને પણ પુષ્પમિત્રે હરાવ્યો હતો.

**અગ્નિમિત્ર**—પુષ્પમિત્ર પછી તેનો પુત્ર અગ્નિમિત્ર ઇ. સ. પૂર્વે ૧૮૦ માં ગાદીએ આવ્યો. સંગ વંશના રાજાઓ બળવાન હતા. તેમણે રાજધાની પાટલિપુત્રને બદલે વિદેહમાં રાખી હતી. અગ્નિમિત્ર વિષે મહા કવિ કાલિદાસે **मालविकाग्निमित्र** નામે નાટક રચ્યું છે. વિદર્ભના રાજાએ એના પ્રાંત પર હુમલો કર્યો હતો, પણ તેણે તેને હરાવ્યો હતો. મિત્રોના રાજ્યકાળમાં બૌદ્ધધર્મનું જોર ધીમે ધીમે ઓછું થવા લાગ્યું હતું. પાછળના જમાનામાં સંગ વંશના રાજાઓ નબળા થયા. તેના છેલ્લા રાજાને તેના બ્રાહ્મણ પ્રધાન વાસુદેવે એક નીચ સ્રીની મારફતે ઇ. સ. પૂર્વે ૧૧૧ માં મારી નંખાવ્યો. વાસુદેવ કણ્વ ઋષિનો ચેલો હતો, તેથી તેણે સ્થાપેલો વંશ કણ્વવંશ નામે ઓળખાયો.

**૧૦. કણ્વવંશ**—વાસુદેવે પોતાના સ્વામીને દગો દઇ ગાદી પચાવી એ સારૂં કર્યું નહિ. તેમના જમાનામાં પણ બૌદ્ધધર્મની પડતી થતી હતી. શુમારે ૪૫ વર્ષ સુધી કણ્વોએ રાજ્ય ભોગવ્યું. તે પછી દક્ષિણના અંધ્ર વંશના શતકર્ણી રાજાએ ચઢી આવી તેમનું રાજ્ય જીતી લીધું.

**૧૧. અંધ્ર વંશના રાજાઓ**—આ વંશમાં ૨૪ રાજાઓ થયા; તેઓ ધર્મે બૌદ્ધ હતા. તેઓ જાતે આર્ય હતા, અને ગંગાના પ્રદેશમાં થઇ ગોદાવરીના મુલકમાં આવી વસ્યા હતા. તેઓએ તેલંગણમાં સેંકડો વર્ષ સુધી રાજ્ય કર્યું. ધંકટક તેમની રાજધાની હતું. ઉપરાંત પૂર્વ મરાઠા પ્રદેશમાં પણ તેમનું અગત્યનું શહેર હતું. અંધ્ર રાજાઓએ ઈ. સ. પૂર્વે ૭૯ અગાઉ રાજ્ય શરૂ કર્યું હતું. તેમણે ઇ. સ. પૂર્વે ૨૬ માં કણ્વ વંશનું રાજ્ય પાયમાલ કર્યું હતું. તેમનો છેલ્લો રાજા ઈ. સ. ૨૧૮ સુધી રાજ્ય ભોગવતો હતો. ગ્રીક રાજા મીનેન્ડરે ચઢી આવી અંધ્ર વંશનો નાશ કર્યો, પણ પાછળથી ગ્રીક સત્તાનો પણ નાશજ થયો.

## પ્રશ્નો.

૧. કલિંગ પર સવારી કરવાથી અશોકમાં શો ફેરફાર થયો ?

૨. ચંદ્રગુપ્ત અને અશોકમાં ચક્રવર્તી કોણ તે સકારણ બોલો.

૩. અશોકે રાજ્યમાં કેવી વ્યવસ્થા કરી હતી ?

૪. અશોકની રાજનીતિથી લોકો પર શી અસર થઇ ?

૫. સુંગ અને અંધ્ર વંશનો ટુંકો સાર બોલો.

---

## પ્રકરણ ૧૩ મું.

### શક અને કુશાન જાતો.

૧. **શક કે સિથિઅન**—તેઓ ઉત્તર તુર્કસ્તાનનાં મેદાનોના જંગલી ભરવાડ હતા. તેમની બીજી ટોળીઓ યુચિ કે ચીના કહેવાતા. તે ટોળાઓએ શક લોકોને હિંદમાં હાંકી કાઢયા. તેઓએ પંજાબ જીતી મહારાષ્ટ્ર, ટેક્ષિલા અને મથુરામાં વસાહત કરી. આ પ્રમાણે ગ્રીક રાજા મીનેન્ડરના તાબાના પશ્ચિમના પ્રાંતો શક લોકોના હાથમાં આવ્યા. તેઓએ પંજાબ, સિંધ, અને ગુજરાતમાં "ઉત્તરના ક્ષત્રપો" એ નામે પહેલું સૈકું રાજ્ય ભોગવ્યું. તે પછી તેઓ ગુજરાતમાં થઇ પશ્ચિમ કિનારે કોંકણમાં ગયા. ત્યાં તેઓએ "પશ્ચિમના ક્ષત્રપો" તરીકે ૪૦૦ વર્ષ રાજ્ય કર્યું. તેઓના વધારે બળવાન રૂદ્રદામન્ નામે રાજાએ ઇ. સ. ના બીજા સૈકામાં માળવાના ઉજ્જનમાં સારી કીર્તિ મેળવી હતી.

૨. **પશ્ચિમ હિંદમાં વસવાશ બનેલી મિશ્રજાત**—શક લોકો પશ્ચિમમાં વસ્યા અને હિંદુ બન્યા. મરાઠાઓ કેટલેક અંશે તેમના વંશજો ગણાય છે, અને જે બહાદુરીના ગુણો માટે તેઓ પ્રખ્યાત છે, તે ગુણોના ઉત્પાદક શક લોકો હતા એમ ધારવામાં આવે છે.

૩. **કુશાન લોકો**—કુશાન લોકો પણ શક જાતિના આગમન પછી થોડા સમયમાં તુર્કસ્તાનથી હિંદમાં આવ્યા. તેમણે સરહદ પરનું બાક્ટ્રિઆનું રાજ્ય જીતી લીધું. કુશાન રાજાઓએ પહેલું, બીજું, અને ત્રીજું સૈકું કાબુલ, કાશ્મીર, અને પંજાબમાં રાજ્ય કર્યું હતું. તેઓમાં નામીચો રાજા કનિષ્ક હતો. તેની રાજગાદી પેશાવરમાં હતી. તે સુમારે ઇ. સ. ૧૨૫ માં ગાદીએ બેઠો હતો. તેણે

૨૫ થી વધારે વર્ષ રાજ્ય કર્યું હતું. કનિષ્કે પાછળથી બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો હતો. પંજાબમાં પણ કુશાન લોકોની વસાહતથી મિશ્ર જાત બની હતી.

**૪. સિથિઅન જાતો અને** કનિષ્ક—ઉત્તરમાંથી જે સિથિઅન ટોળાં હિંદમાં આવ્યાં, તેમની મુખ્ય જાતો પહલાવસ કે પાર્થિઅન, શક, અને કુશન હતી. કુશન જાતિનો કનિષ્ક કાબુલ, કાશ્મીર, અને નર્મદાની ઉત્તરના ભાગ સુધી રાજ્ય ભોગવતો હતો. તેણે ઇ. સ. ૪૦ માં ચોથી બૌદ્ધ સભા બોલાવી ચીન તથા તિબેટમાં ઉપદેશ કરવા સાધુઓ મોકલ્યા. કનિષ્કના વંશજો પછી ગુપ્તવંશ સ્થપાયો, તેથી તેના રાજ્યનો અંત આવ્યો.

**૫. હિંદમાં રહેલી શક જાતો**—ઇ. સ. ની શરૂઆતથી લગભગ ૪૦૦ વર્ષ સુધી શક જાતો હિંદના વાયવ્ય સરહદના પ્રદેશમાં વશી હતી. દાહે, ગેટે, જાટ, તેમજ રજપુતોની ઘણી જાતો શક લોકોના ઓલાદની છે. આ શક જાતિઓ સામે વિક્રમાદિત્ય, શાલિવાહન, તેમજ ગુપ્ત અને વલ્લભી વંશના રાજાઓ પણ લડયા હતા.

૬. ચરક—આર્યોએ વિજ્ઞાનશાસ્ત્રમાં પણ ઘણી શોધખોળ કરી હતી. ચરક નામે વિદ્વાન ગ્રંથકાર કનિષ્કના રાજ્યમાં થઇ ગયો. તેણે રોગો અને તેનાં કારણો વિષે સારો ગ્રંથ રચ્યો હતો. હિંદુઓનું આ આયુર્વેદનું જ્ઞાન આરબોની મારફતે યુરોપમાં પણ ફેલાયું.

આજ અરસામાં અશ્વઘોષ નામે કવિ થઇ ગયો, તેણે બુદ્ધચરિત્ રચ્યું છે.

**૭. વિક્રમાદિત્ય**—કેટલાક શક લોકો ગુજરાત અને માળવામાં ગયા, અને ત્યાં તેઓ પોતાને ક્ષત્રિય કહેવડાવવા લાગ્યા. સુમારે ઇ. સ. ૫૩૩માં માળવામાં સૌથી પ્રસિદ્ધ વિક્રમાદિત્ય રાજા રાજ્ય કરતો હતો. તેણે હુણ સરદાર તોરમાણના પુત્ર મિહિરકુલને

ઈ. સ. ૫૩૩માં કરૂર આગળ હરાવ્યો હતો. આ રાજા યશોધર્મદેવ, વિક્રમાર્ક, અને વિક્રમાદિત્ય નામે ઓળખાય છે. વળી તેણે શક લોકોને નસાડેલા હોવાથી તે શકારિ એટલે શકનો શત્રુ નામે પણ પ્રસિદ્ધ છે.

૮. **વિક્રમ સંવત્**—માળવાના ઝોલાર ક્ષત્રિઓએ ઈ. સ. ૫૬ માં "માલવ સંવત" શરૂ કર્યો હતો. તે પાછળથી વિક્રમ સંવત્ તરીકે પ્રસિદ્ધ થયો.

માળવાના લોકોની પેઠે ગુજરાતના શક ક્ષત્રપો પણ પાર્થિઅન અને શક લોકોની વચ્ચે ચાલતા વિગ્રહનો લાભ લઈ ઈ. સ. ૭૮ માં સ્વતંત્ર થયા. તે સાલથી શાલિવાહનનો શક શરૂ થાય છે.

૯. **વિક્રમના દરબારનાં નવ રત્ન**—સંસ્કૃત કવિ કાલિદાસે શાકુંતલ, રઘુવંશ, મેઘદૂત, કુમારસંભવ, વિક્રમોર્વશીય આદિ ગ્રંથો રચ્યા છે. અમરસિંહે સંસ્કૃત ભાષાનો કોષ રચ્યો છે. વરરુચિએ પ્રાકૃત ભાષાનું વ્યાકરણ રચ્યું છે. વરાહમિહિરે બુહત્સંહિતા નામક ખગોળનું પુસ્તક રચ્યું છે. તે સિવાય ધનવંતરિ વૈદ્ય, ક્ષપણક, શંકુ, વેતાલભટ્ટ, અને ઘટકરપર નામે પુરુષરત્ન વિક્રમના દરબારમાં શોભતાં હતાં. વિક્રમાદિત્યે વિદ્વાનોને ઘણો આશ્રય આપ્યો. તેના વખતમાં બૌદ્ધધર્મ છેક પડતીમાં આવ્યો હતો.

## પ્રશ્નો.

૧. શક લોકોની મુખ્ય જાતો કઈ કઈ હતી ?

૨. કનિષ્ક વિષે ટુંકું વર્ણન કરો.

૩. વિક્રમાદિત્યનું ટુંકું જીવન બોલો.

૪ શક જાતોથી હિંદમાં કઈ કઈ મિશ્ર જાતો બની હતી ?

---

# પ્રકર ૧૪ મું.

## ગુપ્ત વંશના રાજાઓ.

૧. **ગુપ્ત વંશ: ૧ લો ચંદ્રગુપ્ત**—ઇ. સ. ૩૨૦ માં હિંદનું રાજય પુનઃ પ્રકાશિત થયું. ઉત્તર બિહારના રાજા ચંદ્રગુપ્તે પાટલિપુત્રનું રાજ્ય મેળવી ગુપ્ત વંશ સ્થાપ્યો. તેણે પોતાનું રાજ્ય ગંગા નદીને કિનારે કિનારે અલ્લાહાબાદ સુધી વધાર્યું હતું. તેણે ઈ. સ. ૩૧૯–૨૦ માં ગુપ્ત સંવત્ સ્થાપ્યો હતો. ચંદ્રગુપ્ત પોતાનું રાજ્ય પોતાના પુત્ર સમુદ્રગુપ્તને આપી મરણ પામ્યો.

૨. **સમુદ્રગુપ્ત**—ગુપ્ત વંશનો વાસ્તવિક સ્થાપક સમુદ્રગુપ્ત હતો. રાજ્યની શરૂઆતમાં તેણે પંજાબ સિવાયનો આખો ઉત્તર હિંદ જીતી લીધો. તે પછી તેણે દખ્ખણ પર ચડાઇ કરી, અને ઘણા દેશો જીતી પોતાની સર્વોપરિ સત્તા સ્થાપી. આ પ્રમાણે સમુદ્રગુપ્તે પોતાનું રાજય ઘણું વધાર્યું. તે વીરપુરુષ, વિદ્વાન, અને કળાકુશળ હતો. તે ગાયનમાં ઘણો કુશળ હતો. અશોક પછી તે સમર્થ રાજા થઇ ગયો તેના રાજ્યનો વિસ્તાર હુગલીથી સતલજ અને ચંબલ સુધી અને હિમાલયથી નર્મદા સુધી ફેલાએલો હતો. તેણે ઇ. સ. ૩૨૬–ઇ. સ. ૩૭૫ સુધી રાજ્ય ભોગવ્યું હતું.

૩. **બીજો ચંદ્રગુપ્ત**—સમુદ્રગુપ્ત પછી બીજો ચંદ્રગુપ્ત ગાદીએ બેઠો. તેણે માળવા અને ગુજરાત જીતી લઇ પોતાનું રાજ્ય વધાર્યું. સોરાષ્ટ્રના ક્ષત્રપ નામે ઓળખાતા શક રાજાઓને તેણે હરાવી ત્યાં પોતાની સત્તા સ્થાપી. શક રાજાઓ ગુજરાતમાં ૪૦૦ વર્ષથી રાજ્ય કરતા હતા; તેમની સાથે ઇ. સ. ૩૮૮–ઇ. સ. ૪૦૦ સુધીનાં ૧૨ વર્ષ લડી રૂદ્રસિંહ ક્ષત્રપને હરાવ્યો, અને ગુજરાતમાં પણ ગુપ્ત સત્તા સ્થાપી બીજા ચંદ્રગુપ્તે માળવા જીતી લીધું હતું; ઉજ્જનનો પરદુઃખભંજન

રાજા વિક્રમાદિત્ય તે ઘણું કરીને બીજો સમુદ્રગુપ્ત હશે, એમ મનાય છે.

બીજા સમુદ્રગુપ્ત પછી કુમારગુપ્ત ગાદીએ બેઠો. તેણે ઇ. સ. ૪૫૫ સુધી રાજ્ય ઠીક રીતે ચલાવ્યું. તે પછી સ્કંદગુપ્ત રાજાના જમાનામાં ઈ. સ. ૪૮૦ ને શુમારે હૂણ લોકોએ ગુપ્ત રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું.

૪. ફાહિયન—બીજા સમુદ્રગુપ્તના જમાનામાં ફાહિયન નામે ચીનો યાત્રાળુ ઈ. સ. ૪૦૦ માં હિંદમાં આવ્યો. તેણે કાબુલથી સિલોન સુધી પ્રવાસ કરી નીચે પ્રમાણે હેવાલ લખ્યો:—

ચંડાળ આદિ નીચ લોકો વિના બીજા કોઇ હિંસા કરતા નહિ, દારૂ પીતા નહિ, તથા ડુંગળી અને લસણ ખાતા નહિ. લોકો સુખેથી હરીફરી શકતા. બળવાખોરોને શિક્ષા થતી. લોકો નાણાને બદલે છીપો વાપરતા. સાધુઓને રાજા તરફથી મદદ મળતી. મનુષ્યો તેમજ જનાવરોને માટે દવાખાનાં હતાં, અને દવા મફત મળતી. દેશ આબાદ હતો, અને લોકો સુખી હતા. રાજ્ય વ્યવસ્થા સારી હતી. ગુપ્ત રાજાઓ વિષ્ણુના ભક્ત હતા. બૌદ્ધધર્મનું જોર નરમ હતું, પણ રાજ્ય તરફથી તેને નડતર નહોતું. ફાહિયન બીજા ચંદ્રગુપ્તના દરબારમાં ૬ વર્ષ રહ્યો, તેણે લખેલા હેવાલ પરથી તે વખતની સ્થિતિ પર સારો પ્રકાશ પડે છે.

૫. જાણવા જોગ બાબતો—બાંધકામ—આ સમયનું કોતરકામ ઉત્તમ ગણાય છે. એ બાંધકામોનો મુસલમાનોના વખતમાં ઘણે ભાગે નાશ થયો હતો. દુનિયાના કવિઓમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું છે એવો કવિ કાલિદાસ આ જમાનામાં થઇ ગયો કહેવાય છે. તેની ઉત્તમકૃતિઓથી સાહિત્ય સારી વૃદ્ધિ અને ખીલવણીને પામ્યું હતું. ગુપ્તોના સિક્કાઓ પર સારૂં કળાકામ દેખાય છે, સમુદ્રગુપ્તના સિક્કા પર તેને વીણા વગાડતો ચીતરી બતાવ્યો છે. મંદિરોના અને દેવ-

મૂર્તિની પૂજાના નિભાવ પેટે રાજાઓ બ્રાહ્મણોને જમીન આપતા તે દાનપત્રો તામ્રપત્રપર લખવાનો રિવાજ આ જમાનામાં દાખલ થયો. ઇ. સ. ૪૭૬ માં જન્મેલો આર્યભટ્ટ નામે ખગોળવેત્તા આ જમાનામાં થઇ ગયો. આ જમાનામાં બ્રાહ્મણધર્મનું જોર વધતું જતું હતું તેથી સંસ્કૃત ભાષાનો વપરાશ વધતો જતો હતો.

**૬. શાપરૂપી પરદેશી હુમલાઓ**—રોમન રાજા થીઓડોસીઅસે કવરીઝમના હૂણ લોકોને ઇ. સ. ૪૩૦ અને ૪૪૦ ની વચ્ચે હરાવ્યા હતા, તે પછી હૂણ ઇરાનમાં આવ્યા, પણ ઇરાનીઓએ પણ તેમને હરાવ્યા. હવે તેઓ રસ્તો બદલી વાયવ્યકોણને રસ્તે હિંદમાં પેઠા. તેમણે ગુપ્ત વંશનો નાશ કરી દેશમાં અવ્યવસ્થા કરી. એ અવ્યવસ્થા ઇ. સ. ૬૦૬ માં થએલા હર્ષવર્ધન શિલાદિત્યના જમાના સુધી કાયમ રહી હતી. આ હુમલાઓથી રૈયત ઘણું દુઃખ પામી ખરી, પણ લાભ એ થયો કે હવે પછીનો ઇતિહાસ પુસ્તકોમાં લખાવા માંડયો; તેથી પ્રાચીન જમાનાના ઇતિહાસની પેઠે સાધનોની હરકત પડતી નથી.

### પ્રશ્નો.

૧. સમુદ્રગુપ્ત વિષે ટુંકું વર્ણન કરો.

૨. ફાહિયને હિંદ વિષે લખેલા હેવાલનો સાર બોલો.

૩. હૂણોના હુમલાથી શાં પરિણામ આવ્યાં ?



# પ્રકરણ ૧૫ મું.

## હર્ષવર્ધન.

૧. **હર્ષવર્ધન**—ગુપ્ત રાજ્યની પડતી વખતે જમના અને સતલજની વચ્ચે આવેલા શ્રીકંઠ દેશમાં પ્રભાકરવર્ધન નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાજધાની અંબાલા પાસે સ્થાણ્વીશ્વરમાં (થાનેશ્વર) હતી. તેણે પંજાબની ઉત્તરના હૂણ લોકોને હરાવ્યા, અને પશ્ચિમ રાજપુતાનાનું ગુર્જર રાજ્ય પણ જીતી લીધું. તેના મરણ પછી તેનો પુત્ર રાજ્યવર્ધન ગાદીએ આવ્યો. તે પછી તેનો નાનો ભાઈ હર્ષ ઇ. સ. ૬૦૬ માં ગાદીએ આવ્યો. તેણે ૪૨ વર્ષ રાજ્ય કર્યું.

૨. **વૈર અને વિજય**—હર્ષ રાજાની બેન રાજ્યશ્રી કનોજના રાજા ગ્રહવર્મા સાથે પરણી હતી. ગ્રહવર્માને માળવાના રાજાએ દગાથી મારી નાખ્યો, એ અવ્યવસ્થામાં માળવાના રાજાએ દગાફટકાથી રાજ્યવર્ધનને મારી નાખ્યો; અને રાજ્યશ્રીને કેદ કરી. રાજ્યશ્રી નાસી છુટી અને વિંધ્યાચળનાં અરણ્યમાં રખડતાં તે દિવાકરમિત્ર નામના બૌદ્ધ આચાર્યને આશ્રયે જઇ ચઢી.

ગાદીએ બેઠા પછી હર્ષે માળવા પર ચડાઇ કરી, અને રાજાને હરાવી રાજ્યશ્રીને શોધી કાઢી. પછી તેણે પોતાનું રાજ્ય વધારવા ઘણો પ્રયત્ન કર્યો. તેણે નર્મદા સુધીનું બધું હિંદ જીતી લીધું. તેની ચઢતીમાં તેની પાસે ૬૦,૦૦૦ હાથી અને એક લાખ ઘોડેસવારનું લશ્કર હતું. તે ૪૨ વર્ષ રાજ્ય કર્યાં પછી ઇ. સ. ૬૪૮ માં મરણ પામ્યો. તેના રાજ્યનો વિસ્તાર અને તેના સદ્દગુણો જોતાં હર્ષ તે જમાનાનો મહાન અકબર હતો.

૩. **હર્ષની સાહિત્ય સેવા**—હર્ષ રાજા એક વીર જોદ્ધો

હતો, તેમ તે સાહિત્યનો પ્રેમી, ઉત્તેજક અને ચક્રવર્તી કવિ હતો. તેણે રત્નાવળી, નાગાનન્દ, અને પ્રિયદર્શના નામે નાટકો સંસ્કૃતમાં રચ્યાં છે. સુપ્રસિદ્ધ બાણ કવિએ હર્ષ રાજાનો વૃત્તાન્ત **हर्षचरित**માં વર્ણવ્યો છે. એજ બાણ કવિએ પ્રસિદ્ધ કાદંબરી રચી છે. એ જમાનામાં સંસ્કૃત સાહિત્ય ઘણું કેળવાયું, કારણકે હર્ષ સાહિત્યનો શોખીન, ઉપાસક, અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો. ભર્તૃહરિ નામનો કવિ એજ જમાનામાં થઇ ગયો.

૪. **હર્ષના ગુણદોષ**—હર્ષ રાજા શિવનો ભક્ત હતો. તેના જમાનામાં બૌદ્ધ, જૈન, અને બ્રાહ્મણ ત્રણે ધર્મો ચાલતા, તે ધર્મ પ્રત્યે ઉદારતાથી વર્તતો. તેણે પોતાની બેન રાજ્યશ્રીને બૌદ્ધધર્મ સ્વીકારવાની રજા આપી હતી, અને તેને ખુશ કરવા નાગાનન્દ રચ્યું હતું. એ પરથી જણાય છે કે હર્ષ બૌદ્ધધર્મ પર પ્રેમ રાખતો હતો.

હર્ષ હમેશાં ઉદ્યોગમાં નિમગ્ન રહેતો. તે ન્યાયીનું સન્માન કરતો અને અન્યાયીને યોગ્ય શિક્ષા કરતો. તે રાજ્યમાં મુસાફરી કરતો. તેની પ્રજા સુખી હતી, અને કરનો બોજો બહુ નહોતો. રસ્તા બહુ નિર્ભય નહોતા, કારણ કે હુ-એન-સંગ નામે યાત્રાળુને રસ્તામાં લૂટવામાં આવ્યો હતો.

હર્ષના મરણ પછી તેના પ્રધાન અર્જુને તેનું રાજ્ય પચાવી લીધું, પણ તિબેટ અને નેપાળનાં મિશ્ર ટોળાંએ તેનો અંત આણ્યો.

૫. **પ્રયાગની ધાર્મિક સભા**—હર્ષ રાજાએ ઇ. સ. ૬૪૪ માં પ્રયાગમાં એક ધાર્મિક સભા બોલાવી હતી. તેમાં તેણે બ્રાહ્મણો અને બૌદ્ધો વચ્ચે ધર્મસંવાદો કરાવ્યા હતા. આ પ્રમાણે તે ઘણી વખતે ધાર્મિક સંવાદો કરાવતો અને તેમાં સારો રસ લેતો હતો.

૬. **હુ-એન-સંગ**—આ ચીનો યાત્રાળુ ઇ. સ. ૬૩૦ માં હિંદની મુસાફરીએ આવ્યો અને દેશમાં ૧૫ વર્ષ સુધી રહ્યો. તે લખે છે કે રાજાઓનો અમલ સારો હોઇ લોકો સુખી હતા. રૈયતને ફાવતો ધર્મ પાળવાની છુટ હતી. વિદ્વાનોને ઘણું માન મળતું. વિદ્યા-હુન્નરનો અભ્યાસ ઠીક હતો.

દરેક સ્થળે બ્રાહ્મણધર્મ અને બૌદ્ધધર્મને સાથે સાથે ફેલા-એલા જોયા. ઓરિસ્સા, કાસ્મીર, અને હિંદુસ્તાનના દક્ષિણ ભાગોમાં બૌદ્ધધર્મનું બળ વિશેષ હતું. બીજાં સ્થળોએ બ્રાહ્મણધર્મ જોર પર હતો.

૭. **અંધકારનો જમાનો**—ઇ. સ. ૬૫૦-ઇ. સ. ૯૫૦ જેમ બ્રિટનમાં હેન્જેસ્ટ હૉર્સાના હુમલા પછી અંધકારનો સમય આવે છે, આફ્રિકામાં હિગાકલીઅન પાદશાહોના રાજ્યના અંતે અંધકારનો જમાનો આવે છે, તેમ હિંદમાં આ ૩૦૦ વર્ષના લાંબા રાજ્યકા-ળમાં ઐતિહાસિક અંધકાર છે.

## પ્રશ્નો.

૧. હર્ષ રાજા વિષે તમે શું જાણો છો ?

૨. હર્ષના જમાનામાં ધાર્મિક સ્થિતિ કેવી હતી ?

૩. હુ-એન-સંગે હિંદ વિષે લખેલો હેવાલ બોલો.

# પ્રકરણ ૧૬ મું.

## પૌરાણિક સમય ઇ. સ. ૫૦૦-ઇ. સ. ૧૦૦૦.

**૧. હિંદના પ્રાચીન ઇતિહાસનો નવો જમાનો**—આ જમાનામાં બધાં જુનાં ચિહ્નો જતાં રહ્યાં. વેદને અનુસરતો હિંદુ ધર્મ લુપ્ત થયો. બૌદ્ધ ધર્મના અનુયાયી ક્ષત્રિઓ, વૈશ્યો, આર્યો તથા રાક્ષસો જતા રહ્યા, અને માત્ર નામનાજ બ્રાહ્મણો રહ્યા હતા. બૌદ્ધ અને વેદધર્મને બદલે અનેક દેવોને માનનારો નવો હિંદુધર્મ શરૂ થયો હતો. દેશી રાજ્યકર્તાઓને બદલે હવે ક્રૂર ભટકતી ટોળીઓ આવી હતી. ગેહલોટ, સોલંકી પવર, રાઠોડ, ચોહાણ આદિ તેઓનાં નામો હતાં, તેમના રિવાજ હિંદી વતનીઓ કરતાં રોમન રાજ્ય પર ફરી વળેલાં જર્મન ટોળાંના રીતરીવાજ સાથે વધુ મળતા આવતા હતા. આ અરસામાં સિથિઅન, નેપાળી, શુકલ, હુણ, અને પાર્થિઅન આદિ ટોળાં હિંદુઓ સાથે ભળી જઇ સારા હિંદુઓ બન્યા.

**૨. શાંતિનો જમાનો અને તેની અસર**—ઇ. સ. ૫૩૩થી ઈ. સ. ૧૦૦૦ સુધીના જમાનામાં ઉત્તર તરફથી હુમલા થયા નહિ. આ અરસામાં મુસલમાનો પણ મધ્ય એશિયામાં ધર્મ ફેલાવવાના કામમાં રોકાએલા હતા. આ શાંતિના જમાનામાં હિંદમાં હિંદુ રાજ્ય સ્થપાયાં. એ અરસામાં દેશની આર્થિક, સામાજિક, અને ધાર્મિક સ્થિતિ આબાદી ભરેલી હતી. બૌદ્ધ ધર્મની પડતી થઇ હતી, અને નવો હિંદુ ધર્મ જોર પર આવ્યો હતો.

**૩. નવો હિંદુ ધર્મ**—આ ધર્મમાં બધાંનું મૂળ કે ટકાવી રાખનાર વિષ્ણુ, રૂદ્ર કે કાળું વાદળ કે જેમાંથી ઝબકારા મારતી વીજળીનીકળે છે તે સંહાર કરનાર શિવ, અને સર્વનો સૃષ્ટા બ્રહ્મા એ ત્રણ મુખ્ય દેવો મનાય છે. ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં આ ધર્મ

ફેલાયો હતો. બૌદ્ધ ધર્મમાં બુદ્ધ, ધર્મ અને સંગ એ પ્રમાણે ત્રિપુટી મનાતી, અને હિંદુ ધર્મમાં બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રિપુટી મનાય છે.

૪ **પુરાણો**—આ ઘણા જુના ગ્રંથો છે. તેમાં બૌદ્ધધર્મનો નાશ થયા પછી જોર પર આવેલા નવા હિંદુ ધર્મના સ્વરૂપનું વર્ણન છે. વેદના સમયના દેવતાઓની પૂજા અને યજ્ઞાદિ ક્રિયાઓ બંધ થઇ તથા દેવળોની સ્થાપના કરવામાં આવી અને એમ જુનો હિંદુ ધમ ધીમે ધીમે નિર્મૂળ થયો એવો તેનો સાર છે.

પુરાણો અસંખ્ય છે. પ્રસિદ્ધ પુરાણ ૧૮ છે. તે ત્રણ ભાગમાં વહેંચાયાં છે. છમાં બ્રહ્માની, છમાં વિષ્ણુની, અને છમાં શિવની સ્તુતિ કરેલી છે. અમુક દેવો પરથી દરેકને નામ મળેલાં છે. પુરાણો વિના માણસોના ધર્મ દર્શાવવા લખાએલાં પુસ્તકોને ધર્મશાસ્ત્ર કહે છે. પુરાણોમાં દર્શાવેલો હિંદુ ધર્મ હજી હિંદમાં ચાલે છે.

૫. **હિંદુ આચાર્યો**—(૧) **કુમારિલ ભટ્ટ** ઇ. સ. ના ૮મા સૈકામાં થઇ ગયા. તેમણે દક્ષિણમાં જઇ બૌદ્ધ ધર્મની વિરૂદ્ધ ઉપદેશ કર્યો, તેથી ત્યાંનો રાજા હિંદુ ધર્મને આશ્રય આપવા લાગ્યો.

(૨) **શંકરાચાર્ય** કુમારિલ ભટ્ટના શિષ્ય હોઇ ઇ. સ. ના ૯ મા સૈકામાં જન્મ્યા હતા. તેમણેજ આખા હિંદમાં ફરી બૌદ્ધ ધર્મનો અંત આણ્યો. તે ૩૨ વર્ષની વયે કેદારનાથમાં દેવલોક પામ્યા. તે શિવના ભક્ત હતા. તેમના અનુયાયીઓ દક્ષિણમાં સ્માર્તપંથી કહેવાય છે. તેમણે શૃંગિરિ ( મ્હૈસુરમાં ), બદ્રીનાથ, દ્વારકાં, અને જગન્નાથ આગળ મઠ બંધાવ્યા છે.

(૩) **રામાનુજ** વૈષ્ણવ ધર્મના પ્રથમ ઉપદેશક હતા. તે ઇ. સ. ૧૧૫૦ માં મદ્રાસની પાસે જન્મ્યા હતા. તેમણે કાંજેવરમમાં વિદ્યા-

અભ્યાસ કરી શ્રીરંગપટ્ટણમાં ઉપદેશ કરવા માંડયો, તથા તેને લગતા સંસ્કૃત ગ્રંથો રચ્યા. તેમણે શિવ ધર્મની વિરૂદ્ધ ઉપદેશ કર્યો, તેથી ચોલ રાજાએ તેમને મારી નાખવાનો પ્રયત્ન કર્યો, તે કારણથી રામાનુજ મ્હેસુરમાં ગયા. ત્યાંનો જૈન રાજા વૈષ્ણવ થયો. રામાનુજે મુખ્યત્વે ઉચ્ચ વર્ણને બોધ કર્યો હતો. તેમના ગુરુ હાલ કાંજેવર-અમાં રહે છે.

(૪) **રામાનંદ** રામાનુજના શિષ્ય હતા. તેમણે ઇ. સ. ૧૩૦૦ માં બનારસમાં ગાદી રાખી ઉત્તર હિંદમાં ઘણું કરીને નીચ વર્ણને વિષ્ણુને નામે એક ઇશ્વરની પૂજા કરવાનો ઉપદેશ કર્યો. તેમના ૧૨ શિષ્યો હતા. તેમણે હિંદી ભાષામાં ગ્રંથો રચ્યા છે. તુલસીદાસ ભકત તેમનાજ પંથમાં થઇ ગયા.

(૫) **કબીર** ઈ. સ. ૧૩૮૦–૧૪૨૦–કબીર રામાનંદના પ્રખ્યાત શિષ્ય હતા. તેમણે જ્ઞાતિબંધન અને મૂર્તિપૂજાની વિરૂદ્ધ ઉપદેશ કર્યો, અને હિંદુમુસલમાનને એક ધર્મમાં લાવવા પ્રયત્ન કર્યો. તે કહેતા કે મૂર્તિ પૂજવામાં પાપ છે. હાથે બાંધેલાં દહેરાંમાં ઇશ્વર રહેતો નથી. જિંદગી માત્ર માયારૂપે છે, માટે ખરા ઇશ્વરને જોવાથી, જાણવાથી, અને ચહાવાથી મોક્ષ મળે છે. તેમનું મરણ ચમત્કારિક સંભળાય છે. કહે છે કે તે મરણ પામ્યા ત્યારે તેમની પથારીમાંથી માત્ર થોડાં ફુલ મળી આવ્યાં હતાં.

(૬) **ચૈતન્ય** ઇ. સ. ૧૪૮૬–૧૫૨૭—તે બંગાળામાં નદીઆ ગામમાં એક બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. તે ૨૪ વર્ષની વયે ઓઢીઆ અને બંગાળામાં વિષ્ણુ અને જગન્નાથના પૂજાનો ઉપદેશ કરવા લાગ્યા. તે કહેતા કે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી સઘળી વર્ણો એક સરખી રીતે પવિત્ર થાય છે, વળી લોહીનું એક ટીપું પાડવું તે ઇશ્વરનો મોટો અપરાધ કરવા બરાબર છે. ચૈતન્ય મરણ પછી સાક્ષાત્ વિષ્ણુના અવતાર તરીકે પૂજાયા.

(૭) **વલ્લભસ્વામીનો** જન્મ તેલંગણમાં થયો હતો. તે કહેતા કે કૃષ્ણ એજ સાક્ષાત્ વિષ્ણુ છે. આત્માના ઉદ્ધાર માટે ઉપવાસ કરવાની કે મઠમાં રહેવાની જરૂર નથી. માટે વિષ્ણુને સંતોષી એશઆરામ કરવો. આ માર્ગ પુષ્ટિમાર્ગ નામે પ્રખ્યાત છે.

(૮) **સહજાનંદ સ્વામી**—બ્રાહ્મણ જ્ઞાતિના આ પરમહંસે ઇ. સ. ૧૯મા સૈકાની શરૂઆતે સ્વામીનારાયણ પંથની સ્થાપના કરી. તેમણે કાઠિઆવાડમાંની કાઠી આદિ લડાયક પ્રજાને નીતિને રસ્તે દોરી. આ પંથમાં લક્ષ્મીનારાયણરૂપે વિષ્ણુપૂજા કરાય છે, વળી સાથે સહજાનંદ સ્વામીની મૂર્તિ કે તેમનાં પગલાં પણ પૂજાય છે.

આ પ્રમાણે હિંદુ ધર્મ આચાર્યોના બોધ અને પ્રયત્નથી હિંદમાંથી બૌદ્ધધર્મનો અંત આવ્યો, અને હિંદુધર્મ પ્રબળ થયો.

## પ્રશ્નો.

૧. પ્રાચીન ઇતિહાસના નવા જમાનાનું ટુંકું વર્ણન કરો.

૨. શાંતિના જમાનાનું શું પરિણામ આવ્યું ?

૩. પુરાણોના મુખ્ય ભાગ કેટલા, અને તે દરેક ભાગ વિષે તમે શું જાણો છો ?

૪. શંકરાચાર્ય, કબીર, અને વલ્લભસ્વામીનાં ટુંકાં જીવનચરિત્ર બોલો.

---

# પ્રકરણ ૧૭ મું.

## રજપૂત સમય.

૧. **રજપૂત સમય**—ઇ. સ. ૮ મા અને ૯ મા સૈકામાં હિંદુસ્તાનમાં રજપૂત રાજ્યો સ્થપાયાં હતાં. ઇ. સ. ૬૪૮ માં હર્ષ-વર્ધન રાજા મરણ પામ્યો ત્યારથી માંડીને મુસલમાનો હિંદમાં આવ્યા ત્યાં સુધીનો કાળ રજપૂતોનો સમય કહેવાય છે.

૨. **બંગાળામાં** પૂર્વ બંગાળા અને પશ્ચિમ બંગાળા એવા બે ભાગ હતા. પશ્ચિમ બંગાળામાં ઇ. સ. ની ૯ મી સદીથી ૧૧ મી સદી સુધી **પાલ** વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. પૂર્વ ભાગમાં **સેન** વંશના રાજાઓ કારભાર કરતા, તેમણે છેલ્લા મહિપાળ રાજાને હરાવી પાલ રાજાઓનો પ્રદેશ પડાવી લીધો.

૩. **યશોવર્ધન**—જૈન સાહિત્ય પરથી જણાય છે કે ઈ. સ. ૭૮૩ માં કનોજ અને ઉજ્જનમાં બે મોટાં રજપુત રાજ્યો હતાં. ઇ. સ. ૭૩૧ માં કનોજમાં યશોવર્ધન રાજા રાજ્ય કરતો હતો. તેણે વિદ્વાનોને સારો આશ્રય આપ્યો હતો. પ્રખ્યાત કવિ ભવ-ભૂતિ તેના વખતમાં થઇ ગયો. કાશ્મીરના રાજા જયાપીડે ઇ. સ. ૭૮૦ માં એ રાજ્યનો અંત આણ્યો. તે પછી ઇ. સ. ના ૯ મા સકામાં કનોજનું રાજ્ય ગુર્જરોના હાથમાં આવ્યું.

૪. **માલવામાં** ઇ. સ. ૭૮૩ માં વત્સરાજ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓ સાથે વારંવાર વિગ્રહો થતા. પહેલા ભોજ રાજાએ (ઇ. સ. ૮૪૨–૮૮૫) ઉજ્જનથી રાજધાની બદલી કનોજમાં કરી માળવા પર રાજ્ય કર્યું.

૫. **ગુજરાત**–ઇ. સ. પૂર્વે ૩ જા સૈકામાં ગુજરાત મૌર્ય

રાજ્યનો એક ભાગ હતો. ઇ. સ. ના પહેલા સૈકામાં ગુજરાતમાં ક્ષત્રપ રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૨૬ માં આંધ્ર વંશના રાજાઓએ ગુજરાત જીતી લીધો. તેઓએ મહાક્ષત્રપ નામે ઇ. સ. ના ૪થા સૈકાના અંત સુધી રાજ્ય કર્યું. તે પછી ગુજરાતમાં ગુપ્ત વંશના રાજાઓનો ૧૫૦ વર્ષ સુધી અમલ હતો. ઇ. સ. ના ૬ઠ્ઠા સૈકામાં ગુજરાતમાં વલભી વંશ સ્થપાયો, તે ઇ. સ. ૭૬૦ સુધી ટકયો. તેઓના રાજ્યકાળ પછી રાષ્ટ્રકૂટ રાજાઓએ ઇ. સ. ના ૧૦ મા સૈકા સુધી રાજ્ય કર્યું. રાષ્ટ્રકૂટ રાજાઓના જમાના કેડે ગુજરાતમાં ચાવડા, સોલંકી, અને વાઘેલા વંશના રજપૂત રાજાઓએ રાજ્ય કર્યું. છેવટે ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણઘેલા પાસેથી પઠાણ વંશના અલાઉદ્દીન ખિલજીના જમાનામાં મુસલમાનોએ ગુજરાત ઇ. સ. ૧૨૯૭ માં જીતી લીધો.

૬. દખ્ખણનાં રાજ્યો:—(૧) **શાતવાહન**— ઇ. સ. ના ૭ મા સૈકા પછી આર્ય લોકો દખ્ખણમાં ગયા. તેઓ વિદર્ભ અને કલિંગમાં વસ્યા. ત્યાં અશોકના મરણ પછી શાતવાહન કુળના આંધ્ર રાજાઓ થયા. તેઓએ ઇ. સ. પૂર્વે ૨૦૩ થી ઇ. સ. ૨૨૬ સુધીનાં લગભગ ૪૦૦ વર્ષ ગોદાવરીતટે પ્રતિષ્ઠાન કે પૈઠણ નગરમાં રાજ્ય કર્યું.

ઇ. સ. ના ૭ મા સૈકામાં પૈઠણમાં શાલિવાહન નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે વિક્રમાદિત્યને હરાવ્યો હતો એમ કહેવાય છે. તેણે શક ટોળાંને હરાવેલાં તેથી ઇ. સ. ૭૮થી કનિષ્ક રાજાએ શરૂ કરેલો સંવત્સર પાછળથી તેના નામે ઓળખાયો, તે હજી દખ્ખણમાં ચાલે છે.

(૨) **ચાલુક્ય રાજ્ય**—આંધ્ર રાજાઓ પછી દખ્ખણમાં (નર્મદા અને કૃષ્ણાની વચ્ચેના પ્રદેશમાં) ઇ. સ. ૨૨૬ માં ચાલુક્ય વંશના રાજાઓનો અમલ થયો. તેના બળવાન રાજા બીજા પુલકેશિએ (ઇ સ. ૬૦૮–૬૪૨) હર્ષ રાજાને પાછો વાળ્યો હતો.

હુ-એન-સંગે તેની મુલાકાત લીધી હતી. ઇ. સ. ૬૪૨ માં તેનો અંત આવ્યો.

(૩) ઇ. સ. ના ૮મા સૈકામાં રાષ્ટ્રકૂટ ( રાઠોડ ) રાજાઓએ ચાલુક્ય રજપૂતોની સત્તા તોડી. તેમનો અમલ ઇ. સ. ૯૭૭ સુધી હતો, તે પછી ચાલુક્યોએ ફરીથી ઇ. સ. ૧૧૮૨ સુધી રાજ્ય કર્યું. તેઓની રાજગાદી રાજમહેંદ્રીમાં હતી. આ રાજ્ય ઇ. સ. ની ૧૧મી સદીમાં ચોલ રાજ્ય સાથે ભળી ગયું.

૭. છેક દક્ષિણ ભાગનાં રાજ્યો:—ઇ. સ. પૂર્વે ૯ મા સૈકામાં પાંડ્ય રાજ્ય સ્થપાયું હતું. તે રાજ્ય ઇ. સ. ૧૭૩૬માં આર્કટના નવાબે જીત્યું હતું. એકજ વંશમાં લગભગ ૨૫૦૦ વર્ષ સુધી કાયમ રહેલું રાજ્ય જગતના ઇતિહાસમાં આ એકલુંજ હતું. એ સિવાય ચોલા, રાજધાની કાંજેવરમ, ચેરા (ત્રાવણકોર અને કોઇમ્બતુર સહિત ), તૈલંગણ જેની રાજધાની વરંગુળ, અને કેરલ નામે રાજ્યો હતાં.

૮. ઓઢીઆમાં યયાતિ કેસરીએ કેસરી વંશ સ્થાપ્યો, ઇ. સ. ૪૭૪. નૃપ કેસરીએ કટક શહેર વસાવ્યું. આ વંશનો ઇ. સ. ૧૨મા સૈકામાં અંત આવ્યો. તે પછી ગંગ વંશના રાજાઓએ ઇ.સ. ૧૧૩૨થી ઇ. સ. ૧૫૩૪ સુધી રાજ્ય કર્યું. તે રાજ્ય મુસલમાનોએ ઇ. સ. ૧૫૬૦ માં જીત્યું હતું.

૯. મ્હૈસુરમાં ઇ. સ. ૯૦૦ થી ઇ. સ. ૧૧૦૦ સુધી બલ્લાળ વંશના રાજાઓએ દ્વારસમુદ્રમાં રાજ્ય કર્યું. તેમણે ૯૦ વર્ષથી ચણાતું આવેલું હલેબીડનું દેહેરૂં અધુરૂં રખાવ્યું.

૧૦. દેવગીરીમાં ઇ. સ. ૧૧૦૦–૧૩૦૦ સુધી યદુવંશનો દાવો કરતા યાદવ વંશના રાજાઓએ રાજ્ય કર્યું. મુસલમાનોએ ઇ. સ.

૧૩૦૦ માં દેવગીરી જીત્યું, તે પછી યાદવ વંશનો અંત આવ્યો, અને દેવગીરી દોલતાબાદ નામે ઓળખાયું.

૧૧. જ્યારે મહંમદ ઘોરીએ હિંદ પર સવારી કરી ત્યારે કનોજમાં રાઠોડ, દિલ્હીમાં તુંવાર, અને અજમેરમાં ચોહાણ વંશના રજપૂત રાજાઓનાં રાજ્યો હતાં.

**૧૨. હિંદના પ્રાચીન ઇતિહાસનો ઉપસંહાર**—હિંદના પ્રાચીન ઇતિહાસના પ્રાચીન જમાનાના મુખ્ય પાંચ ભાગ પડેછે. ઇ. સ. પૂર્વે ૨૦૦૦થી ઇ. સ. પૂર્વે ૧૪૦૦ સુધીના કાળને વેદિક સમય કહેછે. એ અરસામાં વેદો રચાયા, અને આર્યો હિંદમાં આવી સિંધુ નદીને કિનારે વસ્યા. ઇ. સ. પૂર્વે ૧૪૦૦ થી ઈ. સ. પૂર્વે ૧૦૦૦ સુધીના કાળને રામાયણ અને મહાભારતનો સમય કહે છે. એ અરસામાં રામાયણ અને મહાભારતના ગ્રંથો રચાયા, અને આર્યો ગંગાને કિનારે કિનારે કાશી અને બહાર સુધી ફેલાયા. ઇ. સ. પૂર્વે ૧૦૦૦ થી ઇ. સ. પૂર્વે ૩૨૦ સુધીના કાળને ઉપનિષદ્‌નો કાળ કહે છે. એ અરસામાં ઉપનિષદ્ અન અન્ય ધર્મશાસ્ત્રો રચાયાં, અને આખા હિંદુસ્તાનમાં હિંદુ ધર્મ ફેલાયો. ઇ. સ. પૂર્વે ૩૨૦ થી ઇ. સ. ૪૦૦ સુધીના કાળને બૌદ્ધ સમય કહે છે. એ જમાનામાં ચંદ્રગુપ્ત, અશોક, અને તે પછી દખ્ખણના આંધ્ર રાજાઓનું બળ વધ્યું, અને એકજ ધર્મ પ્રબળ હોવાથી હિંદમાં ઐક્ય પણ વધ્યું. ઇ. સ. ૪૦૦–ઇ. સ. ૧૦૦૦ સુધીના છેલ્લા જમાનાને પોરાણિક સમય કહે છે. એ અરસામાં હિંદમાં બોદ્ધ ધર્મની પડતી થવા લાગી અને ધીમે ધીમે તેનો અંત આવ્યો. જેમ જેમ બૌદ્ધ ધર્મ પડી ભાગવા મંડ્યો તેમ તેમ નવા હિંદુ ધર્મનું પુનરૂજ્જીવન થયું, અને અનેક રજપૂત રાજ્યોની સ્થાપના થઇ.

### પ્રશ્નો.

૧. ક્યા સમયને રજપૂત સમય કહી શકાય ?

૨. યશોવર્ધન અને શાલિવાહન વિષે શું જાણો છો ?

૩. ગુજરાતમાં કયાં કયાં રજપૂત રાજ્યો હતાં?

૪. હિંદના પ્રાચીન ઇતિહાસના મુખ્ય ભાગ અને તેનો ટુંક સાર બોલો.

## અગત્યની સાલવારી.

ઇ. સ. પૂર્વે ૧૦૦૦—મહાભારતનું યુદ્ધ.
" " ૫૯૯—મહાવીર સ્વામીનો જન્મ.
" " ૫૫૭—ગૌતમ બુદ્ધનો જન્મ.
" " ૪૭૭—બુદ્ધ નિર્વાણ પામ્યા.
" " ૩૨૬—મહાન સિકંદરની હિંદ પર સવારી.
" " ૩૧૨—ચંદ્રગુપ્તે મૌર્ય વંશ સ્થાપ્યો.
" " ૨૬૦—મહાન અશોક ગાદીએ બેઠો.
ઇ. સ. ૧૨૫—કનિષ્ક ગાદીએ આવ્યો.
" ૩૨૦—ગુપ્ત વંશની સ્થાપના.
" ૩૨૬-૩૭૫-સમુદ્રગુપ્તનો અમલ.
" ૪૦૦—ફાહિયન હિંદમાં આવ્યો.
" ૪૩૦-૪૪૦—હૂણ ટોળીઓના હિંદ પર હુમલા.
" ૪૮૦—હૂણોએ ગુપ્ત વંશનો નાશ કર્યો.
" ૫૩૩—વિક્રમાદિત્યનું માળવામાં રાજ્ય હતું.
" ૬૦૬-૬૪૮—હર્ષવર્ધનનો રાજ્યકાળ.
" ૬૩૦—હુ-એન-સંગ હિંદમાં આવ્યો.
" ૬૪૪—પ્રયાગની ધાર્મિક સભા.
" ૬૪૮-૧૦૦૦ રજપૂતોનો સમય; હિંદમાં બૌદ્ધ ધર્મની પડતી અને અંત; હિંદુ આચાર્યોના પ્રયત્ન અને હિંદુ ધર્મનું પુનરુજ્જીવન.

# પ્રકરણ ૧૮ મું.

## મુસલમાનો.

૧. **હજરત મહંમદ** પેગમ્બરનો જન્મ ઇ. સ. ૫૭૦ માં મક્કામાં અબ્દુલ્લાને ત્યાં થયો હતો. તેમનાં માબાપ તેમને બાલ્યાવસ્થામાં મૂકી મરણ પામ્યાં, તેથી તે તેમના કાકા અબુતાલીબને ત્યાં રહી ઉછર્યા. તેમણે ૨૫ વર્ષની વયે ખતીજાબીબી સાથે લગ્ન કર્યું. ૪૦ વર્ષની ઉમરે તેમને પરમાત્મા તરફથી લોકોને બોધ કરવાની પ્રેરણા થઇ, તેથી તેમણે, મૂર્તિપૂજા કરવી નહિ, અનેક દેવોને માનવા નહિ, માંહોમાહે લડવું નહિ તથા એકજ ખરા તથા જીવતા ખુદાને માનવો, મહંમદ તેનો પેગંબર ( સંદેશીઓ ) છે, એવો ઉપદેશ કર્યો. ઇસ્લામ, એટલે “ તારણ, અને તે પરથી અપભ્રંશ સલામ—શાંતિ—શબ્દ થયો છે. આ નવો ધર્મ ”દીન—ઇ—ઇસ્લામ, એટલે બચાવતો—તારતો વિશ્વાસ” અને તેની સાથે સંબંધ ધરાવતો “મોસ્લેમ કે મુસલમાન ” શબ્દનો અર્થ ‘ તારણ પામેલા ’ એવો થાય છે.

મૂર્તિપૂજક આરબો શરૂઆતમાં પેગંબરની સામે થયા, તેથી તે ઈ. સ. ૬૨૨ માં મક્કેથી મદીના જતા રહ્યા. આ ગમનને હિજરા કે હજીરા કહે છે. તે દિવસથી હિજરી સન ગણાય છે. ઇ. સ. ૬૩૨ માં મહંમદ પેગંબર સાહેબ મરણ પામ્યા. તેમનાં વચનામૃતોના સંગ્રહને કુરાન કહે છે. તે મુસલમાનોનું ધર્મપુસ્તક છે.

૨. **અનુયાયીઓના ઐક્યનાં કારણો, ધર્મનો ફેલાવ, અને રાજ્યની વૃદ્ધિ**—મહંમદ પેગમ્બરની ગાદીના વારસો ખલીફા નામે બગદાદમાં રાજ્ય કરવા લાગ્યા. તેમણે ધર્મનો ફેલાવો કરવાની મુસલમાનોની ફરજ છે, ધાર્મિક યુદ્ધથી ઇશ્વર ખુશી થાય છે, અને તેમાં મરણ પામનાર સ્વર્ગે જાય છે એવા સિદ્ધાંતોથી પ્રજાબળ

એકત્રિત કર્યું, અને એમ લોકોમાં ધાર્મિક ઝનુન ઉત્પન્ન કરી વિગ્રહ શરૂ કર્યા. મહંમદ પેગમ્બરના મરણ પછી એક સૈકામાં ઇસ્લામ ધર્મ ઉત્તર આફ્રિકા, અરબસ્તાન, ઇરાન, અને અફઘાનિસ્તાનમાં ફેલાયો.

૩. **એ અરસામાં હિંદની હાલત**—હિંદ અનેક સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાએલું હતું. સિંધુ અને વાયવ્ય સરહદનો મુલક રજપૂતોને તાબે હતો; મધ્યહિંદમાં સમર્થ રાજ્યો હતાં. બંગાળા અને બિહારમાં બૌદ્ધ રાજાઓ રાજ્ય કરતા હતા; દખ્ખણમાં ચેરા, ચોલા, અને પાંડય વંશના રાજાઓ આગેવાન હતા. વિધવાવિવાહ થતા, મૂર્તિપૂજા અને સતી થવાના રિવાજો હતા, અને ધંધા પ્રમાણે અનેક વર્ણો બની હતી, ધાર્મિક બાબતોમાં બ્રાહ્મણો કરતાકારવતા હતા.

૪. **મુસલમાનોનું હિંદમાં આગમન**—તેઓએ ઇ. સ. ૬૪૭ માં ભરૂચ ઉપર અને ૬૬૪ માં સિંધ પર જળ માર્ગે ચઢાઇ કરી પણ તેઓ ફાવ્યા નહિ. કેટલાક હિંદુઓએ આરબ વહાણ સિંધના બંદરે પકડયું હતું, તેથી ખલીફે બસરાના ગવર્નરના ભત્રીજા મહંમદ કાસમને ઇ. સ. ૭૧૧ માં સિંધ પર મોકલ્યો. તેણે તે જીતી ૩ વર્ષ રાજ્ય કર્યું, પણ ખલીફાએ મહમદ કાસમને પાછો બોલાવી મારી નાખ્યો. તે પછીનાં ૪૦ વર્ષમાં હિંદુઓએ સિંધ પાછો જીત્યો. અને તે પછીનાં ૨૦૦ વર્ષ સુધી હિંદ પર મુસલમાનોના હુમલા બંધ રહ્યા.

## ૫. ગીઝની વંશ, ઇ. સ. ૯૭૭-૧૧૮૬

(૧) **સબક્તગીન** (૯૭૭-૯૯૭)—ખલીફાની માંહોમાંહેની ખટપટનો લાભ લઇ બુખારામાં એક સ્વતંત્ર રાજ્ય સ્થપાયું. ત્યાંના સુલતાન અબ્દુલ મલેકના મરણ પછી તેના ગુલામ અલપ્તગીને ઇ. સ. ૯૬૨ માં ગીઝનીમાં સ્વતંત્ર ગાદી સ્થાપી ઇ. સ. ૯૭૭ માં તેનું મરણ થયા પછી તેનો પુત્ર સબક્તગીન ગાદીએ બેઠો.

તેના રાજ્યકાળમાં અફઘાનો પંજાબમાં આવવા લાગ્યા. લાહોરના રાજા જયપાળે અફઘાનિસ્તાન પર ચઢાઇ કરી, પણ તેમાં હાર થવાથી તેણે અઢી લાખ રૂપીઆ તથા ૫૦ હાથી આપવાની શરતે સલાહ કરી; પરંતુ જયપાળે વાયદાસર નાણું આપ્યાં નહિ તેથી સબક્તગીને તેના પર ચઢાઇ કરી. દિલ્હી, અજમેર, કલિંજર, અને કનોજના રાજાઓની મદદ છતાં જયપાળ હાર્યો, અને સબ્કતગીને સિંધુ સુધીનો પ્રદેશ જીતી પેશાવરમાં પોતાનો સુબો મૂકી સ્વદેશનો રસ્તો લીધો. તે ઇ. સ. ૯૭૭ માં મરણ પામ્યો, તેથી તેનો પુત્ર મહંમદ તેના ભાઈ ઇસ્માઇલને કેદ કરી ગાદીએ બેઠો.

**મેહ્‌મુદ ગીજની,** ઇ. સ. ૯૯૭–ઈ. સ. ૧૦૩૦—સુલતાનનું પદ મેળવનાર આ પહેલો અફઘાન સરદાર હતો. તેણે ગીજની શહેરને રાજધાની બનાવ્યું તથા ઇરાન અને ઉત્તર હિંદ જીત્યાં. તે "મૂર્તિઓ ભાગનાર" એ નામે પ્રખ્યાત થયો છે, કારણકે તેણે અનેક હિંદુ દેવાલયો તોડી પાડી તેમાંની મૂર્તિઓ ભાંગી નાખી. તેની સવારીઓનો હેતુ ઇસ્લામી ધર્મ ફેલાવવાનો, તથા દ્રવ્ય લૂટવાનો હતો. તે ૩૦ વર્ષની વયે ગાદીએ બેઠો હતો.

**મેહ્‌મુદ ગીજનીની સવારીઓ**—મેહમ્મુદે પોતાના રાજ્યકાળનાં પહેલાં બે વર્ષ પોતાનું રાજ્ય મજબુત બનાવવામાં ગાળ્યાં. તે પછી તેણે હિંદુસ્તાન ઉપર પોતાની પ્રખ્યાત ચઢાઇઓ શરૂ કરી. હિંદ પર તેણે નાની મોટી ૧૭ સવારીઓ કરી. સામાન્ય રીતે તે શિઆળાની શરૂઆતમાં ગીજનીથી નીકળતો; અને ત્રણ માસ મુસાફરી કરી ગંગાની ફળદ્રુપ ખીણમાં આવી પહોંચતો. અહીં તે રાજાઓને હરાવી દેશ લૂટી અસંખ્ય દ્રવ્ય તથા ગુલામો મેળવી ઉનાળામાં પોતાના વતન ગીજની તરફ પાછો ફરતો.

**રજપૂતો સાથે વિગ્રહ**—મેહમ્મુદ ગીજનીએ લાહોરના રાજા પર ચડાઇ કરી, જયપાળ હાર્યો અને અપકીર્તિ સહન ન

થવાથી પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોંપી બળી મુઓ. મેહમ્મુદે ફરીથી લાહોર પર ચઢાઇ કરી. અનંગપાળે ઉજ્જન, ગ્વાલીઅર, કનોજ, અને અજમેરના રજપૂત રાજાઓની મદદ મેળવી મોટું સૈન્ય એકઠું કર્યું. પેશાવરના મેદાનમાં ભારે યુદ્ધ થયું. તેમાં મુસલમાનો હારવાની તૈયારીમાં હતા, એટલામાં અનંગપાળનો હાથી ઉન્મત્ત થઇ રણસંગ્રામમાંથી નાસી ગયો. પોતાના રાજાને ન જોવાથી રજપૂતો ગભરાયા અને અવ્યવસ્થિત થતાં યુદ્ધમાંથી નાઠા. મુસલમાનોએ તેમના પર હલ્લો કરી ઘણાનો નાશ કર્યો. મેહમ્મુદે નગરકોટના કિલ્લાનો ખજાનો લૂટી લીધો. મેહમ્મુદે ૧૨ મી સવારી કનોજ પર કરી તેના રાજાને ઇ. સ. ૧૦૧૮ માં વશ કર્યો. તે પછી મેહમ્મુદે મથુરાનું પવિત્ર શહેર લૂટ્યું. વળી ઇ. સ. ૧૦૧૯ માં કનોજ લૂટી ત્યાંનાં દહેરાંનો પણ નાશ કર્યો.

**સોમનાથ પર સવારી**—મેહમ્મુદ ગીજનીએ છેલ્લી પ્રખ્યાત સવારી ઇ. સ. ૧૦૨૪ માં સોમનાથ પાટણ પર કરી. તેની સાથે ૨૦ હજાર ઉંટ અને અસંખ્ય લશ્કર હતું. તે ૩૫૦ માઇલની મુસાફરી કરી પ્રભાસપાટણ આવી પહોંચ્યો. તેણે ૩ દિવસની જબરી રસાકસી પછી હિંદુઓને હરાવી સોમનાથ મહાદેવનું દહેરૂં લૂટી લીધું, અને મૂર્તિ ભાંગી ટુકડા કર્યા. મેહમ્મુદ સોમનાથના દરવાજાનાં કમાડ ઉપરાંત ૮ કરોડ રૂપીઆનું દ્રવ્ય લઇ ગયો. પાછા જતાં સિંધના રણમાં ભૂલો પડવાથી તે ઘણું કષ્ટ પામ્યો હતો. તેણે હિંદમાંથી લૂટેલા દ્રવ્ય અને પકડેલા ગુલામ કારીગરોથી ગિજની શહેરને શોભાવ્યું હતું. તે ૩૩ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૦૩૦ માં ગીજનીમાં મરણ પામ્યો.

**મેહમ્મુદની સવારીઓનું પરિણામ**—ઉપર જણાવ્યા મુજબ મેહમ્મુદની સવારીઓનું ફળ બહુધા લૂટ અને મૂર્તિઓ ભાંગવામાંજ પુરૂં થયું. માત્ર પંજાબનો પ્રદેશજ મુસલમાનોના અમલ નીચે આવ્યો.

ઇ. સ. ના ૭ મા સૈકાથી બારમા સૈકા સુધી સિંધ અને પંજાબ સિવાય બીજા ભાગોમાં મુસલમાનો વસ્યા નહતા. બારમા સૈકાના અંત સુધી તેઓએ હિંદમાં જાથુનું રાજ્ય મેળવવાનો પ્રયત્ન કર્યો ન હતો, તેથી ત્યાં સુધી ઉત્તરનાં હિંદુ રાજ્યો અખંડિત રહ્યાં હતાં.

(ख) ગુણદોષ—મેહમ્મુદ ચતુર, બહાદુર, વડવૈયો અને ધર્માંધ હતો. હિંદની દોલતથી તેણે ગીઝનીને શોભાવ્યું. તે વિદ્વાનોનો આશ્રયદાતા પણ કંજુસ હતો. મહાન કવિ **ફિરદોશીને** તેણે શાહનામા—રાજાઓનો હેવાલ–લખવા પ્રત્યેક કડી દીઠ એકેક સોનાદામ આપવા વચન આપેલું, પણ જ્યારે કવિએ ૩૦ વર્ષ મહેનત કરી ૬૦,૦૦૦ કડીઓ લખી, ત્યારે તેણે રૂપાદામ આપવા માંડયા ! કવિએ તે ન સ્વીકારી સ્વવતન જઇ મેહમ્મુદ કદરૂપો તથા દાસીપુત્ર છે એવા અર્થની કવિતા લખી મોકલી. મેહમ્મુદે પસ્તાઈ સોનાદામ મોકલાવ્યા, પણ કવિના મરણથી તે તેની પુત્રીને આપવામા આવ્યા. **આલ્બેરૂની** (ખગોળવેત્તા) તથા **અનસારી** નામે વિદ્વાનો આ જમાનામાં થઇ ગયા. મેહમ્મુદે ગીઝનીમાં નિશાળો, અને પાઠશાળાઓ સ્થાપી અને વિદ્યાકળાને ઉત્તેજન આપ્યું. તે પૈસાનો ઘણો લોભી હતો. મરણ વખતે પણ તેને દ્રવ્ય સાંભર્યું !

(ग) મેહમ્મુદે લાહોરમાં સ્વસુબો મૂકયો હતો, તેના મરણ પછી ૧૫૦ વર્ષ સુધી તેનું રાજ્ય ટકી રહ્યું. આખરે ઘોર પ્રાંતના અલાઉદ્દીને ઇ. સ. ૧૧૫૨ માં ગીઝની વંશના બહેરામને ઉઠાડી મૂકી ત્યાં પોતાની સત્તા સ્થાપી. તેના મરણ પછી મહંમદ ઘોરીએ છેલ્લા રાજાઓને હરાવી ઇ.સ. ૧૧૮૬માં લાહોર સુધીનું રાજ્ય જીતી લીધું.

## ( ૩ ) ઘોરી વંશ, ( ઇ. સ. ૧૧૮૬–૧૨૦૬ ).

મહમ્મદ હિંદુકુશ પાસે આવેલા ઘોર પ્રાંત પરથી ઘોરી નામે ઓળખાય છે. તેનું અસલ નામ શાહબુદ્દીન હોઇ તે એક અફઘાન કુળમાંથી ઉતરી આવ્યો હતો.

( अ ) હેતુ અને હિંદ પર સવારીઓ (૧૧૯૧–૧૨૦૩)– મહંમદ ઘોરીનો હેતુ કીર્તિ મેળવવાનો તથા હિંદ જીતી તે પર વ્યવસ્થિત રાજ્ય કરવાનો હતો. તે માટે તેણે નવ સ્વારીઓ કરી. ( ૧ ) ઇ. સ. ૧૧૭૬ માં પંજાબનું ઉક શહેર તાબે કર્યું. (૨) ઇ. સ. ૧૧૭૮ માં ગુજરાત પર આવ્યો, પણ ભોળા ભીમે તેને નસાડયો. ( ૩ ) ઇ. સ. ૧૧૭૮માં ગિજની વંશના છેલ્લા મલેકખુશરૂને હરાવી તેના પુત્રને કબજે કર્યો. ( ૪ ) ૧૧૭૯ સિંધ લૂટયો. (૫) મલેક ખુશરૂને હરાવી કેદ કર્યો. (૬) ઇ. સ. ૧૧૯૧ માં દિલ્હીને અજમેરના રાજા પૃથ્વીરાજે ઘોરીને સ્થાનેશ્વર ( તુર્હરિ કે નારાયણ ) આગળ સજ્જડ હરાવી ૪૦ માઇલ સુધી તેની પૂઠ લઇ અનેક અફ્ઘાનોને સંહાર્યા. આ હારથી મહંમદ નાહિંમત થયો નહિ. જીતથી પૃથ્વીરાજ આળસુ અને મોજીલો બન્યો, અને સમય પારખી શક્યો નહિ. મહંમદ ઘોરીએ બે વર્ષ તેયારી કરી મહાન લશ્કર લઇ ઇ. સ. ૧૧૯૩માં સ્થાનેશ્વર આગળ પૃથ્વીરાજને હરાવી મારી નાખ્યો. પૃથ્વીરાજ રાસોનો લેખક ચંદ બારોટ કહે છે કે પૃથ્વીરાજે કેદીની સ્થિતિમાં શબ્દવેધી બાણ મારવાના પ્રયોગને બહાને મહંમદ ઘોરીને તીરથી વીંધી ચંદ તથા પૃથ્વીરાજ અરસ્પરસ મરાયા. પૃથ્વીરાજની રાણી સંયુક્તા સતી થઇ. **આ વખતે હિંદમાં અફ્ઘાન રાજ્ય વાસ્તવિક રીતે સ્થપાયું.** (૮) ઇ. સ. ૧૧૯૪માં મહંમદ ઘોરીએ જયચંદ્ર રાઠોડને ચંદ્રવાડ આગળ હરાવી કનોજ જીત્યું, (૯) અને તેના સરદાર બખત્યાર ખિલજીએ ઇ. સ. ૧૧૯૯માં બિહાર, તથા ઇ. સ. ૧૨૦૩માં બંગાળા જીત્યું, ગુજરાત અને અયોધ્યા પણ જીત્યાં. ૧૨ વર્ષમાં હિંદમાં તેનું રાજ્ય સિંધુથી ગંગા સુધી સ્થપાયું.

( ब ) મહંમદ ઘોરીને પંજાબમાં થઇને આવતાં ગક્કર લોકોએ તેને તેના તંબુમાં પેસી મારી નાખ્યો. તેને ગીઝનીમાં દફનાવ્યો. તે સમર્થ સેનાપતિ અને મહાન રાજ્યકર્તા હતો. તેણે માળવા સિવાયનો

હિંદુસ્તાન જીત્યો. તેજ મુસલમાન સત્તાનો વાસ્તવિક સ્થાપક હતો. તેને સંતાન નહોતાં, તેથી તેના મરણ પછી તેના સુબા કુતુબુદ્દીને દિલ્હીમાં ગાદી સ્થાપી, અને બખ્તયાર ખિલજીએ બંગાળા અને બિહારમાં સ્વતંત્ર સ્વસત્તા મેળવી.

(क) **મેહમ્મુદ ગીઝની અને મહંમદ ઘોરી**–બંને શક્તિમાન સરદાર અને મહાન રાજ્યકર્તા હતા. મેહમ્મુદ ગીઝનીનો પ્રધાન હેતુ ઇસ્લામ ધર્મ ફેલાવવાનો, હિંદુ દેવાલય તોડી મૂર્તિઓ ભાગવાનો, અને ગુલામો મેળવવાનો હતો. મહંમદ ઘોરીનો મુખ્ય આશય દેશો જીતી મુસલમાની રાજ્ય વધારવાનો હતો. મેહમ્મુદ ગિઝનીએ માત્ર પંજાબનો પશ્ચિમ ભાગ ખાલસા કર્યો, ત્યારે ઘોરીએ લગભગ હિંદુસ્તાનમાં સ્વસત્તા સ્થાપી. મેહમ્મુદ ગીઝની વિદ્યાનો ઉત્તેજક હતો.

(૪) **મહંમદ ઘોરીની સવારી સમયે હિંદુસ્તાનનાં મુખ્ય રજપૂત રાજ્યો**–(अ) દિલ્હીમાં અનંગપાળ તુંવારનું, (ब) અજમેરમાં સોમેશ્વર ચોહાણનું, (क) કનોજમાં જયચંદ્ર રાઠોડનું, (इ) અને ગુજરાતમાં ભોળા ભીમ વાઘેલાનું; ઉપરાંત મેવાડમાં સમરસિંહનું તથા આબુમાં જયસિંહ પરમારનું રાજ્ય હતું.

(૫) **હિંદુસ્તાનની હિંદુ સત્તાની પડતીનાં કારણો**–(अ) રજપૂતોનો કુસંપ, અને તેનાં કારણો:–દિલ્હીના રાજા અનંગપાળે પોતાની એક કુંવરી અજમેરના સોમેશ્વર ચોહાણને અને બીજી કનોજના વિજયપાળ રાઠોડને પરણાવી હતી. અનંગપાળે અપુત્ર હોઇ સોમેશ્વરના પુત્ર પૃથ્વીરાજને દત્તક લીધો તેથી પૃથ્વીરાજને દિલ્હી અને અજમેરની ગાદી મળી. આથી રાજ્યલોભને કારણે તેના મસિઆઇ ભાઇ જયચંદ્ર રાઠોડ સાથે વેર બંધાયું. આબુના રાજા જયસિંહને ઇચ્છનકુમારી–ઇચની નામે કુંવરી હતી, તેને પરણવા માટે ગુજરાતનો ભોળોભીમ અને સોમેશ્વર લડયા, તેમાં સોમેશ્વર મરાયો. આથી પૃથ્વીરાજે ભીમદેવને

હરાવી વેર લીધું. જયચંદ્ર રાઠોડે પોતાની પુત્રી સંયુક્તા માટે સ્વયંવર રચ્યો; અને ચક્રવર્તી ગણાવા યજ્ઞ આરંભ્યો. પૃથ્વીરાજને દરવાનનું કામ સોંપાયું, માટે તે આવ્યો નહિ; તેથી જયચંદ્રે તેનું પુતળું કરી દરવાજા આગળ ઉભું કર્યું, સંયુક્તાએ તેને વરમાળા પહેરાવી. પૃથ્વીરાજ વેષ બદલી આવ્યો હતો, તે તેને ઘોડા પર નાખી ચાલ્યો ગયો. જયચંદ્રનું કંઇ વળ્યું નાહ, તેથી તેણે મદદ આપવાની શરતે મહંમદ ઘોરીને બોલાવ્યો હતો. રજપૂતોમાં પક્ષ પડયા, તેઓ માંહોમાંહે લડી નબળા પડયા, પણ માથા પર ઝઝુમી રહેલું ભય વિચારી શકયા નહિ. કમનસીબે તેમને સમજાવનારની ખોટ હતી. 'ઘરના ઉંદરે ઘર કોચર્યું,' અને રજપૂતોની પડતી થઇ. જયચંદ્રને પણ ફળ મળ્યું.

(ब) રજપૂતો કરતાં અફઘાનો મજબુત અને કેળવાએલા હતા. (क) અફઘાનોમા ઐક્ય હતું. મહંમદ ઘોરીને પ્રતિસ્પર્ધી નહોતા. તેના સિપાઇઓ વિશ્વાસુ અને આજ્ઞાંકિત હતા. (ड) એકજ ધર્મથી અફઘાનો જોડાએલા હતા, જ્યારે હિંદુઓ ભિન્ન ભિન્ન વર્ણોમાં વિભાજિત હતા. પરિણામે હિંદમાં રજપૂતોની પડતી થઇ અને મુસલમાની સત્તા સ્થપાઈ.

## પ્રશ્નો.

૧. ઇસ્લામ ધર્મનો મુખ્ય ઉપદેશ અને તેના પ્રવર્તકનું સંક્ષિપ્ત વૃત્તાંત કહો.
૨. ઇસ્લામી ધર્મ અને રાજ્યની વૃદ્ધિનાં કારણો કયાં હતાં?
૩. એ અરસાની હિંદની હાલતનું વર્ણન કરો.
૪. મેહમુદ ગીઝની અને મહંમદ ઘોરીનો મુકાબલો કરો.
૫. હિંદમાં સ્થાયી મુસલમાની સત્તા કોણે અને કયારે સ્થાપી?
૬. હિંદુઓની પડતીનાં કારણો અને એ પરથી તમે શો સાર ગ્રહણ કર્યો તે બોલો.

# પ્રકરણ ૧૯ મું.

## અફ્ઘાન કે પઠાણ રાજાઓ.

### ઇ. સ. ૧૨૦૬–૧૫૨૬.

**અફ્ઘાન કે પઠાણ પાદશાહો**—જુદી જુદી કોમના આ રાજાઓ અફ્ઘાનિસ્તાનથી હિંદમાં આવ્યા, પણ તેઓ તેમની એક પઠાણ જાત પરથી પઠાણ પાદશાહો નામે પણ ઓળખાય છે. તેઓએ ધીમે ધીમે હિંદમાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. આ પાદશાહોના ગુલામ, ખિલજી, તઘલખ, સૈયદ, અને લોદી પાદશાહોએ ઇ. સ. ૧૨૦૬–૧૫૨૬ સુધીનાં ૩૨૦ વર્ષ દિલ્હીમાં રાજ્ય કર્યું.

**૧. ગુલામ વંશ ઇ. સ. ૧૨૦૬–૧૨૯૦**—આ વંશનો સ્થાપક કુતુબુદ્દીન, તેમજ અલ્તમશ, અને બલ્બન નામે પ્રખ્યાત પાદશાહો પણ પ્રથમ ગુલામ હોવાથી આ વંશ ગુલામ વંશ નામે ઓળખાયો. તેના ૮૪ વર્ષના કાળમાં નવ રાજા અને એક રાણીએ કારભાર કર્યો, તેમાં કુતુબુદ્દીન, અલ્તમશ, રઝીઆ બેગમ, નાસિરૂદ્દીન, અને બલ્બન અગત્યના રાજકર્તાઓ છે.

**(૧) કુતુબુદ્દીન ઇ. સ. ૧૨૦૬–૧૨૧૦**—તે મહંમદ ઘોરીનો ગુલામ હતો. તેના વખતમાંજ દિલ્હીમાં ગીઝનીથી સ્વતંત્ર ગાદી સ્થપાઇ. તે પરાક્રમી, ઉદાર, અને નિમકહલાલ હતો. તેણે ૨૫ હિંદુ દેવળો તોડી તેના પત્થરથી ૨૫૦ ફીટ ઉંચો, અને ૩૭૮ પગથીઆંવાળો કુતુબમિનાર ચણાવ્યો. તે સારૂં ભણેલો હતો, અને સદ્‌ગુણોથી ઉચ્ચ પાયરીએ પહોંચ્યો હતો. મુસલમાનોની પડતીનાં (अ) સુબાઓનાં બંડ, (ब) હિંદુઓનાં બંડ, અને (क) પરદેશી હુમલા એ ત્રણ કારણ આ જમાનાથીજ શરૂ થયાં.



કુતુબમિનાર.

(૨) આરામ ૧૨૧૦ થી ૧૨૧૧ તે કુતુબુદ્દીનનો પુત્ર હતો, પણ તેના બનેવી અલ્તમશે તેને મારી ગાદી લીધી.

(૩) અલ્તમશ ૧૨૧૧–૧૨૩૬–અલ્તમશ ગુલામવંશમાં સૌથી સમર્થ હતો. તેના સાહુ બખ્ત્યાર ખિલજીએ બંગાળા અને બહારમાં

સ્વતંત્ર થવા યત્ન કર્યો, તેને તેણે મારી પોતાના પુત્રને બંગાળાનો સુબો નીમ્યો. સિંધના હાકેમે પણ સ્વાતંત્ર્ય મેળવવા પ્રયત્ન કર્યો, તે હાર્યો, અને સિંધુ ઓળંગતાં સકુટુંબ ડુબી મર્યો. પછી અલ્તમશે ૬ વર્ષ લડી માળવા અને ગ્વાલીઅરના રજપૂતોને વશ કર્યા. આ અરસામાં મોગલ સરદાર જંઘીસખાન મધ્ય એશિઆમાંથી હિંદ જીતવા સિંધુ સુધી આવેલો, પણ તેની બીકથી નાઠેલા તુર્ક સરદારને અલ્તમશે આશ્રય આપ્યો નહિ, તેથી ચંઘીસખાને ખુશ થઇ દિલ્હી પર ચઢાઇ કરી નહિ. ઇ. સ. ૧૨૧૭.

અલ્તમશની બહાદુરીથી બગદાદના ખલીફે તેને સુલતાનની પદવી આપી, તેણે પડાવેલા સિક્કા ટાંક નામે ઓળખાતા. અલ્તમશ કુતુબમિનાર પુરો કરાવી ૨૫ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૨૩૬માં મરણ પામ્યો.

**(૩) રૂકનુદ્દીન ઇ. સ. ૧૨૩૬**—રૂકનુદ્દીન ગાદીએ બેઠો, પણ અમીરોએ કાવતરૂં કરી તેને સાત માસ પછી મારી નાખ્યો.

**(૪) રઝીઆબેગમ ઇ. સ. ૧૨૩૬-૧૨૩૯**—અલ્તમશની પુત્રી રઝીઆ અફઘાન વંશમાં એકજ રાણી થઇ ગઇ છે. તે હોશિયાર, કુરાન ભણેલી, અને હિંમતવાન હતી. તેણે ડહાપણભર્યા સુધારા કરી સામર્થ્યથી કારભાર ચલાવ્યો, પણ પાછળથી અલતુનીઆ નામના એક હબસી પર વિશેષ મહેરબાની બતાવી તેથી અમીરોએ તેને હરાવી ઇ. સ. ૧૨૩૯ માં મારી નાખી.

**(૫) બેરામ ઇ. સ. ૧૨૩૯-૧૨૪૧**—બેરામ રઝીઆનો નાનો ભાઇ હોઇ નબળો અને ક્રુર હતો. તેના વખતમાં મોગલો લાહોર પર ચઢી આવ્યા. બેરામને તેના સિપાઇઓએ મારી નાખ્યો.

**(૬) અલાઉદ્દીન મસાઉદ ઇ. સ. ૧૨૪૧-૪૬**—એના વખતમાં મોગલોએ તિબેટમાંથી આવી બંગાળા પર બે વાર હુમલા કર્યા, પણ તેઓ ફાવ્યા નહિ. મસાઉદને ઇ. સ. ૧૨૪૬ માં પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

**(૭) નાસિરૂદ્દીન મહંમદ ઇ. સ. ૧૨૪૬-૧૨૬૬**—અલ્તમશનો પૌત્ર નાસિરૂદ્દીન તેના બનેવી ગ્યાસુદ્દીનની મદદથી કારભાર કરવા લાગ્યો. તે ફકીરી ચાલનો, એકજ સ્ત્રીનો પતિ, શુભેચ્છકની લાગણી ન દુખવનાર, વિદ્યાનો આશ્રયદાતા, તથા પુસ્તકો લખીને પોતાનું ગુજરાન ચલાવનાર હતો. ગ્યાસુદ્દીને મોગલ ટોળાંએ ગીઝની જીતી પંજાબને ઘેર્યું હતું તેમને હાંકી કાઢયાં. આખરે નાસિરૂદ્દીન ૨૦ વર્ષ રાજ્ય કરી અપુત્ર મરણ પામ્યો, તેથી ગ્યાસુદ્દીન ગાદી પર બેઠો.

**(૮) ગ્યાસુદ્દીન બલબન ઇ. સ. ૧૨૬૬-૧૨૮૮**—ગ્યાસુદ્દીન **બલબન** નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે પોતાની સાથેના ૪૦ ગુલામોને મારી નાખી ક્રૂરતા બતાવી; અને હિંદુઓને નોકરીમાં ન રાખવાનો ધારો કર્યો. મોગલોના ત્રાસથી નાસી આવેલા સરદારોને તે આશ્રય આપતો. તેણે ફારસી વિદ્યાને બહુ ઉત્તેજન આપ્યું. અમીર ખુશરૂ કવિને તેણે ઘણો આશ્રય આપ્યો.

મેવાતના રજપૂતોએ બંડ કર્યું તેથી તેણે ચઢાઈ કરી એક લાખ રજપૂતોને મારી દાબ બેસાડયો; ઉપરાંત બંગાળાના સુબા ટોગ્રલે બળવો કર્યો, તેથી તેને હરાવી પોતાના પુત્ર બઘારાખાનને બંગાળાનો સુબો નીમ્યો. બલબનના વખતમાં મોગલો બે વાર ચઢી આવ્યા, તેમની સાથેની બીજી લડાઇમાં તેનો પુત્ર મહંમદ મરાયો. આ શોકજનક સમાચારથી હૃદયભંગિત થઇ બલબન ૨૨ વર્ષ રાજ્ય કરી ૮૦ વર્ષની વયે મરણ પામ્યો.

**(૯) કૈકુબાદ ઇ. સ. ૧૨૮૮-૧૨૯૦**—બલબનનો વિચાર મહંમદના પુત્ર કૈખુશરૂને ગાદી આપવાનો હતો, પણ અમીરોએ ૧૮ વર્ષની વયના બઘારાખાનના પુત્ર કૈકુબાદને ગાદીએ બેસાડયો. તેણે મોજશોખમાં સમય અને દ્રવ્યનો દુરુપયોગ કરી નિઝામુદ્દીન નામે નીચ વજીરને કારભાર સોંપ્યો. તે વઝીરે ઘાતકીપણે કારભાર

કર્યો. બઘારાખાને જાતે આવી કૈકુબાદને શિખામણ આપી, પણ તે સુધર્યો નહ; આખરે ખિલજી જાતના સરદાર જલાલુદ્દીને તેને મારી નાખી દિલ્હીની ગાદી લીધી. આમ દિલ્હીની ગાદી ગુલામ વંશમાંથી ખિલજી વંશમાં ગઇ.

## ૨. ખિલજી વંશ, ઈ. સ. ૧૨૯૦-૧૩૨૦.

**( ૧ ) જલાલુદ્દીન ખિલજી ઇ. સ. ૧૨૯૦-૧૨૯૫—**જલાલુદ્દીન ૭૦ વર્ષની વયે ગાદીએ બેઠો, કે તરતજ અલ્લાહાબાદની પાસે આવેલા કરાના બલબનના ભત્રીજાએ બળવો કર્યો, તેને મારી પોતાના ભત્રીજા અલાઉદ્દીનને ત્યાંનો સુબો નીમ્યો. હવે અલાઉદ્દીને રાજ્યલોભ તૃપ્ત કરવાના વિચારે જિંદગીની સહીસલામતી તથા રાજમહેંદ્રીમાં નોકરી મેળવવાને બહાને દક્ષિણમાં જઇ દેવગિરિ પર છાપો મારી ત્યાંના યાદવ રાજા રામદેવ પાસેથી દ્રવ્ય મેળવ્યું. ત્યાંથી પાછા આવી તેણે વૃદ્ધ કાકાને કરા આગળ વિશ્વાસઘાત કરી મારી નાખ્યો. ઇ. સ. ૧૨૯૫. જલાલુદ્દીન ડાહ્યો અને દયાળુ રાજ્યકર્તા હતો.

### (૨) અલાઉદ્દીન ખૂની ઇ. સ. ૧૨૯૫—૧૩૧૫

(अ) **પ્રાથમિક જીવન—**તે અયોધ્યા અને કારા પ્રાંતોનો ગવર્નર હતો. તેણે બુંદેલખંડ અને માળવાના રજપૂતોનો બળવો સમાવી તેમને વશ કર્યા હતા; તથા દેવગિરિના રાજા પાસેથી ઇલિચપુર તથા ઘણું દ્રવ્ય પડાવ્યું હતું. હવે તે પોતાના કાકાના પુત્રોનાં ખૂન કરી દિલ્હીની ગાદીએ બેઠો.

(ब) **જીતો—ગુજરાત—**અલાઉદ્દીને ઇ. સ. ૧૨૯૭ માં પોતાના ભાઇ અલફખાન તથા વડા વજીર નસરતખાંને મોકલી કરણઘેલા પાસેથી ગુજરાત જીતી લીધું, કરણઘેલો બાગલાણના

કિલ્લામાં ભરાયો, અને તેની રાણી કૌલાદેવીને દિલ્હી લઇ જઈ પાદશાહની બેગમ બનાવવામાં આવી. બીજી વખતે સરદાર કાફુરે કરણઘેલાની પુત્રી દેવળદેવી જે દેવગિરિના રાજા રામદેવના પુત્ર શંકરદેવ સાથે પરણવાની તૈયારીમાં હતી તેને પકડી દિલ્હી મોકલી. ત્યાં તે પાદશાહના પુત્ર ખિજરખાન સાથે પરણી.

ચિતોડ—મહંમદ ઘોરીની જીત પછી રજપૂતોએ ચિતોડના મહારાણાના આધિપત્ય નીચે ઐકય કર્યું હતું. તે ખિલજી રાજ્યને સતાવતા હોવાથી અલાઉદ્દીને ઈ. સ. ૧૩૦૦–૧૩૦૩ રજપુતાના પર ચઢાઇ કરી રણથંભોર જીત્યું, અને ચિતોડને ઘેર્યું. રાણા ભીમસિંહની રાણી પદ્મિની માટે અલાઉદ્દીને રાણાને પકડયો, તેથી રજપૂતોએ કેસરીઆં કર્યાં, અને પદ્મિની સતી થઈ. થોડા વખત પછી રાણા હમીરે ચિતોડનો પાછો કબજો લીધો.

મોગલોના હુમલા—ઇ. સ. ૧૩૦૪–૫ માં મોગલો પાંચ વખતે પંજાબ પર ચઢી આવ્યા, પણ ગાજીખાંએ તેમને પાછા નસાડયા.

મુસલમાનો દખ્ખણમાં પેઠા—ઇ. સ. ૧૩૦૬–૧૩૧૨. દેવગિરિના રાજા રામદેવે ખંડણી મોકલી નહિ, તેથી પાદશાહે મલેક કાફુરને (ખંભાતમાંથી પકડેલો ગુલામ) મહારાષ્ટ્રમાં મોકલ્યો. તેણે રાજાને હરાવી ખંડણી લીધી ઇ. સ. ૧૩૦૯ માં તેલંગણ, વરંગુળ, અને દ્વારસમુદ્ર કબજે કર્યાં. તે પછી તે દક્ષિણમાં રામેશ્વર સુધી ગયો, અને ઝાઝી દોલત લઇ દિલ્હી તરફ પાછો ફર્યો. મુસલમાનોએ દક્ષિણમાં આ પહેલીજ વખતે પગપેસારો કર્યો.

(क) છેલ્લા દિવસો—અલાઉદ્દીન ખૂનીને વૃદ્ધાવસ્થામાં બળવાખોરોએ સતાવ્યો. તેણે ૧૫૦૦૦ બળવાખોરોને મારી નંખાવ્યા. આ અવ્યવસ્થાનો લાભ લઇ ચિતોડનો રાણો સ્વતંત્ર થયો, અને

ગુજરાત તેમજ દખ્ખણમાંથી પાદશાહી સત્તા લુપ્ત થઇ. છેલ્લે કાફુરે પાદશાહને ઝેર દઇ મારી નાખ્યો. તે શક્તિમાન, બહાદુર, પણ ક્રૂર હતો. તેને તેના અપરાધોનો બદલો મળ્યો. તેણે વિદ્વાનોને આશ્રય આપી દેશમાં શાંતિ જાળવી હતી.

(૩) **મલક કાફુર ઈ. સ. ૧૩૧૬**—કાફુરે અલાઉદ્દીનના બે પુત્રોની આંખો ફોડી કેદમાં નાખી ગાદી લીધી, પણ એક મહીના પછી તેને મારી નાખવામાં આવ્યો.

(૪) **મુબારક ઈ. સ. ૧૩૧૬-૧૩૨૧**—તેણે પોતાના ભાઇ ઉમરને મારી નાખી ગાદી લીધી. તેણે ખુશરૂ નામે મુસલમાન થએલા એક નીચ વર્ણના હિંદુને પ્રધાન નીમ્યો, અને ૧૭ હજાર કેદીઓને છોડી અઢળક દ્રવ્ય વેરી પ્રજાપ્રેમ પ્રાપ્ત કર્યો. ઇ. સ. ૧૩૧૮ મા દેવગિરિના હરપાળે બળવો કર્યો, તેને હરાવી તેની ચામડી ઉતરડાવી. ખુશરૂએ મલબાર પર હુમલો કર્યો, અને ત્યાંથી લૂટ મેળવી. મુબારક નાલાયક હતો તેથી ખુશરૂએ તેને મારી નાખ્યો, અને પોતે ગાદી પર બેઠો.

(૫) **ખુશરૂ, ઈ. સ. ૧૩૨૦**—ખુશરૂ નાસિરૂદ્દીન નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે પછી તરતજ પંજાબનો સુબો ગાઝીખાન જે મોગલોથી પંજાબનું રક્ષણ કરતો હતો તે મોટું લશ્કર લઇ દિલ્હી પર ચઢી આવ્યો, તેણે ખુશરૂને હરાવી મારી નાખ્યો, અને ખિલજી વંશનો કોઇ ગાદી વારસ ન હોવાથી પોતે ગાદીએ બેઠો.

## ૩. તઘલખ વંશ, ઇ. સ. ૧૩૨૧-૧૪૧૨.

(૧) **ગ્યાસુદ્દીન, ઇ. સ. ૧૩૨૧-૧૩૨૫**—ગ્યાસુદ્દીન (ગાઝીખાં) બલબનના એક તુર્કી ગુલામનો જાટ જાતિની હિંદુ સ્ત્રીને પેટે થએલો પુત્ર હતો. તેણે ગાદીએ બેસી ઉત્તરમાં થએલાં બંડો સમાવ્યાં અને રાજ્ય વ્યવસ્થિત કર્યું, ને મોટા કુંવરે દક્ષિણમાં જઇ ઇ. સ. ૧૩૨૩

માં વરંગુળ જીતી લીધું, તે પછી તેણે બીડર પણ કબજે કર્યું હતું. ગ્યાસુદ્દીન ઇ. સ. ૧૩૨૪ માં બંગાળાની વ્યવસ્થા કરવા ગયો, ત્યાંથી તે પાછો આવતો હતો, ત્યારે તેનો પુત્ર મહંમદ તેને વરંગુળથી મળવા આવ્યો. એ અરસામાં લાકડાનો મુલાકાત મંડપ તૂટી પડવાથી ગ્યાસુદ્દીન ઇ. સ. ૧૩૨૫ માં મરણ પામ્યો.

(૨) **મહમદ તઘલખ, ઈ. સ. ૧૩૨૫–૧૩૫૧**—ગ્યાસુદીન પછી તેનો પુત્ર જુનાખાન મહંમદ તઘલખ : નામથી ગાદીએ બેઠો. તેણે ૨૬ વર્ષ રાજ્ય કર્યું, અને સ્વતંત્ર થઇ ગએલા ઘણા પ્રાંતો પર પોતાની સત્તા જમાવી. મહંમદ રાજ્યકર્તા તરીકે શકિતમાન નહોતો તેથી જ્યારે તે એક પ્રાંત જીતતો ત્યારે બીજો પ્રાંત સ્વતંત્ર થઇ જતો. આવી પરિસ્થિતિને લીધે તેને શાંતિ મળતી નહિ.

(अ) **મહંમદ તઘલખના પ્રયત્ન**—આ જમાનામાં મોગલો ઉત્તર હિંદ પર ચડી આવ્યા, પણ મહંમદમાં લડવાની શકિત નહોતી તેથી તેણે ઘણા પૈસા આપી તેમને પાછા વાળ્યા. તે પછી તે દખ્ખણમાં ગયો, અને ત્યાંના બળવાખોર સરદારોને વશ કર્યા, અને પોતે દિલ્હીનો રસ્તો લીધો. હવે મહંમદના મનમાં રાજ્ય વધારવાનો વિચાર થયો, તેથી તેણે એક લાખ માણસોનું લશ્કર તૈયાર કરી ચીન પર સવારી મોકલી. આ લશ્કરમાંનાં ઘણાં માણસો હિમાલયની ઠંડીમાં મરણ પામ્યાં, અને જે પાછાં આવ્યાં તેમને મહંમદે ક્રૂર રીતે મારી નાખ્યાં. આ પછી તેણે ઇરાન જીતવાનો વિચાર કર્યો, તેમાં ઘણાં મણસોના જીવ ખોયા પછી એ મૂર્ખાઇ ભરેલો વિચાર તેણે છોડી દીધો. આ બધા પ્રયત્નોમાં ભારે ખર્ચ થયો, અને ખજાનો ખાલી થઇ ગયો. આ સ્થિતિમાં તેણે તાંબાના સિક્કાને સોનાના નાણા તરીકે ચલાવ્યા, પરિણામે વેપારને ભારે નુકસાન થયું, અને મહેસુલની આવકમાં પણ ભારે ખોટ આવી. આ સ્થિતિમાં તેણે ખેડુતો પર ભારે કર મૂકયો, આ અસહ્ય કર લોકો ભરી શકયા નહિ, તેથી જમીન પડતર રહી, અને ખેડુતો જંગ-

લમાં જઇ વસ્યા. મહંમદે જંગલ ઘેરી લઇ લોકોને ક્રૂર રીતે મારી નાખ્યા. જ્યારે મહંમદ પોતાના બધા પ્રયત્નમાં નિષ્ફળ નીવડયો ત્યારે તેણે પોતાની રાજધાની દેવગિરિ કે દોલતાબાદ બદલવાનો પ્રયત્ન કર્યો. તેણે દિલ્હીના વતનીઓને દક્ષિણમાં ૭૦૦ માઇલ દૂર આવેલા દેવગિરિમાં જઇ વસવાનો હુકમ કર્યો. આ પ્રયત્નમાં હજારો માણસોના જાન ગયા, અને જેઓ દેવગિરિ પહોંચ્યા તેઓને ત્યાં રહેવા માટે ઘર મળ્યાં નહિ તેથી તેઓને પાછા દિલ્હી આવવું પડયું.

**(ब) મહંમદની રાજનીતિનું પરિણામ**—મહંમદના ગાંડાઇ ભરેલા વિચારો અને પ્રયત્નોથી દેશની આર્થિક સ્થિતિ બગડી ગઇ, અને રયત ઘણુંજ દુઃખ પામી. તેની અવિચારી અને ક્રૂર રાજનીતિથી બંગાળા, તેલંગણ, અને કર્ણાટક સ્વતંત્ર થયાં. ગુજરાત, માળવા, સિંધ, અને પંજાબમાં બળવા થયા, પરિણામે ગુજરાત અને માળવામાં પઠાણ રાજ્ય સ્થપાયાં. આ ઉપરાંત દખ્ખણમાં ઇ. સ. ૧૩૩૬ માં વિજયનગરમાં હિંદુ રાજ્ય સ્થપાયું, તે વિજયનગર કે નરસિંગપુર નામે પ્રખ્યાત થયું. વળી દખ્ખણના મુસલમાન અમીરોએ એકત્ર થઇ હુસેનની સરદારી નીચે બળવો કર્યો, અને તેઓએ ઇ. સ. ૧૩૪૭ માં બ્રાહ્મણી નામે સ્વતંત્ર રાજ્ય સ્થાપી ગુલ્બર્ગમાં ગાદી રાખી.

**(क) અવસાન અને આચરણ**—મહંમદ સિંધમાં બળવો સમાવવા જતો હતો ત્યારે ઇ. સ. ૧૩૫૧ માં ઠઠ્ઠા શહેરમાં તાવથી મરણ પામ્યો. તે જાતે વિદ્વાન હતો, અને અરબી, ફારસી, ગણિતશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને ગ્રીક તત્ત્વજ્ઞાનમાં કાબેલ હતો; પરંતુ તે અર્ધો ગાંડો, લોભી અને ક્રૂર હતો, તેથી તેના સદ્ગુણો ભુંસાઇ ગયા. તેણે પોતાનાં નિર્દય કૃત્યોથી પોતાનું નામ કાઢયું.

**(૩) ફીરોજશાહ ઈ. સ. ૧૩૫૧ ૧૩૮૮**—મહંમદ તઘલખ પછી તેનો ભત્રીજો ફિરોઝ ગાદીએ બેઠો. તેની મા દીપલપુરના રજપૂત રાજાની પુત્રી હતી. ફિરોઝશાહે રૂડાં કૃત્યોથી પોતાનું નામ અમર કર્યું.

(अ) સુધારા—(૧) ફિરોઝશાહે પ્રજાનું દેવું માંડી વાળી તેને લગતા દસ્તાવેજોનો નાશ કર્યો. (૨) દશ ગણો વધારેલો કર કમી કરી કુરાનમાં કહ્યા મુજબ રાખ્યો. (૩) અમલદારોને જોરજુલમથી નાણાં લેતા અટકાવવા ધારા કર્યા. (૪) જમના અને સતલજની નહેરો ખોદાવી વ્યવસ્થિત કરી (૫) તેણે મસીદો, પુલો, દવાખાનાં, નિશાળો આદિ ૮૪૫ લોકોપયોગી કામો કર્યાં. (૬) દિલ્હી શહેરની ચોતરફ ૧૨૦૦ બાગબગીચા બનાવરાવ્યા. (૭) પડતર જમીન ખેડાવી તેની આવક વિદ્યા અને ધર્માદા કામોમાં વાપરી.

(ब) ગુણદોષ—ફિરોઝશાહ પ્રજાના પિતાસમ હેઇ પોતાના નિમકહલાલ પ્રધાન મકબુલખાનની મદદથી ગરીબોને આશ્રય આપતો. અફઘાન પાદશાહોમાં તે શ્રેષ્ઠ હતો, તો પણ ઘણી વખતે તેણે હિંદુ દેવળો તોડાવી મસીદો બણાવી. તેના રાજ્યમાં ઘણા હિંદુઓ મુસલમાન થયા હતા ફિરોજ ઇ. ૧૩૮૮ માં ૯૦ વર્ષની વયે મરણ પામ્યો.

(૪) મુલકી વિગ્રહ ઇ. સ. ૧૩૮૮–૧૩૯૮—ફિરોઝશાહના લાંબા શાંત રાજ્યકાળને અંતે ઇ. સ. ૧૩૮૮–૧૩૯૮ સુધી દેશમાં માંહોમાંહે કજીઆ થયા. ફિરોઝશાહ પછી તેના પુત્ર ગ્યાસુદ્દીન અને અબુબકકરે અનુક્રમે પાંચ અને એક માસ ગાદી ભોગવી. તે પછી ફિરોઝયાહના વડા પુત્ર નાસિરૂદ્દીને ઇ. સ. ૧૩૯૦ માં ગાદી પર આવી ૪ વર્ષ રાજ્ય કર્યું. તે પછી તેનો દીકરો હુમાયુન સિકંદર નામ ધારણ કરી દોઢ માસ સુધી ગાદી પર રહ્યો. તે પછી તેનો ભાઇ મહંમદશાહ ગાદી પર આવ્યો.

(૫) મહંમદ તઘલખ બીજો ઈ. સ. ૧૩૯૪-૧૪૨૨—મહંમદ તઘલખ નાલાયક હોવાથી જુવાનપુર, માળવા, ગુજરાત અને ખાનદેશના હાકેમો સ્વતંત્ર થયા. તેનું રાજ્ય ઘણુંજ કમી થયું હતું.

(૬) તૈમુરની સવારી. ઇ.સ. ૧૩૯૯—મુલકી વિગ્રહથી પાયમાલ

થયું હતું એવામાં ઉત્તરે સમરકંદથી મોગલ મહાન સરદાર તૈમુર લંગડો કાબુલ થઇ દિલ્હી પર ચઢી આવ્યો. મહંમદ ગુજરાત તરફ નાઠો. તૈમુરે દિલ્હી લુટી બાળ્યું અને અસંખ્ય માણસોને સંહાર્યાં. તે દેશને દુકાળની પાયમાલ સ્થિતિમાં મૂકી શહેરો લૂટતો અને બાળતો મધ્ય એશિઆમાં પાછો ગયો. મહંમદ પાછો આવ્યો, અને ઇ. સ. ૧૪૧૨ માં મરણ પામ્યો.

(૭) **તઘલખ વંશનો અંત**—મહંમદના મરણ બાદ ઇ. સ. ૧૪૧૨–૧૪૧૪ સુધી દેશમાં અવ્યવસ્થા રહી. આ અરસામાં દોલતખાન લોદીએ કારભાર ચલાવ્યો. પણ ઇ. સ. ૧૪૧૪માં મુલતાનના સુબા ખીજરખાને ચઢી આવી દિલ્હીનું રાજ્ય જીતી લીધું, અને તઘલખ વંશનો અંત આણ્યો.

## ૪. સૈયદ વંશના રાજાઓ, ઇ. સ. ૧૪૧૪–૧૪૫૦.

(अ) **ખીજરખાન ઈ. સ. ૧૪૧૪-૧૪૨૧**—તૈમુરે તેને પંજાબનો સુબો નીમ્યો હતો. તે હજરત મહંમદ પેગમ્બર સાહેબના વંશમાંથી ઉતરી આવેલો હતો તેથી તેનો શરૂ કરેલો વંશ સૈયદ વંશને નામે ઓળખાયો. તે બહાદુર પાદશાહ હતો. પણ તેણે પોતાનો વખત મોજમઝામાં ગુમાવ્યો. તે ૧૪૨૧ માં મરણ પામ્યો.

(ब) **સૈયદ મુબારક**—તેણે રોહિલખંડ તાબે કરવા ઝાઝો પ્રયત્ન કર્યો. તેને પંજાબના ગક્કર લોકે ઘણો હેરાન કર્યો. છેવટે તેને તેના વજીરે ઇ. સ. ૧૫૩૫ માં મારી નાખ્યો.

(क) **મહંમદ**—તે મુબારકનો ભત્રીજો હતો. તેણે શરૂઆતમાં સારી રીતે રાજ્ય ચલાવ્યું; પણ પાછળથી મોજમઝામાં પડવાથી જુવાનપુરના સુલતાને તેનો કેટલોક મુલક લઇ લીધો, અને માળવાના મહંમદ ખિલજીએ દિલ્હી સુધી હુમલો કીધો. લાહોરના સુબા બહલોલ લોદીએ પાદશાહને મદદ કીધી. આખરે તે ૧૪૪૦ માં મરણ પામ્યો.

(ङ) આલમશાહ (અલાઉદ્દીન)—મહંમદ પછી તેનો પુત્ર આલમશાહ ગાદીએ બેઠો; પણ તે નાલાયક હતો, તેથી બહલોલ લોદીએ રાજ્ય તાબે કર્યું; તેથી પાદશાહે રાજ્ય પરથી હક ઉઠાવ્યો-એમ ઇ. સ. ૧૪૫૦ માં સૈયદ વંશનો અંત આવ્યો. આ અરસામાં દિલ્હીનું રાજ્ય દિલ્હી શહેરની આજુબાજુ થોડા મૈલ સુધીજ આવી રહેલું હતું.

## ૫. લોદી વંશના રાજાઓ. ઇ. સ. ૧૪૫૦ ૧૫૨૬.

(૧) બહુલોલ. ઇ. સ. ૧૪૫૦ ૧૪૮૮—તેના લાંબા રાજ્યકાળમાં લોકો આબાદ અને સુખી હતા. તેણે અવ્યવસ્થા દૂર કરી પંજાબની પૂર્વ સરહદ પર તથા દક્ષિણમાં રાજ્ય વધાર્યું; અને આગ્રા વસાવ્યું. તેણે જુવાનપુરના રાજાને તાબે કર્યો, તે દિલ્હી અને કાશીથી છેક હિમાલય સુધી રાજ્ય વધારી ઈ. સ. ૧૪૮૮માં મરણ પામ્યો. તે ન્યાયી અને ડાહ્યો હાકેમ હતો.

(૨) સિકંદર લોદી, ઇ. સ. ૧૪૮૮–૧૫૧૭. એણે પોતાના બાપની રાજનીતિને અનુસરીને બિહાર અને બુંદેલખંડ જીતી લીધાં. એના રાજ્યકાળમાં ઇ. સ. ૧૪૯૮ માં પોર્ટુગીઝ લોકો કાલિકટ બંદરે ઝામોરીન (સમુદ્રરાય–સમુરિન–ઝામોરીન) ના રાજ્યમાં ઉતર્યા. સિકંદરે હિંદુ દેવળો તોડી મસ્જીદો ચણાવી. હિંદુઓને જાત્રાએ જવાની તથા પવિત્ર નદીઓમાં નહાવાની મના કરી. તે ૧૫૧૮ માં મરણ પામ્યો.

(૩) ઇબ્રાહીમ, ઇ. સ. ૧૫૧૮–૧૫૨૬—લોદી વંશના આ છેલ્લા પાદશાહે અભિમાન, વહેમ, આપખુદ સત્તા અને જુલમથી કારભાર કરવા માંડ્યો, તેથી ઠામ ઠામ બંડો થયાં. પંજાબના સુબા દોલતખાન લોદીએ બાબરને બોલાવ્યો; અને ઇ. સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઇબ્રાહિમ હાર્યો, અને માર્યો ગયો. આ પ્રમાણે ૩૨૦ વર્ષે અફઘાન વંશના પાદશાહોનો અંત આવ્યો.

## ૮ અફઘાન પાદશાહોના રાજ્યકાળનો ઉપસંહારઃ—

(૧) **રાજ્યપદ્ધતિઃ**—અફઘાન પાદશાહો પ્રાંતો પર જાતે કારભાર ન નીમતાં સુબાઓને નીમતા હતા. તેઓ લશ્કરી બળ જમાવવામાં અને ખંડણી મોકલવામાં અમર્યાદિત હતા. મુસલમાનોને ઉચ્ચ પદવીઓ અપાતી. માત્ર બંગાળા અને દક્ષિણમાં હિંદુઓને ઉચ્ચ પદવીઓ મળતી; કારણ કે ત્યાં અન્ય વ્યવસ્થા અશક્ય હતી. નાનાં ગામડાં અને શહેરોમાં હિંદુઓ વ્યવસ્થા રાખતા.

(૨)**ન્યાયવ્યવસ્થા**—કુરાનમાં બતાવ્યા મુજબ કાઝીઓની મદદથી ન્યાય આપવામાં આવતો, અને હિંદુઓની બાબતમાં પણ તેઓના રીતરિવાજના ધારા મુજબ ન્યાય અપાતો.

(૩) **કેળવણી**—મુખ્ય શહેરોની નિશાળોમાં અને કૉલેજોમાં ફારસી અને અરબીનું શિક્ષણ અપાતું, પણ જાહેર લોકોપયોગી ખાતાંની રચના નહોતી.

(૪) **હિંદુઓની સ્થિતિ**—જો કે રાજ્ય બદલાયું હતું, છતાં હિંદુઓની સામાજિક સ્થિતિ અસલના જેવીજ હતી. બ્રાહ્મણોની સત્તા પણ કાયમજ હતી. પઠાણ પાદશાહોના જમાનામાં હિંદુઓને ધાર્મિક સંકટ હતું.

(૫) **પઠાણ પાદશાહોની પડતીનાં કારણોઃ—**

**(अ)** શરૂઆતની પેઠે અફઘાનોનું ઐક્ય જળવાયું નહિ. તેઓ ભિન્ન ભિન્ન જાતિઓમાં વહેંચાયા, પોતપોતાના સ્વાર્થને અંગે એકત્રિત થઇ શક્યા નહિ.

**(ब)** અફઘાનો રાજ્યકર્તા તરીકે બાહોશ નહોતા, તેથી વારંવાર વંશ બદલાવાથી તેઓનું બળ ઘણું ઘટી ગયું, અને પરિણામે અવ્યવસ્થા થઇ.

(क) ઘણાખરાએ હિંદુઓ પર જુલમ કર્યો, જેથી હિંદુઓએ તેમને ધિક્કાર્યા. જો અફઘાન અને હિંદુઓ એકત્ર થઇ લડયા હોત તો તેઓ બાબરને ફાવી જવા દેત નહિ.

(ड) દેશમાં મુલકી વિગ્રહ થયો, એટલામાં તૈમુરે અબળ રાજ્યને જબરો ફટકો લગાવ્યો, પરિણામે પઠાણ પાદશાહીની છેક પડતી થઇ.

(इ) અફઘાનો ઘણા વખતથી આવેલા હોવાથી મોગલોની સામે થવા જોઇએ તેવા શક્તિમાન રહ્યા નહોતા. પરિણામે પાણીપતના યુદ્ધમાં હાર્યા, અને મોગલાઇની સ્થાપના થઇ.

## પ્રશ્નો.

૧. અફઘાન કે પઠાણ પાદશાહો નામ પડવાનું કારણ તથા તેમાં કયા વંશના રાજાઓએ અમલ કર્યો તે સાલવાર લખો.

૨. ગુલામવંશ નામ પડવાનું કારણ શું, તથા તે રાજાઓએ હિંદના ઇતિહાસમાં કેવો ભાગ ભજવ્યો હતો ?

૩. પઠાણ પાદશાહોની પડતીનાં કયાં કારણો ગુલામ વંશની શરૂઆતથીજ ઉપસ્થિત થયાં ?

૪. રઝીઆ બેગમના જીવનની ટૂંક નોંધ લખો.

૫. નાસિરૂદ્દીન અને બલબનને સરખાવી તેઓ પરથી તમે શો બોધ ગ્રહણ કરશો તે લખો.

૬. અલાઉદ્દીન ખૂનીના રાજ્યકાળના બનાવોની સંક્ષિપ્ત ટીપ કરો.

૭. તઘલખ વંશમાં ગાદી કેવી રીતે આવી તે ટુંકામાં બોલો.

૮. મહંમદ તઘલખની રાજનીતિનું શું પરિણામ આવ્યું ?

૯. મહંમદ તઘલખ અને ફિરોઝશાહની સરખામણી કરો.

૧૦. મહંમદ તઘલખ બીજાના વખતમાં કયો અગત્યનો બનાવ બન્યો અને તેથી હિંદની હાલત કેવી થઇ ?

૧૧. સિકંદર લોદી વિષે ટુંકી નોંધ લખો.

૧૨. ઇબ્રાહિમ લોદીના વખતમાં બનેલા અગત્યના બનાવ અને પરિણામ વિષે તમે શું જાણો છો ?

૧૩. પઠાણ રાજ્યકાળમાં હિંદુઓની સામાજિક સ્થિતિ કેવી હતી ?

૧૪. પઠાણ પાદશાહીની પડતીનાં કારણો સમજાવો.

---

## પ્રકરણ ૨૦ મું.

### મોગલાઇના પ્રારંભમાં સ્વતંત્ર રાજ્યો અને હિંદની હાલત.

૧. **ઉત્તરનાં સ્વતંત્ર રાજ્યો.**—(૧) કાશ્મીર—કાશ્મીરમાં ઇ. સ. પૂ. ૧૪૦૦થી ઇ. સ. ૧૨૯૪ સુધી ગોનાર્દ, આદિત્ય, નાગ, અને ઉત્પલ વંશના હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૩૧૫માં પ્રખ્યાત રાજા સેનદેવ હતો. અકબરે કાશ્મીર ઇ. સ. ૧૫૮૭ માં જીત્યું.

(૨) **સિંધ**—મહંમદ કાસમના ગયા કેડે ત્યાં સુમરા રજપૂતો અમલ કરતા. તેના દક્ષિણ ભાગ પર પઠાણ પાદશાહો અમલ કરતા. પણ તેમની પડતીમાં સિંધ સ્વતંત્ર થયું. અકબરે આ રાજ્ય ઇ. સ. ૧૫૯૨માં જીત્યું.

(૩) **મેવાડ**—સૂર્યવંશી રામચંદ્રના કુળના મેવાડના રાણાઓમાં ૮ મા સૈકામાં બાપ્પા રાવળ નામે એક વડનગરો નાગર રાજ્ય કરતો હતો એવી દંતકથા છે. આ રાણાઓ ઘેલોટી કે સિસોદિયા કહેવાય છે. બાપ્પા રાવળથી અજાણતાં દારૂ પી જવાયાથી પોતે જ્ઞાતિભ્રષ્ટ થયો સમજી

તેણે સિસું ઉકાળી પી જઇ પોતાનું મરણ નીપજાવ્યું તે પરથી તેના વંશજો સિસુંદિયા અને તે પરથી સિસોદિયા નામે ઓળખાયા.) અલાઉદ્દીને તે ઇ. સ. ૧૩૦૦ માં જીત્યું; હમીરે પાછું મેળવ્યું. ત્યાં સને ૧૪૩૮–૧૪૮૩ સુધી કુંભો રાણો રાજ્ય કરતો હતો. તેની રાણી મીરાંબાઇ કવિભક્ત તરીકે પ્રખ્યાત છે. બાબરના આગમન વખતે ચિતોડમાં સંગ્રામસિંહ રાજ્ય કરતો હતો. અકબરે ચિતોડ સને ૧૫૬૭ માં જીત્યું. હજી આ રાણાઓ ઉદેપુરમાં રાજ્ય કરે છે.

(૪) **ગુજરાત**—સને ૧૩૯૬ માં જફરખાન દિલ્હીના પાદશાહથી સ્વતંત્ર થયો. તે પછી અહમદશાહે અમદાવાદ વસાવી રાજધાની કર્યું. બાબરના આગમન વખતે ત્યાં બહાદુરશાહ રાજ્ય કરતો હતો. અકબરે ગુજરાત ઇ. સ. ૧૫૮૪ માં જીત્યું.

(૫) **માળવા**—ત્યાં દિલાવર ઘોરીએ ઈ. સ. ૧૪૦૧ માં સ્વતંત્ર મુસલમાની રાજ્ય સ્થાપ્યું. તેના પછી થએલા મહંમદને કુંભા રાણાએ સને ૧૪૪૦ માં હરાવી ચિતોડમાં હજી હયાતી ધરાવતો વિજયસ્તંભ ચણાવ્યો. બહાદુરશાહે માળવા ઇ. સ. ૧૫૩૧ માં ગુજરાત સાથે જોડી દીધું.

(૬) **બંગાળા**માં ફકરૂદ્દીને ઇ. સ. ૧૩૩૯ માં સ્થાપેલું સ્વતંત્ર રાજ્ય અકબરે ઇ. સ. ૧૫૭૫ માં જીતી લીધું હતું.

(૭) **જોનપુર**—ફીરોજશાહના એક ગુલામ અમલદારે આ રાજ્ય સ્થાપ્યું હતું. કનોજ, અયોધ્યા, બિહાર, અને તિર્હુટ તેના ભાગ હતા. એ રાજ્ય બહલોલ લોદીએ ઇ. સ. ૧૪૭૭ માં જીત્યું હતું.

૨. **દખ્ખણ પર અફઘાનોના હુમલા**—દખ્ખણ પર મુસલમાની હુમલાઓની શરૂઆત પહેલવહેલી ખિલજી વંશના જમાનામાં થઇ. અલ્લાઉદ્દીન ખિલજીએ ઇ. સ. ૧૨૯૪ માં દખ્ખણમાં આવેલા દેવગિરિ પર ચઢાઇ કરી અને ત્યાંના રાજા રામદેવને હરાવી તેની

પાસેથી પુષ્કળ દ્રવ્ય અને ઇલિચપુર મેળવ્યાં હતાં. તે પછી મલેક કાફુરે ઇ. સ. ૧૩૦૯ માં તેલંગણનું વરંગુળ જીતી લીધું હતું, તથા ઇ. સ. ૧૩૧૦ માં દેવગિરિના શંકરદેવને મારી કર્ણાટકનો પ્રદેશ ઉજડ કર્યો હતો. કાફુરે તેજ સાલમાં બલ્લાળ રાજાઓને હરાવી દ્વારસમુદ્ર જીતી લીધું. આમ ખિલજી રાજાઓના જમાનામાં કાફુરે આખા દક્ષ્ખણમાં ફરી વળી પોતાની આણ ફેરવી હતી.

૩. **બાહ્મણી રાજ્ય, ઇ. સ. ૧૩૪૭–૧૫૨૬**—ગંગુ નામે એક બ્રાહ્મણને ઝફરખાન નામે એક ગુલામ હતો. ઝફરખાનના સદ્‌ગુણો અને હોશિયારી જોઇ ગંગુ શેઠે ભવિષ્ય ભાખ્યું હતું કે તેના નસિબમાં રાજ્યયોગ છે. ગંગુએ જફરખાનના પ્રામાણિકપણાને લીધે તેને દિલ્હીના રાજ્યમાં નોકરી અપાવી ત્યાં તે ધીમે ધીમે બળવાન થયો અને આગળ વધ્યો, આખરે જફરખાન ઇ. સ. ૧૩૪૭ માં મહંમદ તઘલખની સામે થઇ સ્વતંત્ર થયો. તેણે દક્ષ્ખણમાં જઇ અલાઉદ્દીન હસન ગંગુ બાહ્મણી નામ ધારણ કરી રાજ્ય સ્થાપ્યું, અને ગુલબર્ગને રાજ્યગાદી કરી તેને હસનાબાદ નામ આપ્યું. તેના મરણ પછી તેનો પુત્ર મહંમદ ગાદીએ બેઠો. તેણે વિજયનગરના હિંદુ રાજાઓ સાથે ઘણી લડાઇઓ કરી. આઠમો સુલતાન ફીરોજશાહ થયો, તેણે ગુલ્બર્ગ શહેરને સુંદર મકાનોથી શોભાવ્યું. તેના અમલ પછી બાહ્મણી રાજ્યની પડતી થઇ, અને તેમાંથી વરાડ, બીડર, બિજાપુર, અને ગોવળકોંડા નામે પાંચ રાજ્યો સ્થપાયાં. એ બધાં રાજ્યો અરસપરસ તથા વિજયનગરના હિંદુ રાજ્ય સાથે પણ લડયા કરતાં હતાં. ઇ. સ. ૧૭ મા સૈકામાં આ રાજ્યોનો અંત આવ્યો.

૪. **દક્ષ્ખણનાં પાંચ મુસલમાની રાજ્યો**—દક્ષ્ખણમાં પણ કેટલાંક સ્વતંત્ર રાજ્યો સ્થપાઇ ચુકયાં હતાં. તે બધાં છેવટે મોગલ બાદશાહોએ જીત્યાં હતાં. તેમાં મુખ્ય પાંચ રાજ્યો હતાં.:—

(૧) **બીજાપુરનું રાજ્ય**—યુસફ આદીલશાહે ઇ. સ. ૧૪૮૯

માં સ્થાપ્યું હતું. તે ઇ. સ. ૧૬૮૬ માં ઔરંગઝેબે જીતી લીધું હતું.

(૨) **અહમદનગરનું રાજ્ય**—નિઝામના પુત્ર મલેક અહંમદે ઇ. સ. ૧૪૯૦ માં સ્થાપ્યું હતું. ચાંદબીબીએ આ રાજ્ય અકબરના વખતમાં મોગલોના હાથમાં જતાં બચાવ્યું હતું. તે શાહજહાને ઇ. સ. ૧૬૩૬ માં જીતી લીધું હતું.

(૩) **ગોવળકોંડાનું રાજ્ય**—કુતુબ-ઉલ-મુલ્કે ઇ. સ. ૧૫૧૨ માં સ્થાપ્યું હતું, અને ઔરંગઝેબે તે ઇ. સ. ૧૬૮૭માં મોગલાઇમાં જોડી દીધું હતું.

(૪) **વરાડનું રાજ્ય**—ફતેહઉલ્લાએ ઇ. સ. ૧૪૮૪ માં સ્થાપ્યું હતું. તેની રાજધાની ઇલીચપુર હતું. તે ઇ. સ. ૧૫૭૨ માં અહમદનગર જીતાયું ત્યારે તે પણ મોગલાઇમાં જોડાયું.

(૫) **બીડરનું રાજ્ય**—કાસિમ બરીદે ઇ. સ. ૧૪૮૨ માં સ્થાપ્યું. તેના તાબાનો ખાનદેશ અકબરે ઇ. સ. ૧૬૦૧ માં ખાલસા કર્યો હતો, બાકીનો ભાગ ઔરંગઝેબે ઇ. સ. ૧૬૫૭ માં જીતી લીધો હતો.

**૫ વિજયનગરનું હિંદુ રાજ્ય, ઈ. સ. ૧૩૩૬–૧૬૬૫**

ઈ. સ. ના. ૧૪ મી સદીમાં મુસલમાનોએ વરંગુળ જીત્યું, ત્યારે હિંદુઓને ત્યાંથી નીકળવાની ફરજ પડી. હિંદુઓએ મહંમદ તઘલખની અવ્યવસ્થાનો લાભ લઇ તુંગભદ્રા નદીને તટે વિજયનગરમાં હિંદુ રાજ્ય સ્થાપ્યું. ૧૦૦ વર્ષમાં તે ચઢતીમાં આવ્યું. તેનો વિસ્તાર હાલના મદ્રાસ ઇલાકા જેટલો હતો. વિજયનગરના રાજ્યને બાહમણી રાજ્યના મુસલમાન રાજાઓથી ઘણું વેઠવું પડતું હતું, પણ જ્યારે તે રાજ્ય પડતીમાં આવ્યું ત્યારે તે પાંચ રાજ્યોમાં વહેંચાઇ ગયું, આખરે દખ્ખણનાં વીજાપુર, અહમદનગર ગોવળકોંડા, અને બીડર રાજ્યોના સંયુકત લસ્કરે વિજયનગરના છેલ્લા હિંદુ રાજા રામરાજા પર

ચઢાઇ કરી. ઇ. સ. ૧૬૬૫માં તાલિકોટ મુકામે ભારે યુદ્ધ થયું. તેમાં રામરાજા હાર્યો અને મરાયો તે પછી તેનું રાજ્ય સ્વતંત્ર ભાગોમાં વહેંચાઇ ગયું. રામરાજાના વંશજો હજી છે. એમાંનો એક આગળ જતાં મ્હૈસુરનો રાજા થયો. ચંદ્રગિરિનો રાજા રામરાજાનો ભાઇ હતો. અંગ્રેજોએ તેની પાસેથી જમીન ખરીદી ફોર્ટ સેંટ જ્યોર્જ ( મદ્રાસ પાસે ) નામે કિલ્લો બાંધ્યો હતો.

### પ્રશ્નો.

૧. બાહ્મણી રાજ્ય વિષે તમે શું જાણો છો ?

૨. બાહ્મણી રાજ્ય તૂટી ક્યાં ક્યાં રાજ્યો સ્થપાયાં ?

૩. વિજયનગરના રાજ્યનું વર્ણન કરો.

---

# મોગલ સલ્તનત.

## પ્રકરણ ૨૧ મું.

### મોગલાઇની સ્થાપના: બાબર.

૧. **મોગલો**—હિંદના પહેલા મોગલ પાદશાહ બાબરે સ્થાપેલા રાજ્યના પાદશાહો મોગલો નામે ઓળખાયા છે. તેમાંના ઘણા પાદશાહોની પેઠે બાબર પણ મિશ્ર જાતિનો હતો. મોંગોલીઆના મોગલો અને તુર્કસ્તાનના આર્યોના સંબંધથી તુર્કોની ઉત્પત્તિ થઇ હતી. મોગલો કરતા તુર્કો શરીરે તેમજ સ્વભાવે ભિન્ન હતા. ગુલામવંશના

પાદશાહોના જમાનાથી મોંગોલીઆના મોગલોનાં ટોળાં હિંદ પર વારંવાર ચઢી આવી લોકોને હેરાન કરતાં હતાં. તૈમુર અને ચંગીઝખાન નામે મોગલોએ અફઘાન પાદશાહોને ઘણા હેરાન કર્યા હતા. એ ત્રાસને યાદ રાખી હિંદના લોકોએ ઉત્તરમાંથી આવતી પ્રજાને મોગલ નામે ઓળખી. મોગલ કે મોઘલ એ ' મોગલ શબ્દનું અપભ્રંશ રૂપ છે. પિતા તરફ જોતાં બાબર મોગલ નહિ પણ તુર્ક હતો. છતાંએ તુર્કસ્તાનથી તૈમુરની પેઠે એકાએક ચઢી આવેલા અને હિંદુઓ સાથે જોડાએલા બાબરને હિંદીઓએ પ્રાચીન ભ્રમણાને અંગે મોગલ ધાર્યો, તેથા જો કે તેઓ તુર્કસ્તાનના તુર્ક હતા છતાં તેનાં વંશજો મોગલ વંશના પાદશાહો કહેવાયા.



બાબર.

**૨. મોગલાઈની સ્થાપનાના વખતમાં હિંદની હાલત—** ઇ. સ. ૧૫૨૫ માં દિલ્હીમાં રાજ્ય કરતા અભિમાની પાદશાહ ઇબ્રાહીમ લોદીના જુલમને લીધે ઘણા સરદારોએ તેની સાથે અસહકાર કરી સ્વતંત્રતા મેળવી. ઇબ્રાહિમનો કાકો દોલતખાન લોદી પંજાબનો સુબો હતો, તે દિલ્હીની ગાદી મેળવવા પ્રપંચ કરતો હતો. લોદી સત્તાની નબળાઇને લીધે ઉત્તરના હુમલા વારંવાર થતા હતા. લોદીવંશના અંતકાળે રાજ્યનો વિસ્તાર દિલ્હી અને આગ્રાની આજુબાજુના થોડા ભાગ સુધીજ હતો. તેમાંએ કુસંપે જબરૂં બીજ રોપ્યું હતું. ઇ. સ. ૧૧૯૩ માં નારાયણના યુદ્ધમાં મહંમદ ઘોરીની જીતથી

માંડીને ઇ. સ. ૧૫૨૬ સુધીનો ૩૩૩ વર્ષનો દીર્ઘકાળ હિંદુ રાજા-પ્રજાને માટે વિપત્તિનો કાળ હતો.

દેશના સામાજિક સુધારાનો આધાર સરકારની રાજકીય વ્યવસ્થા પર રહેતો હોવાથી પઠાણ પાદશાહીના અંતમાં દેશમાં અવ્યવસ્થા હોવાથી સમાજસુધારા પર અંધકારરૂપી પડદો હતો, અને તે પછી પણ હિંદુમુસલમાનોના કુસંપના કારણે સામાજિકસ્થિતિ સુધરી શકી નહોતી.

ઈ. સ. ૧૨૦૬ માં પઠાણ પાદશાહી શરૂ થઈ ત્યારથી હિંદુઓ પર ધાર્મિક જુલમ થવા લાગ્યો. અલાઉદ્દીન ખીલજી અને સિકંદર લોદીએ હિંદુઓ પર જુલમ કરવામાં કચાશ રાખી નહોતી. નાસિરૂદ્દીન અને ફિરોઝ તઘલખનો જમાનો અપવાદરૂપે ગણતાં બાકીના સમયમાં હિંદની ધાર્મિક સ્થિતિ :કરૂણાજનક હતી.

દેશની રાજધાની દેશમાંજ હોવાથી દેશનું દ્રવ્ય દેશમાંજ રહેતું હતું. પાશ્ચાત્ય દેશો સાથે વેપાર ઠીક ચાલતો હતો તેથી દેશમાં કારીગરો સારૂં ઉત્તેજન મળતું હતું. આ કારણથી દેશની આર્થિક સ્થિતિ ઠીક હતી. એટલામાં યુરોપીય પ્રજાઓનું આગમન થતાં વેપાર વધવા લાગ્યો હતો, અને એમ દ્રવ્યનો વધારો થવા માંડયો હતો.

૩. **બાબરનું પ્રાથમિક જીવન**—બાબરનો બાપ ઉમરશેખ મિર્ઝા જક્સાર્ટિસ નદીને કાંઠે આવેલા તુર્કસ્તાનના એક નાના પ્રાંત ફર્ઘાનકે ખોકંદનો તુર્ક સરદાર હતો, પણ તેની મા મોગલ સરદાર ચંગીઝખાન અને તૈમુરના વંશની હતી. બાબર ઇ. સ. ૧૪૮૩ ના ફેબ્રુઆરિની ૧૪ મી તારીખે જન્મ્યો હતો. તેનું અસલ નામ ઝહીર-ઉદ્દ-દીન ( વિશ્વાસનો પ્રકાશ ) મહમદ હતું. પિતાના મરણ સમયે બાબર બાર વર્ષનો હતો. ફર્ઘાનના ઉમરાવોએ બાબરની નાની ઉમરનો લાભ લઇ બળવો કરીને તેને તેમાંથી કાઢી મૂક્યો. બાબરે

પિતાનો પ્રદેશ ઇ. સ. ૧૪૯૭ માં પાછો મેળવ્યો પણ પાછળથી તરતજ ખોયો. પિતાનું રાજ્ય મેળવવામાં નિરાશ થઇ બાબરે ઑક્સસના પ્રદેશમાં આવેલું માના પૂર્વજોનું રાજ્ય જીતવાનો વિચાર કરી સમરકંદ ઘેર્યું અને તે ઇ. સ. ૧૪૯૭ માં જીતી ત્યાં થોડા દિવસ રાજ્ય કર્યું. આ અરસામાં ઉઝબેક નામની મધ્ય એશિઆની એક બળવાન જાતે તેને સમરકંદમાંથી હાંકી કાઢયો. ત્યાંથી બાબર બલ્ખ શહેરમાં આવ્યો. ત્યાં તેનો પિત્રાઇ ભાઇ રાજ્ય કરતો હતો. બલ્ખના લોકોએ બાબરને ગાદીએ બેસાડયો, પણ ઉઝબેક લોકોએ તેને ત્યાંથી પણ નસાડયો, આમ પૂર્વજોનાં રાજ્ય મેળવવામાં છેકજ નિરાશ થઇ બાબરે પોતાનું નસીબ અજમાવવા અફઘાનિસ્તાનમાં જવાનો વિચાર કર્યો.

બાબર અનેક મુશ્કેલીઓ સહન કરી થોડા વિશ્વાસુ સાથીઓ સાથે કાબુલ આવી પહોંચ્યો. અહીં તેના કાકાનો પુત્ર રાજ્ય કરતો હતો. થોડાં વર્ષોના ખૂનખાર વિગ્રહ પછી કાબુલી લોકોએ બળવો કરી બાબરને ગાદીએ બેસાડયો. બાબરે ભગીરથ પ્રયત્ને સને ૧૫૦૪ માં અફઘાનિસ્તાનનું રાજ્ય મેળવ્યું. આ અરસામાં ઉઝબેક લોકો ઇરાન સાથે લડાઇમાં રોકાએલા હતા, તેથી બાબર થોડી મુદ્દત સુધી શાંતિથી રાજ્ય ભોગવી શક્યો.

હજી બાબરને ઉઝબેકના હુમલાની ઘણી બીક રહેલી હતી. વળી પાછળથી કાબુલમાં વારંવાર બળવા થતા હતા. આવી સ્થિતિમાં બાબરની નજર હિંદ તરફ વળી. હિંદ જીતવાની તેની ખાસ ઇચ્છા હતી તેથી તેણે તૈયારી કરી પોતાની શક્તિની ખાતરી કરવા ઇ. સ. ૧૫૧૯ માં પંજાબમાં આવી તે સર કર્યું. તે પછી તે હિંદ જીતવા યોગ્ય અવસરની આતુરતાથી રહા જોતો હતો. તેણે કાબુલમાં ૨૨ વર્ષ રાજ્ય કર્યું હતું.

૪. **ધાર્મિક તફાવત**—બાબર આદિ મોગલો મુસલમાન

હતા, પરંતુ ધાર્મિક બાબતમાં ઘણા પાછળ હોઇ અગ્નિ, પવન, પાણી વગેરે પદાર્થોની સેવામાં વળગી રહ્યા હતા. પઠાણો ચુસ્ત મુસલમાનો હતા તેથી મોગલો તરફ બિલકુલ ભાવ રાખતા નહોતા. બાબર હિંદમાં આવ્યો ત્યારે પઠાણોની માન્યતા પ્રમાણે 'અવિશ્વાસુ' રાણો સંગ તેની સાથે સામેલ હોવાથી હિંદના મુસલમાનોએ ધાર્મિક બાબતમાં મોગલો અને રજપૂતોને સરખાજ ગણ્યા. સ્વાર્થના લીધે મોગલો જોડે પ્રથમ ભળેલા હિંદુઓ પણ મોગલો તેમજ અફઘાનોને પોતાના ધર્મ અને દેશના એક સરખાજ શત્રુઓ માનતા હતા. મોગલો તેમજ હિંદના અફઘાનો મુસલમાન છતાં અરસપરસ ભયંકર રીતે શા માટે લડતા તે સમજવા આ ધાર્મિક તફાવત યાદ રાખવો જોઇએ.

૫. **પઠાણ પાદશાહીની પરિસ્થિતિ**—ઇ. સ. ૧૫૨૫–આ અરસામાં દેશ એક પ્રબળ સત્તાધીશ વિનાના હતો. દિલ્હીના રાજ્યને તાબે પંજાબ અને અયોધ્યાનો થોડો ભાગજ હતો. તે પર ઇબ્રાહીમ લોદી રાજ્ય કરતો હતો. દેશ કેટલાક મુસલમાની સુલતાનો અને હિંદુ રાજાઓમાં વહેંચાએલો હતો. ઉત્તરે કેટલાંક નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં. દક્ષિણે અને પશ્ચિમે ગુજરાત, ખાનદેશ, તથા માળવાના મજબુત પઠાણ રાજ્યો હતાં. તમા સૌથી મજબુત ગુજરાતનું રાજ્ય હતું. રજપૂતોનો આગેવાન ચિતોડનો રાણો સંગ ઇબ્રાહિમનો પ્રતિસ્પર્ધી હતો. દક્ષ્ખણમાં બાહ્મણી રાજ્યનો સુલતાન અને વિજયનગરનો મહારાજા બળવાન હતા. પૂર્વમાં જૌનપુર, બહાર, અને બંગાળાનાં અફઘાન રાજ્યો હતાં. ઇબ્રાહિમ લોદીનો કાકો દોલતખાન પંજાબના સુબા હતો. તેણે ઇબ્રાહિમ સાથેની લડાઇમાં બાબરની મદદ માગી. હિંદ માટે તલપી રહેલા બાબરે મદદ આપવા હા પાડી. બાબરની મદદથી પઠાણસત્તા તોડી હિંદમાં રજપૂત સામ્રાજ્ય સ્થાપવાના વિચારે રાણા સંગે પણ દોલતખાનને મદદ કરવાનું વચન આપ્યું હતું. આવી પરિસ્થિતિ બાબરને ઘણી અનુકૂળ લાગી.

**૬. પાણીપતનું યુદ્ધ**—લાંબા વખતથી તૈયારી કરતો બાબર વિશ્વાસુ સરદારોની સલાહથી દોલતખાનનું આમંત્રણ સ્વીકારી અતિ કેળવાએલા અને અનુભવી ૧૩,૦૦૦ માણસોના સૈન્ય સાથે કાબુલની શાખા અટક ઓળંગી પંજાબમાં પેઠો. તે બહાદુર સૈનિકો સાથે આગળ વધી અફગાનિસ્તાન તથા પંજાબના રસ્તા વચ્ચે, દિલ્હીની ઉત્તરે ૫૩ માઇલ દૂર, જમના નદીના જુના તટે આવેલા પંજાબના શહેર પાણીપત આગળ હિંમતથી આવી પહોંચ્યો. બાબરનું આગમન જાણી ઇબ્રાહિમ લોદી એક લાખ માણસો અને એક હજાર હાથીઓ લઈ રણક્ષેત્ર પર સામો થયો. હિંદનું ભવિષ્ય પલટાવનાર પાણીપતનાં યુદ્ધોમાંનું આ પ્રથમ હતું. ઉત્તરની થંડી આબોહવામાંથી આવેલા તાજા અને વધુ જોરાવર તુર્કો સામે ટકવા મોટું પઠાણ સૈન્ય સમર્થ નહોતું. બાબરે રક્ષણ મેળવવા ઇબ્રાહિમના હાથીઓ સામે પોતાનું પગપાળાનું લશ્કર ગોઠવી સવારોના બે ભાગ કરી બંને બાજુએથી ઈબ્રાહિમના ખિચોખિચ લશ્કર પર હુમલો કર્યો. ઇબ્રાહિમનું લશ્કર બહાદુરીથી લડતાં છતાં બાબરના શસ્ત્રસજિત સૈન્ય સામે ટકી શક્યું નહિ અને વિખેરાઇ ગયું. ૨૦,૦૦૦ પઠાણ ઘોડેસવારો નાશ પામ્યા, અને ઇબ્રાહીમ રણક્ષેત્ર પર માર્યો ગયો. આ પ્રખ્યાત બનાવ ઇ. સ. ૧૫૨૬ ના એપ્રિલમાં બન્યો.

આ વિજયથી ઇ. સ. ૧૨૦૬ ની સાલમાં સ્થપાએલા પઠાણ રાજ્યનો થોડા વખત માટે ( ઇ. સ. ૧૫૪૦ સુધી ) અંત આવ્યો, અને બાબરને માત્ર દિલ્હી અને આગ્રાની આસપાસનો થોડો મુલક મળ્યો. બાબરને વતનમાં સારો કડવો અનુભવ થયો હતો તેથી તેણે ત્યાં પાછા ન જતાં હિંદમાં જીતેલા ભાગ પર મોગલ રાજ્ય સ્થાપ્યું. દિલ્હીના રાજ્યના મુસલમાનોએ બાબરની સત્તા સ્વીકારી. હવે હિંદમાં શાંતિના સમયની શરૂઆત થઇ.

**૭. રાજપૂતો સાથે વિગ્રહ**—મોગલાઇની સ્થાપનાના જમા-

નામાં રજપૂતોનો આગેવાન રાણો સંગ ઘણો બળવાન હતો, તેથી હિંદમાં રજપૂત સામ્રાજ્ય સ્થપાય એવો સંભવ હતો. સંગ તે જમાનામાં સૌથી બહાદુર રજપૂત હતો. તે, લડાઇમાં થએલા ઘાથી એક આંખ, પગ, અને હાથે અપંગ હતો. તેના શરીર પર અસ્ત્રશસ્ત્રના નાના મોટા ૮૦ ઘા પડયા હતા. તેના ધારવા પ્રમાણે જ્યારે બાબર દિલ્હી લુટી પાછો ન જતાં હિંદમાંજ રહ્યો ત્યારે તેણે તેને હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો. પોતાની મુરાદમાં નિષ્ફળ નીવડેલો દોલતખાન અને બીજા રજપૂત સરદારો પણ રાણા સંગની મદદે આવ્યા. કુલ ઉચ્ચ શ્રેણીના સાત રાજાઓ, નવ રાવો, અને ૧૦૪ સરદારો મદદમાં હતા. આ પ્રમાણે રજપૂતો અને પઠાણોનું સંયુકત સૈન્ય બની શકે તો બાબરને હરાવી દેશપાર હાંકી કાઢવા આગ્રા તરફ રવાના થયું.

બાબર રાણાની સામે લડવા તૈયાર થયો. કાબુલના મુસલમાન જોશીએ બાબર હારશે એવું ભવિષ્ય ભાખ્યું હતું. આગ્રાથી ૨૦ માઇલ દૂર સીક્રી આગળ બંને લશ્કરનો ભેટો થયો. શરૂઆતમાં બાબરે હાર ખાધી તેથી તેણે સુલેહના સંદેશા ચલાવ્યા. પણ કરાર પસંદ પડયા નહિ તેથી ફરીથી લડાઇની તૈયારી કરી. બાબરે રજપૂતોથી ડરતા સરદારોને કહ્યું કે, “માણસમાત્ર મરણને આધીન છે, માટે કલંક વહોરી રણક્ષેત્રમાંથી નાસવા કરતાં બહાદુરી બતાવી પ્રાણ તજવો એજ ઇષ્ટ છે.” એ વચનથી ઉત્સાહી બની સિપાઇઓએ પ્રાણાન્ત સુધી લડવા કુરાન પર સમ ખાધા. આ વખતે બાબરે પણ દારૂ તજવા માટે પરમેશ્વર આગળ પ્રતિજ્ઞા કરી હતી. હવે દારુણ યુદ્ધ શરૂ થયું. રજપૂતોની બહાદુરીથી મોગલો નાસવાની તૈયારીમાં હતા, પણ બાબરની સુવ્યવસ્થાથી તેઓ ટકી રહ્યા. છેવટે રાયસેનનો તુંવાર રાજા શિલાદિત્ય ફૂટી બાબરને મળી ગયો. તેથી થએલી અવ્યવસ્થાનો લાભ લઇ મોગલોએ રજપૂતો પર મજબુત હુમલો કર્યો. મેવાડનું સૈન્ય વિખરાયું. ઘણા રજપુતો રણમાં પડયા. રાણો સંગ ઘણો ઘવાયો, અને રણક્ષેત્રમાંથી નાસી જઇ થોડા વખતમાં મરણ પામ્યો.

ઉત્તર હિંદમાં સામ્રાજ્ય સ્થાપવાનો રજપૂતોનો આ છેલ્લો પ્રયત્ન હતો. તે પછી તેઓ રજપુતાના સંભાળી રહ્યા. બાબરે સીક્રીને ફતેહપુર કે વિજયનગરી નામ આપ્યું. તેણે રજપૂતોને ઉભા થવાની તક ફરી ફરી આપી નહિ. આમ બાબરે ઇ. સ. ૧૫૨૭ માં રજપૂતોની પ્રબળ સત્તાનો પણ અંત આણ્યો.

૮. **બાબરના બીજા જય**—બાબરે પાણીપતની લડાઇ પછી ઇ. સ. ૧૫૨૬ માં માળવાના પઠાણ રાજાઓને એક માસમાં વશ કર્યા હતા.

કેટલાક મુસલમાનોએ પઠાણ સત્તાનો નાશ થએલો જોઇ દરીઆખાન લોહાણી નામના સરદારની આગેવાની નીચે જૌનપુરમાં એક નવું પઠાણ રાજ્ય સ્થાપવા પ્રયત્ન કર્યો, પણ બાબરે તેમને વશ કર્યા. આજ અરસામાં તેણે બનારસ અને પટણા પણ તાબે કર્યાં હતાં.

હવે બાબરે માળવાની સરહદપર આવેલા ચંદેરી કિલ્લાના રજપૂત રાજા મેદનીરાય પર ચઢાઇ કરી. કિલ્લો ટકાવી રાખવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. તેથી રજપૂતોએ કેસરીઆં કરી પ્રાણ તજ્યા. બાબરે તેની પાસેથી પુષ્કળ નાણું કઢાવ્યાં. ઇ. સ. ૧૫૨૮.

બાબરના પુત્ર હુમાયુએ પૂર્વમાં જઇ અયોધ્યા જીત્યું અને બંગાળાના સુબાને વશ કર્યો. તે પછી ઇ. સ. ૧૫૨૯ માં બહાર જીતી મોગલાઇમાં ઉમેર્યું. મોગલાઇની સ્થાપના પછી બાબરે ૬ માસમાં સૈયદ અને લોદી સુલતાનોએ ખોએલો મુલક પાછો મેળવ્યો. પણ તેટલાથી એ સંતોષ નહિ મળવાથી તેણે ઉત્તર હિંદ જીતવા પ્રયત્ન કર્યો; પરંતુ તેના વિજયનો વખત તે તેના મરણનો સમય હતો.

૯. **બાબરનું મરણ**—ઇ. સ. ૧૫૩૦—લડાઇના બેહદ શ્રમથી બાબરનું શરીર લથડયું હતું. હિંદનાં હવાપાણી તેને માફક નહોતાં

તેથી તેની તંદુરસ્તીમાં વિશેષ ફેરફાર થયો. તેવામાં તેનો પ્રિય પુત્ર હુમાયુન માંદો પડયો. હિંદમાં તે અરસામાં એકને બદલે બીજો મરે તો પહેલો જીવે એવો વહેમ મનાતો. એક ધાર્મિક અમલદારે હુમાનને બચાવવા બાબરને વહાલામાં વહાલી ચીજ તરીકે આગ્રામાંથી હાથ આવેલો હીરો ઇશ્વરને અર્પણ કરવા સલાહ આપી. પણ બાબરે હીરા કરતાં વધુ અમૂલ્ય પોતાના પ્રાણને બદલે હુમાયુનને બચાવવા ઇશ્વરની યાચના કરી. તે પછી તાવે બાબરના શરીરમાં ઘર કર્યું તેથી તે ૪ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૫૩૦ ના ડિસેમ્બરની ૨૬ મી તારીખે ૪૮ વર્ષની વયે આગ્રામાં મરણ પામ્યો. અને હુમાયુન સાજો થયો. તેના શબને તેણે પસંદ કરેલા કાબુલમાંના એક સુંદર ઉદ્યાનમાં દફનાવવામાં આવ્યું હતું.

**૧૦. રાજ્યનો વિસ્તાર**—બાબરનું રાજ્ય તેના મરણ સમયે ઑક્સસના પ્રદેશથી ગંગાના પ્રદેશ સુધી ફેલાયું હતું. તેણે ગુજરાત સિવાય આખો ઉત્તર હિંદ જીત્યો હતો.

**૧૧. બાબરના ગુણો**—બાબરે પોતે પોતાનું જીવનચરિત્ર તુર્કી ભાષામાં લખ્યું છે, તે પરથી તેનાં કૃત્યો ઉપરાંત તેના વિચારો અને તેની લાગણીઓ પણ સ્પષ્ટ જણાઇ આવે છે તે સારો ગવૈયો અને કવિતાનો શોખીન હતો. તે ઉદાર, ભલો, ઉદ્યોગી, ચંચળ, સ્વભાવથીજ વિદ્યાવિલાસી, રસીલો, દૃઢ, શૂરો, અને આગ્રહી હતો. શરીરે ઉંચો નહોતો છતાં એવો બળવાન હતો કે પોતાના બે હાથમાં બે કદાવર માણસોને ઉંચકી ઉંચી દિવાલની ટોચ પર ઝડપથી દોડી શકતો હતો. લોકોએ તેને બાબર એટલે સિંહ એવું ઉપનામ આપ્યું હતું. તે વિદ્વાનોને આશ્રય આપતો હતો. તેનું જીવન નિરાશા, મુશ્કેલીઓ, અને જોખમથી ભરપુર હતું, પણ તે કદી નાહિંમત કે નિરાશ થયો નથી. તે ઐતિહાસિક મહાન સરદારોમાનો એક છે. તેની ફરજ બજાવવાની લાગણીથી તેના સિપાઇઓ તેને બહુજ ચહાતા

હતા. તે સ્વભાવે મળતાવડો, આનંદી, અને રાજ્યલોભી હતો, વળી તે ધાર્મિક સ્થળોને તથા અશક્તો માણસોને નુકસાન કરતો નહિ, કારણ કે તે દયાથી ભરપુર હતો. પુષ્પો, પક્ષીઓ, વાડીઓ અને સુંદર દેખાવો તેને અતિપ્રિય હતાં. તેણે પંજાબના રસ્તા, કર, અને વ્યવસ્થામા સુધારો કર્યો હતો. તેના અક્ષર સુંદર હતા, તથા તે સારા તાત્ત્વિક સંવાદ પણ કરી શક્તો હતો. માતૃભૂમિ માટે તેને અતિશય પ્રેમ અને અભિમાન હતાં. તે મહાન નર અનેક સંકટો તથા પારાવાર મુસ્કેલીઓ સહન કરી પોતાના વંશજો માટે ઉત્તર હિંદનું રાજ્ય મૂકતો ગયો.

## પ્રશ્નો.

૧. મોગલાઇની શરૂઆતમાં હિંદની હાલત કેવી હતી ?

૨. મોગલો અને અફઘાનો મુસલમાન છતાં શા માટે લડતા હતા ?

૩. બાબરના જીવન પરથી આપણે શું શીખી શકીએ ?

---

# પ્રકરણ ૨૨ મું.

## ભલો હુમાયુન.

૧. હુમાયુનનું ગાદીએ બેસવું: રાજ્યની પરિસ્થિતિ—હુમાયુનનો જન્મ ઇ. સ. ૧૫૦૯ માં કાબુલમાં થયો હતો. તેનું પુરૂં નામ નાસિરૂદ્દીન મહંમદ હુમાયુન હતું. તે ૨૩ વર્ષની વયે ગાદીએ આવ્યો. તેણે પિતાની આજ્ઞા પ્રમાણે પોતાના ભાઇ કામરાન, હિંદાલ, અને અસ્કરી સાથે ભલાઇથી વર્તીને તેમને રાજ્ય વહેંચી આપી દિલ્હી

અને આગ્રાના બાકીના ભાગ પર રાજ્ય કરવા માંડયું. કાબુલના પ્રદેશમાંથી બાબરને બહાદુર માણસો મળ્યા હતા. તે ભાગ તેણે કામરાનને આપી દેવામાં મોટી ભૂલ કરી હતી. રાજ્યના ભાગ પડવાથી મોગલાઇનું સંયુક્ત બળ તૂટી ગયું, અને ભાઇઓમાં ઘણોજ રાજલોભ દાખલ થયો. તેથી તેઓ જીવ્યા ત્યાં સુધી રાજ્ય મેળવવા હુમાયુન સાથે લડયા.

અફઘાનોએ હજી મોગલો પાસેથી રાજ્ય પાછું મેળવવાની આશા છોડી નહોતી. જૌનપુરના પઠાણો તરફથી વારંવાર બળવા થતા હતા. હુમાયુનના સાળાએ રાજ્ય મેળવવા કાવતરૂં રચ્યું હતું. તેમાં ઇબ્રાહિમ લોદીનો કાકો અલાઉદ્દીન પણ ભળ્યો હતો. પણ તેમાં તેઓ નિષ્ફળ નીવડવાથી ગુજરાતના બહાદુરશાહને મળી ગયા હતા. શેરશાહ નામે પઠાણ બંગાળામાં ચઢતીમાં આવતો હતો. તે પણ હુમાયુનને હેરાન કરતો હતો. આમ હુમાયુનને પોતાના ભાઇઓ અને શેરશાહ એવા બે શત્રુઓ હતા. શેરશાહે ચુનારનો કિલ્લો જીત્યો, અને કામરાને બળવો કરી સ્વતંત્રતા જાહેર કરી.

**૨. ગુજરાતના બહાદુરશાહને હરાવ્યો**—આ જમાનામાં બહાદુરશાહ ગુજરાતનો શક્તિમાન્ સુલતાન હતો. તેણે હુમાયુનના સાળાને આશ્રય આપ્યો હતો, તથા અલાઉદ્દીન લોદીને મદદ આપી રાજ્ય મેળવવા ઉશ્કેર્યો હતો તેથી બહાદુરશાહને હુમાયુન સાથે અણબનાવ થયો હતો. હવે બહાદુરશાહે વગર વિચારે ચિતોડને ઘેરો ઘાલ્યો. રાણી કરણાવતીએ હુમાયુનની મદદ માગી તે સ્વીકારી તેણે બહાદુરશાહને મંદાસુરના યુદ્ધમાં હરાવી નસાડયો, તે પછી હુમાયુને ચાંપાનેર જીતી ખજાનચીને દારૂ પાઇ ગુજરાતના સુલતાનોનું દ્રવ્ય મેળવ્યું. તેથી તેણે મોજમઝામાં વખત તથા દ્રવ્યનો દુરુપયોગ કર્યો. બહાદુરશાહ નાસીને દીવ ગયો ત્યાં માર્યો ગયો. આ સમયે સોરઠ સિવાય તમામ ગુજરાત કબજામાં આવ્યું હતું. હુમાયુને ગુજરાતની

વ્યવસ્થા કરી આગ્રાનો રસ્તો લીધો કે તરતજ ગુજરાતના લોકોએ જુના અમીરોની મારફતે મોગલોને અમદાવાદ પાસેના કનોજ ગામ આગળ હરાવી તેમને ગુજરાતમાથી કાઢી મૂકયા.

**૩. અફઘાનોનાં બંડ: શેરખાનનું પ્રાથમિક જીવન—** હુમાયુને માળવા જીતી ત્યાંથી મળેલું દ્રવ્ય પણ મોજમઝામાં ઉડાવ્યું. એવામાં તેને દિલ્હીથી સમાચાર મળ્યા કે પૂર્વના પઠાણોએ ઠામ ઠામ બંડ કર્યાં છે. જૈનપુર, વરાડ, અને બંગાળાના પઠાણો સ્વતંત્ર થઇ ગયા છે, તથા દિલ્હી અને આગ્રાની આસપાસના પઠાણો બંડ કરવાની તૈયારીમાં છે. હુમાયુન આ સમાચાર સાંભળી આગ્રે જવા નીકળ્યો કે તરતજ માળવા સ્વતંત્ર થઇ ગયું. અફઘાનો હિંદુઓ કરતાં પણ મોગલોને વધારે ધિક્કારતા, કારણ કે તેમણે તેઓના પૂર્વજોનું રાજ્ય જીતી લીધું હતું. એ વેરભાવને લીધે અફઘાનોએ હુમાયુન સાથેનો કજીઓ ૧૦ વર્ષ સુધી ચાલુ રાખ્યો હતો.

અફઘાન બળવાખોરોમાં આગેવાન શેરખાન હતો. તે સુર જાતનો હતો. જૈનપુરના સુલતાને શેરખાનના પિતાને બહાર પ્રાંતમાં આવેલા સાસેરામમાં જાગીર આપી હતી. શેરખાન જુવાનીમાં ત્યાં રહી ફારસી ઇતિહાસ અને કવિતા ભણ્યો હતો, મોટપણે શેરખાને ઇ. સ. ૧૫૨૯ માં બહાર પ્રાંતના સુલતાનની નોકરી કરવા માંડી. પાછળથી જ્યારે બાબરે બિહાર જીત્યો ત્યારે શેરખાને પ્રસંગ જોઇ તે કબજે કર્યો અને તે સ્વતંત્ર થયો. વળી તેણે હુમાયુનની બેકાળજીનો લાભ લઇ બંગાળા જીતી સત્તા વધારી. તે પાંચ વર્ષમાં બંગાળા અને બિહારનો સ્વતંત્ર સુલતાન બન્યો.

**૪. શેરખાન સાથેનાં યુદ્ધ: પઠાણ પાદશાહીની પુનઃ સ્થાપના.**—હુમાયુન પોતાના જીતેલા પ્રદેશો ખોયાના સમાચાર સાંભળીને પોતાના ભાઈ હિન્દાલ અને અસ્કરી સાથે પૂર્વ તરફ જવા

નીકળ્યો. તેણે પ્રથમ બનારસ પાસેના ગંગાતટે આવેલા ચુનારના કિલ્લા પર છાપો મારી છ માસના ઘેરા પછી તે જીતી લીધો. આ વખતે શેરખાન બંગાળામાં હતો. તેણે પોતાના કુટુંબ અને ખજાનાના રક્ષણ સારૂ રોહતાનો મજબુત કિલ્લો તાબે કર્યો. તેણે રોહતાના રાજાને કહ્યું કે, "મારા કુટુંબના રક્ષણ માટે કિલ્લો આપો; અને તેને બદલે, જો હું હુમાયુન સાથેની લડાઇમાં મરૂં તો મારો ખજાનો તમે લેજો." રાજાએ એ માગણી સ્વીકારી તેથી શેરખાને પહેલી થોડી પાલખીઓમાં સ્ત્રીઓ મોકલી બીજીમાં સિપાઇઓ મોકલ્યા. તેઓએ કિલ્લામાં જઇ દરવાજા ઉઘાડયા, તેવા તેણે કિલ્લો કબજે કર્યો.

હુમાયુન ચુનારનો કિલ્લો જીતી ચક્રગલ્લી આગળ ગંગા ઓળંગી બંગાળા તરફ આગળ વધ્યો. તેણે રાજધાની ગૌડ (ઢાકા) તથા પટણા જીતી લીધાં. તેણે અહીં પણ એશઆરામમાં વખત ગુમાવ્યો. હિંદાલ અને કેટલાક સરદારો તાજું લશ્કર લઈ આવવાના બાને આગ્રા તરફ પાછા ફર્યા.

શેરખાને જાસુસોની મદદથી હુમાયુનની સ્થિતિની માહિતી મેળવીને કિલ્લામાંથી ઉતરી આવી બંગાળા અને બહાર વચ્ચેના બધા રસ્તા બંધ કર્યા, એ માટે કે દિલ્લીથી આવતી મદદ અટકાવી પાદશાહને હેરાન કરી શકાય. હુમાયુનના ઘણાં માણસો મરણ પામ્યાં, સાધનો ખૂટી પડયાં, અને મદદની માગણી કર્યા છતાંએ નિમકહરામ ભાઇઓએ તેને મદદ મોકલી નહિ. ઉલટું હિંદાલે ગાદીએ બેસવા પ્રયત્ન કર્યો. આ દરમિઆન શેરખાને બહાર, બનારસ, ચુનાર, કનોજ અને જોનપુર પાછાં જીતી લીધાં. હુમાયુને આ બધા સમાચાર સાંભળી વર્ષાઋતુ ઉતરતાં પોતાનાં મુઠીભર માણસો સાથે આગ્રાનો રસ્તો લીધો. આખરે તે બંગાળા અને બહારની વચ્ચેના એક સાંકડા રસ્તા આગળ જોનપુર નજીક આવી પહોંચ્યો. અહીં શેરખાને

ખાઇઓ ખોદાવી તથા ભીંતો ચણાવી રસ્તો બંધ કર્યો હતો. હુમાયુને બે માસ સુધી મદદની રહી જોઇ લાચાર બની શેરખાનને બંગાળા અને બહારનો સ્વતંત્ર સુલતાન સ્વીકાર્યો. હવે કરાર થવાથી હુમાયુનનાં માણસો ઉંઘવા લાગ્યાં. પરંતુ બેવચની શેરખાને ૧૦ વર્ષના લાંબા ઝગડાનું વેર લેવાના વિચારથી ઇ. સ. ૧૫૩૯ ના જુનની પંદરમી તારીખે રાત્રે બે વાગે ઉંઘતા મોગલો પર હુમલો કર્યો અને તેમની કતલ કરી. હુમાયુન ઘોડેસવાર થઇ સામે થયો, પણ સૈન્ય વિખરાયું, અને પોતે ઘવાએલો હોવાથી દુશ્મનો વચ્ચેથી પસાર થઇ તેણે જીવ બચાવવા ગંગામાં પડતું મેલ્યું. તે નબળાઇથી ડુબી જતો હતો તે વખતે નિઝામ મહંમદ સક્કા નામના ભીસ્તીએ તેને પોતાની પખાલ આપી બચાવ્યો. નદી ઓળંગી હુમાયુન આગ્રે પહોંચ્યો. તેણે ભીસ્તીએ કરેલા ઉપકારનો બદલો વાળવા તેને ૩ કલાક ગાદીએ બેસવા દઇ રાજ્ય કરવા દીધું, તથા પખાલના કકડા કરાવી તેને સિક્કા તરીકે ચલાવ્યા.

હુમાયુન આગ્રામાં આવ્યો તેથી કામરાન અને હિંદાલે શરમિંદા પડી માફી માગી, એથી હુમાયુને તેમને માફી આપી. બે માસ પછી કામરાન લાહોર પાછો ગયો અને સાથે હુમાયુનનાં માણસોને પણ લાલચ બતાવી લઇ ગયો.

શેરખાને હુમાયુનને બકસારના યુદ્ધમાં હરાવ્યા પછી બંગાળા તથા બહારનો કબજો લઇ મોટા લશ્કર સાથે આગ્રાનો રસ્તો લીધો. મોગલો સાથે અદાવત રાખનાર બધા અફઘાનોએ શેરખાનનો પક્ષ લીધો. હુમાયુન મોટું લશ્કર એકઠું કરી શેરખાનની સામે થયો પણ કનોજ આગળ ભેટો થતાં પહેલેજ હુમલે હુમાયુને ઇ. સ. ૧૫૪૦ ના મેની ૧૬ મી તારીખે હાર ખાધી. આમ ૧૦ વર્ષથી લડતા આવતા અફઘાનોએ હુમાયુનને હરાવી નસાડયો, તથા ઇ. સ. ૧૫૨૬ માં ખોએલી પઠાણ પાદશાહીની પુનઃ સ્થાપના કરી.

**૫. હુમાયુન મદદ મેળવવા નાસે છે.**—હુમાયુન પોતાના રાજ્યના ૧૦ મા વર્ષમાં લાહોર ગયો. ત્યાં તેણે કામરાન પાસે મદદ માગી પણ તેણે તેમ કરવા ના પાડી. તેથી તેણે સિંધ જીતવા યત્ન કર્યો પણ તે જીતાયું નહિ. ત્યાંથી તે ૭ માણસો સાથે અમરકોટ પહોંચ્યો. ત્યાંના રાણાએ તેને આસરો આપ્યો. ત્યાં હુમાયુનની રાણી હમીદા બેગમને પેટે ઇ. સ. ૧૫૪૨ માં મહાન અકબરનો જન્મ થયો. પુત્રપ્રાપ્તિની ખુશાલી વખતે રિવાજ મુજબ અમીરોને ભેટ આપવા માટે હુમાયુન પાસે દ્રવ્ય નહોતું, તેથી તેણે તેઓને કસ્તુરીનો કકડો વહેંચી આપ્યો. તેણે કસ્તુરીની બહેકી રહેલી સુવાસ પરથી પોતાના પુત્રની ભવિષ્યની આબાદીની ધારણા કરી અને તેને અકબર—ઘણો મોટો—એવું ઉપનામ આપ્યું.

અમરકોટના રાણાએ આપેલી મદદથી હુમાયુને ફરીથી સિંધ જીતવા પ્રયત્ન કર્યો, પણ તે નહિ જીતાયાથી તેણે ઇરાન જવા માટે કંદહારનો રસ્તો લીધો. કંદહારમાં અસ્કરી રાજ્ય કરતો હતો તેણે હુમાયુનને મદદ આપવાને બદલે તેને કેદ કરવા યત્ન કર્યો, પણ તે નાસી છુટયો.

હુમાયુન કંદહાર થઇ ઇ. સ. ૧૫૪૪ માં ઇરાન પહોંચ્યો. અહીં તેને તેનો વિશ્વાસુ સરદાર બેરામ આવી મળ્યો. ઇરાનના શાહ તમસ્પે હુમાયુનનો સારો સત્કાર કર્યો. તેથી તે ત્યાં ૩ વર્ષ રહ્યો. છેવટે શાહે હુમાયુનને શીઆ પંથ સ્વીકારવાની શરતે ૧૪ હજાર સવારના લશ્કરની મદદ આપી. તે લઇ હુમાયુને કંદહાર જીત્યું. અકબર આ વખતે કામરાનના કબજામાં કાબુલમાં કેદી હતો.

હવે હુમાયુને કાબુલ ઘેર્યું. નિર્દય કામરાને અકબરને જ્યાં અસંખ્ય તીર પડતાં ત્યાં કોટની ટોચે બેસાડયો હતો, પણ ઇશ્વર-કૃપાએ તેનો બચાવ થયો હતો. કામરાન હારી શરણે આવ્યો અને હુમાયુને ઇ. સ. ૧૫૫૩ માં તેની આંખો ફોડાવી નાંખી. હુમાયુન

ઇરાનથી નીકળ્યા પછીનાં ૧૦ વર્ષ ભાઇઓ સાથે લડયો હતો. તેઓ અનેક વખતે તેને કબજે આવેલા છતાં તેણે તેમને વારંવાર માફી આપી હતી. બાબરે જે શહેરમાં રહી હિંદ જીતવા યોગ્ય અવસરની રહા જોઇ હતી તેજ કાબુલમાં રહી હુમાયુન પણ પોતાનું રાજ્ય પાછું મેળવવા માટે યોગ્ય પ્રસંગની રહા જોતો તૈયાર રહ્યો હતો.

### પ્રશ્નો.

૧. રાજ્યના આરંભમાં હુમાયુનની હાલત કેવી હતી ?

૨. હુમાયુનના રાજ્યકાળમાં ગુજરાતમાં કોણ રાજ્ય કરતો હતો ? તેની સાથેના વિગ્રહનું વર્ણન કરો.

૩. શેરશાહ સાથેનાં યુદ્ધોનું શું પરિણામ આવ્યું ?

૪. કયા દુર્ગુણને લીધે હુમાયુનને ઘણું દુઃખ ભોગવવું પડયું ? કારણો બોલો.

---

## પ્રકરણ ૨૩ મું.

### સૂર વંશના પઠાણ પાદશાહો.

### ૧. શેરખાન ઇ. સ. ૧૫૪૦–૧૫૪૫.

(૧) **રાજ્યની મજબુતી માટે પ્રયત્ન**—શેરખાન કનોજની જીત પછી શેરશાહ એટલે વાઘનો રાજા એવું નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો. તેણે મોગલોના હુમલાથી બચવા માટે કામરાન પાસેથી પંજાબ તાબે કર્યું, તથા રોહતાની પાસે ઝેલમને કાંઠે વગર વિલંબે એક મજબુત કિલ્લો ચણાવ્યો. વળી તેણે બંગાળાની રાજ-

ધાની ગૌડથી પંજાબના નવા કિલ્લા સુધી ૨૦૦૦ માઇલ લાંબો રસ્તો તૈયાર કરાવ્યો. તેની બંને બાજુએ કુવા, ધર્મશાળા અને વૃક્ષોની વ્યવસ્થા કરી. ઉપરાંત શેરશાહે પોતાના રાજ્યના બીજા ભાગોમાં જવા માટે બીજા ૩ ટુંકા પણ અગત્યના રસ્તા તૈયાર કરાવ્યા હતા.

( ૨ ) **રજપૂતો વિગ્રહ અને મરણ**— હવે શેરશાહે પોતા પ્રત્યે દ્વેષ રાખતાં રજપૂત રાજ્યોને લક્ષમાં લીધાં. પ્રથમ માળવા પર ચઢાઇ કરી ગ્વાલીઅર અને રણથંભોર કિલ્લા જીતી લીધા. પછી રાયસેનં કિલ્લાને ઘેરો ઘાલી તેના સરદારનો વિશ્વાસઘાત કરી કિલ્લો કબજે કર્યો. આ વખતે સરદાર પુરાણમલ્લ અને ઘણા રજપૂતો માર્યા ગયા.

બીજે વર્ષે શેરશાહે જોધપુર જીતવા પ્રયત્ન કર્યો પણ તે ફાવ્યો નહિ. તે પછી તેણે બુદેલખંડમાં આવેલા કલિંજર કિલ્લાને ઘેરો ઘાલ્યો. રાજા કીર્તિસિંહે બહાદુરીથી કિલ્લાનો બચાવ કર્યો. એવામાં દારૂખાનું સળગી ઉઠવાથ તે દાઝ્યો અને પછી થોડાજ કલાકમાં ઇ. સ ૧૫૪૫ માં મરણ પામ્યો.

(૩) **સુધારા**—શેરશાહનો રાજ્યકાળ ઇતિહાસમાંના પ્રકાશિત સમયનો એક ભાગ છે. તેણે પાંચ વર્ષના ટુંકા કારભારમાં લશ્કરી અને મુલ્કી ખાતાંમાં સુધારા કર્યા. લશ્કરને પગાર આપતી વખતે તે હાજર રહી કોઇને અન્યાય થવા દેતો નહિ. તેણે જમીનનો કર નક્કી કર્યો હતો. કોઇ મુસલમાન પાદશાહે હિંદુને નાણાં–મહેસુલપર નીમ્યો હોય તો તેઓમાં શેરશાહ પ્રથમ છે. તેણે ટોડરમલને મહેસુલની વ્યવસ્થા પર નીમ્યો હતો. તેણે આવકનો ચોથો ભાગ કર ઠરાવી તેથી વધારે કોઇ પણ ન ઉઘરાવે તે માટે સારી વ્યવસ્થા કરી હતી. સેરશાહે હિંદુઓને નોકરીમાં રાખી પ્રથમના પઠાણ પાદશાહનો ત્રાસ ભુલાવ્યો હતો. વળી ટપાલ માટે ડાકના ઘોડા પણ રાખ્યા હતા.

(૩) **શેરશાહના ગુણદોષ**—શેરશાહ બહાદુર હતો. તેનું મૂળ નામ ફરીદખાન હતું, પણ તેણે તરવારને એક ઝટકે વાઘ મારેલો હતો તેથી શેરીખાન નામ મળ્યું હતું. તે શક્તિમાન સરદાર અને મહાન રાજદ્વારી નર હતો. તેણે બીજા કોઇપણ પઠાણ પાદશાહ કરતાં રૈયત પ્રત્યે ઉમદા ફરજ બજાવી છે. એ વખતે પ્રજા સુખી અને આબાદ હતી. તે સ્વાશ્રયથી ઉચ્ચ દરજ્જે પહોંચ્યો હતો. તે તેના ઉદ્યોગથી ઘણો પંકાયો છે.

તે ડાહ્યો પણ ક્રૂર હતો. શત્રુઓ તરફ બિલકુલ દયા બતાવતો નહિ. વળી તે અતિશય રાજ્યલોભી હતો. તે **બેવચની** હતો તેથી તેની જળહળતી કીર્તિ પર મહાન કલંકનું પડ વીંટળાઇ વળ્યું છે, અને તેથીજ તે જોઇએ તેવો પ્રશંસાપાત્ર થયો નથી. તેની ક્રૂરતા અને વિશ્વાસઘાતનું ફળ તેને ભોગવવું પડ્યું છે.

૨. **સલીમશાહ**—ઇ. સ. ૧૫૪૫–૧૫૫૩.—શેરશાહના મરણ પછી તેનો બીજો પુત્ર ઇસ્લામશાહ જે સાધારણ રીતે **સલીમ** નામે ઓળખાતો તે ગાદીએ બેઠો. મોટો ભાઇ આદીલી દુર્ગુણી અને અશક્ત હતો તેથી બીકને લીધે બિહાર પ્રાંત તરફ જતો રહ્યો, અને ત્યાં તેનો અંત આવ્યો. સલીમે પિતાનાં પગલાંમાં ચાલી લોકોપયોગી કામ પુરાં કર્યાં. તેની પ્રજા સુખી અને આબાદ હતી. તેણે કેટલાક બંડખોરોને વશ કરી ડહાપણ અને પરાક્રમથી રાજ્ય કર્યું, અને દિલ્હીમાં સલીમગઢ ચણાવ્યો. તેણે મરવાં સુધી દેશહિતાર્થે પ્રયત્ન કર્યા.

૩. **આદિલશાહ**—ઇ. સ. ૧૫૩૩–૧૫૫૬—સલીમના મૃત્યુ પછી તેનો નાનો પુત્ર ફીરુઝ ગાદીએ બેઠો, પણ શેરશાહના ભત્રીજા મહમ્મદ આદિલે તેને ૩ દિવસ પછી મારી નાખી ગાદી લીધી. તે અશક્ત પાદશાહે રાજ્યનો ખજાનો બદફેલીમાં ખાલી કર્યો, અને નીચ સોબતમાં રહેવા માંડ્યું. આદિલશાહે એક હલકી જાતના પણ અસાધારણ શક્તિ ધરાવતા હેમુ નામે હિંદુને મુખ્ય મંત્રી નીમ્યો. આદિલશાહે હેમુની સલાહથી જોખમભરી જગાઓએ હિંદુઓને નીમવા

માંડયા, તેથી કુલાભિમાની પઠાણ સરદારોએ ચુનાર આગળ બળવો કર્યો. પાદશાહ અને હેમુ તે બંડ સમાવવા ચુનાર ગયા, તે ગેરહાજરીનો લાભ લઇ ઇબ્રાહિમ સૂર નામના આદિલશાહના શાળાએ દિલ્હી અને આગ્રા જીત્યાં. હેમુએ તેને હરાવ્યો. આ અરસામાં માળવા, પંજાબ અને બંગાળામાં બળવા થયા. હેમુની ગેરહાજરી અને રાજ્યની અવ્યવસ્થાના સમાચાર સાંભળી હુમાયુન કાબુલથી ૧૫૦૦૦ માણસોના લશ્કર સાથે પંજાબ પર ચઢી આવ્યો.

૪. **હુમાયુનનું આગમન**—હુમાયુન યોગ્ય તૈયારી કરી ઇ. સ. ૧૫૫૩ ના નવેમ્બરમાં ઉપડયો. અકબર અને બેરામ પેશાવર મુકામે આવી મળ્યા. તેઓ વગર હરકતે લાહોરમાં પેઠા. આ વખતે સિકંદર સૂરે દિલ્હીનો કબજો લીધો હતો તે મોટું તોપખાનું અને ૮૦,૦૦૦ સવારો લઈ સામે થયો. શાહજાદા અકબરે ઇ. સ. ૧૫૫૫ ના જુનની ૧૮ મીએ સુલતાનને નસાડયો, અને હુમાયુને દિલ્હીનું રાજ્ય સરહિંદની લડાઇની જીતથી ફરીથી મેળવ્યું.

૫. **હુમાયુનનું અવસાન**—હુમાયુન હિંદનું રાજ્ય પાછું મેળવ્યા પછી ૬ માસે એક વખત પોતાના મહેલના પુસ્તકાલયની અગાસી પરથી ઉતરતો હતો એવામાં મસિદમાં મુલ્લાંની બાંગ સાંભળી તરતજ ત્યાં નિમાજ પઢવા થોભ્યો. એવામાં આરસપહાણ પરથી તેની લાકડી લપસી જવાથી તે જમીન પર પડયો, તેથી તેને એટલી બધી ઇજા થઇ કે તે ચાર દિવસની માંદગી ભોગવી ઇ. સ. ૧૫૫૬ના જાન્યુઆરિની ૨૪ મી તારીખે સૂર્યાસ્ત સમયે ૫૧ વર્ષની વયે મરણ પામ્યો.

૬. **હુમાયુનના ગુણદોષ**—હુમાયુન એક બહાદુર સરદાર હતો, પણ બાબરની પેઠે સમર્થ નેતા નહોતો. તે અતિશય ભલો, તદ્દન ભોળો, અને ઉદાર હતો. તેણે પિતાની આજ્ઞા કદી ઉથાપી નહોતી. તે સમય પારખનાર નહોતો, તેથી તથા મોજશોખને લીધે ઘણો હેરાન થયો. જો હદપાર મોજશોખનો ગુણ તેનામાં ન હોત તો તેના પ્રબળ શત્રુઓ ઉભા થવા ન પામત. તે વિદ્વાન અને બુદ્ધિમાન માણસોને માન તથા આશ્રય આપતો. તે ભણેલો અને કવિ હતો.

### પ્રશ્નો.

૧. શેરશાહે પોતાનું રાજ્ય કેવી રીતે મજબુત કર્યું ?
૨. શેરશાહના ગુણદોષની નોંધ કરો.
૩. હુમાયુને કેવી પરિસ્થિતિમાં પોતાનું રાજ્ય ફરીથી મેળવ્યું ?
૪. હુમાયુનના જીવન પરથી આપણે કેવો બોધ લઇ શકીએ ?

---

## પ્રકરણ ૨૪ મું.

### મહાન અકબર.

૧. **ગાદીએ બેસવું: પાણીપતનું બીજું યુદ્ધ.** ઇ. સ. ૧૫૫૬–૫૫તાના મૃત્યુસમયે અકબર ૧૩ વર્ષની વયનો હતો. તે ગાદીએ બેઠો પણ તેનો ફુઓ બેરામ તેની વતી કારભાર કરતો હતો.

અકબરની સગીર વયનો લાભ લેવા આદિલશાહનો વજીર હેમુ બંગાળાથી પઠાણ તથા રજપુતોનું વિશાળ લશ્કર લઇ ચઢી આવ્યો. તેણે દિલ્હી અને આગ્રા તાબે કર્યાં. આ વખતે મોગલ લશ્કરની સ્થિતિ ઘણી ખરાબ હતી, પણ વિશ્વાસુ સરદાર બેરામે અકબરને સાચવી સૈન્યને દઢતાથી કબજે રાખ્યું. પાણીપતના પ્રખ્યાત મેદાનમાં અકબર અને હેમુ વચ્ચે યુદ્ધ થયું, તેમાં હેમુ હાર્યો. બેરામે હેમુને મારી નાખવા સલાહ આપી પણ અકબરે તેમ કરવાની નાખુશી બતાવી તેથી બેરામે પોતે તેને મારી નાખ્યો, ઇ.સ. ૧૫૫૬.



અકબર.

૨. **સિકંદરની હાર, ઇ. સ. ૧૫૫૭**—પાણીપતની લડાઇ દરમિયાન બંગાળામાં બંડ થયું, તેમાં સૂરવંશનો છેલ્લો સુલતાન મરણ પામ્યો તેથી તે વંશનો અંત આવ્યો. હેમુના મરણ પછી અકબર ઉત્તર હિંદનો અધિપતિ થયો, અને તેને દિલ્હી તથા આગ્રા સહેલાઇથી પાછાં મળ્યાં. અફઘાનોએ સિકંદર સૂરીની સરદારી નીચે ઇ. સ. ૧૫૫૭ માં પઠાણ રાજ્ય સ્થાપવા ફરીથી પ્રયત્ન કર્યો. અકબરે તાકીદે લાહોર જઇ સિકંદરને હરાવી માનકોટના કિલ્લા તરફ હાંકી કાઢયો.

૩. **બેરામનો કારભાર**—હુમાયુન અને અકબરના જમાનામાં બેરામ વિશ્વાસુ કરતા કારવતા હતો. અકબરના રાજ્યકાળની શરૂઆતનાં ચાર વર્ષ સુધી વાસ્તવિક રાજકર્તા તેજ હતો. તેણે મોગલાઇને ભયમાંથી બચાવી હતી. તે સ્વભાવે ક્રૂર અને તામસી હતો, તેણે ખાનબાબા એટલે રાજપિતાના ખિતાબથી દઢતાથી અમલ ચલાવ્યો. તેણે ઘણા સરદારો સાથે ક્રૂરતા વાપરી તેમનાં ખૂન કરાવ્યાં. અકબરે આવા ક્રૂર સરદારથી સ્વતંત્ર થવા ઇચ્છયું. તેણે દિલ્હી જઇ પોતાની માની સલાહ પ્રમાણે ઇ. સ. ૧૫૬૦ માં રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી.

૪ **બેરામનું બંડ અને મરણ**—બેરામે સ્વસત્તાનો નાશ થએલો જોઇ પંજાબમાં જઇ બંડ કર્યું; પણ અકબરે તેને બહાદુરીથી વશ કર્યો, તેથી તે શિવાલિક પરના તરવાર ગઢમાં ભરાયો, અને પાછળથી પસ્તાઇ અકબરને પગે પડયો. અકબરે તેની લાંબી સેવાની કદર કરી માન આપી મક્કે હજ કરવા જવા માટે ધનાદિ મદદ આપી. બેરામ ગુજરાતમાં આવ્યો. ત્યાં તેના કોઇ દુશ્મને તેને પાટણ આગળ મારી નાંખ્યો, બેરામના મરણથી અકબર ઘણો દુઃખી થયો, તેણે હવે ૧૮ વર્ષની વયે કુલ સત્તા સંભાળી લીધી, અને તેને બેરામના ક્રૂર બંધનમાંથી મુક્તિ મળી.



અકબરનાવખતનું
મોગલ રાજ્ય.
ઈ.સ. ૧૬૦૦.
કાબુલ
લાહોર
દિલ્હી
રજપુતાના
આગ્રા
મોગલ રાજ્ય
જોધપુર
માળવા
અલ્લાહાબાદ
બનારસ
બંગાળા
ગુજરાત
વરાડ
અરબી
સમુદ્ર
બંગાળાનો
ઉપસાગર
મૈસુર
હિંદી
મહાસાગર

**૫. રાજ્યની પરિસ્થિતિ**—અકબરે કાબુલ, પંજાબ, અને દિલ્હીનું રાજ્ય મેળવ્યું, પણ તેમાં સંપૂર્ણ શાંતિ સ્થપાઇ નહોતી. લશ્કર પહેલાંના જેવું શક્તિમાન રહ્યું નહોતું. કાબુલ તથા હિંદના અફઘાનો મોગલો પ્રત્યે ધિક્કારની નજરે જોતા હતા. હજી પૂર્વમાં જબરાં પઠાણ રાજ્યો હતાં, હિંદના રાજા–રજવાડાઓની અકબરને ઘણી બીક રહેતી હતી. કાબુલમાં કામરાનનો પુત્ર મીરઝા હકીમ રાજ્ય કરતો હતો તેનો વિચાર પણ હિંદ જીતવાનો હતો. અકબર વયમાં નાનો, અને નિરાધાર છતાં બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ અને બહાદુરીથી આવનાર ભયની સામે થવા તૈયાર થયો.

**૬. રાજ્યો જીત્યાં**—(૧) બંગાળા.–અકબરે પઠાણોને હરાવી બંગાળા તરફ હાંકી કાઢયા હતા. પણ હજી તેઓ બખેડા કરતા હતા. હવે અકબરે પોતાની સરહદ પર ચાર વર્ષથી ઝઝુમતા દાઉદખાનને વશ કરવા બંગાળા પર ચઢાઇ કરી, અને ઇ. સ. ૧૫૭૫ માં આગમહાલની લડાઇમાં પઠાણસત્તાનો સંપૂર્ણ સંહાર કર્યો. બંગાળા કબજે આવ્યો અને દાઉદખાન ઓઢીયામાં નાસી ગયો. અકબરના પાછા ગયા પછી બંગાળામાં બંડ થયું તે બેસાડી દેવા માનસિંહ અને ટોડરમલ ગયા. તેઓએ બંગાળા તથા બહાર પ્રાંતનો કબજો લીધો. હવે અકબરે બાહોશ, પ્રામાણિક અને શક્તિમાન હિંદુ સરદાર ટોડરમલને બંગાળાનો સુબો નીમ્યો. તેના વખતમાં ઇ. સ. ૧૫૮૦, ૧૫૯૨, અને ૧૬૦૦ બંડ થએલાં પણ તેણે તે બેસાડી દઇ સારી રીતે કારભાર કર્યો. અકબરે ઓઢીઆના અફઘાન આગેવાનોને જાગીર આપી શાંત કર્યા, તેથી ઓઢીઆ પણ મોગલ રાજ્યમાં જોડાયો હતો.

(૨) **પંજાબ**—મોગલ સરદારો બંગાળામાં રોકાએલા હતા. તેનો લાભ લઇ અકબરનો ભાઇ હકીમ મિર્ઝા પંજાબ પર ચઢી આવ્યો. તેણે પંજાબ જીતી મોગલ સુબાને ઇ. સ. ૧૫૮૧માં હાંકી કાઢયો. અકબરે જાતે જઇ તેને હરાવી નસાડયો તથા કાબુલ પણ જીતી લીધું.

**આ વખતે અકબરે અટકનો કિલ્લો ચણાવ્યો, તથા** ભગવાનદાસને **પંજાબનો સુબો નીમી** પોતાની કચેરી ૧૫ વર્ષ સુધી લાહોરમાં રાખી.

(૩) **કાશ્મીર**—અકબરે ભગવાનદાસને કાશ્મીર મોકલી તેના રાજા પાસે મોગલ સત્તા સ્વીકારી. ઇ. સ. ૧૫૮૫. બીજે કાશ્મીરમાં અવ્યવસ્થા થઇ તેથી ફરીથી લશ્કર મોકલી તે જીતી ખાલસા કર્યું. રાજાને બહાર પ્રાંતમાં જાગીર આપી દિલ્હીમાં રાખ્યો. કાશ્મીરમાં સંપૂર્ણ મોગલ સત્તા ઇ. સ. ૧૫૯૨માં સ્થપાઇ હતી.

(૪) **સિંધ અને કંદહાર**—સિંધમાં મુસલમાન કોમનો જામ રાજા રાજ્ય કરતો હતો. ત્યાં યુસફજી લોકોએ બળવો કરી અવ્યવસ્થા કરી. તે પ્રસંગે ઈ. સ. ૧૫૯૨ માં સિંધ જીતી ખાલસા કર્યું. બળવાખોરોને વશ કરતાં જૈનખાં તથા હાજર જવાબી બીરબલ મરાયા, પણ ટોડરમલ તથા માનસિંહે ઇ. સ. ૧૬૦૦માં વ્યવસ્થા કરી.

મિર્ઝા હકીમના બળવા પછી અફઘાનિસ્તાન મોગલાઇમાં જોડાયો હતો. ઇ. સ. ૧૫૯૪માં ઉઝબેક અને ઇરાનીઓ વચ્ચે લડાઇ જાગી તે સમયે અકબરે કંદહારનો મુલક જીતી ખાલસા કર્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

### ઉત્તર હિંદની જીતો.

**૧. બળવાખોરોને વશ કર્યા.**—(૧) રાજ્યની સંપૂર્ણ જવાબદારી અકબરને માથે આવતાંજ પઠાણોએ આદિલશાહસૂરના પુત્ર શેરશાહ બીજાની સરદારી નીચે જોનપુર પર હુમલો કર્યો. તેને વશ કરવા અકબરે ખાનઝમાનને મોકલ્યો. તેણે અયોધ્યા તથા પ્રયાગ જીતી લઇ પોતે સ્વતંત્ર થવા બળવો કર્યો.

(૨) આજ અરસામાં પંજાબના સુબા બાઝબહાદુરે સ્વતંત્રતા જાહેર કરી. તેને વશ કરવા અકબરે આદમખાન નામના સરદારને મોકલ્યો. તેણે સુબાને વશ કરી ખાનઝમાનની પેઠે સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. અકબરે તેને વશ કરી માફી આપી તથા તેને માળવામાંથી બીજા સ્થળે બદલ્યો.

૨. રજપુતોને વશ કર્યા.—અકબરે ૨૫ વર્ષની વયે રજપુતોને તાબે કરવાનો વિચાર કર્યો. આ વખતે હિંદમાં ઓછામાં ઓછા નાના મોટા ૧૦૦ રજપુત રાજાઓ હતા, ચિતોડનો રાણો ઉદેસિંગ તે બધાનો ઉપરી હતો. અકબરને રાજ્ય વધારવા માટે મિત્રોની જરૂર જણાઇ, તેથી તેણે રજપુતોને હરાવી પોતાના પક્ષના કરવાનો પ્રયત્ન કર્યો.

પ્રથમ અકબરે અમ્બર એટલે જયપુરના રાજા બિહારીમલ્લ પર ચઢાઇ કરી. ૪ વર્ષની લડાઇ પછી રાજા હાર્યો. અકબરે તેની કુંવરી સાથે લગ્ન કરી સગાઇનો સંબંધ બાંધ્યો. તેણે બિહારીમલ્લને, તેના પુત્ર ભગવાનદાસને તથા તેના દત્તક પુત્ર માનસિંહને મોટી લશ્કરી પદવી આપી.

મેવાડનો રાણો ઉદેસિંગ તથા અકબર તેર વર્ષની સમાન વયે ગાદીએ બેઠા હતા, બંનેને અનુભવ જુદા જુદા થએલા હતા તેથી અકબર ચતુર પણ શાણો, દુરાચરણી અને આળસુ બન્યો હતો. અકબરે રાણાને વશ કરવા બે વખતે ચઢાઈ કરી પણ તેને નાસવું પડયું હતું. એવામાં રાણાની વીર રાણીનું અદેખાઇથી ખૂન થયું તેથી દેશમાં મુલકી વિગ્રહ સળગ્યો. આ અવ્યવસ્થાનો લાભ લેવા અકબર મોટા લશ્કર સાથે ચઢી આવ્યો. તેથી રાણો અરવલ્લી ડુંગરોમાં ભરાયો.

બહાદુર સરદારોએ અકબરની સામે થવા તૈયારી કરી. ઘણા માંડલિક રાજાઓ મેવાડની મદદે આવ્યા. જયમલ્લ અને પ્રત્તે નામના સરદારોએ અદ્‌ભૂત પરાક્રમ કર્યું; જયમલ્લ બેદનોરનો રાજા અને મારવાડના

સાહસિક સામંતોમાં સુપ્રસિદ્ધ હતો. આ વખતે માતૃભૂમિના પ્રેમ માટે અનેક રજપુતોએ પ્રાણાર્પણ કર્યાં. છેવટે અકબરની ગોળીથી જયમલ્લ મરાયો તેથી ઈ. સ. ૧૫૬૮ માં ચિતોડ અકબરના હાથમાં આવ્યું. આ કિલ્લો પ્રથમ અલાઉદ્દીને અને પછી ગુજરાતના બહાદુરશાહે જીત્યો હતો.

ઉદેસિંગ ચિતોડ તજી અરવલ્લી ડુંગરોમાંના ગિહલોત સ્થળે આવ્યો. ત્યાં તેણે ઉદયસાગર સરોવર ખોદાવી ગિરિશૃંગે નવચોકી મહેલ ચણાવ્યો. પાછળથી આ સ્થળે ઉદેપુર શહેર વસ્યું. ઉદેસિંગ ૪૨ વર્ષની વયે મરણ પામ્યો.

સોનાગઢા સરદારની પુત્રીના પાણિગ્રહણથી ઉદેસિંગને પ્રતાપ નામે પુત્ર થયો હતો. તે પ્રતાપે દ્રવ્યબળ તથા સાધનબળ રહીત હોવા છતાં પણ પારાવાર વિઘ્નોની અવગણના કરી મોગલોને શિક્ષા કરવા તથા ખોએલો મુલક પાછો મેળવવા યત્ન આદર્યો. મારવાડ, અંબર, બિકાનેર અને બુંદીના રાજાઓ અકબરને મળી ગયા હતા. પ્રતાપનો ભાઇ શુક્તસિંહ પણ રાજલોભથી અકબરના પક્ષમાં ભળ્યો હતો. પ્રતાપે નિરાશ ન થતાં ૨૫ વર્ષ સુધી અસહ્ય સંકટો વેઠી પ્રયત્ન જારી રાખ્યો. તે ભીષણ પ્રયત્ન તરફ જોતાં સ્વદેશ પ્રેમીઓમાં તે ઉચ્ચતમ હતો. પ્રતાપે મેવાડ પાછું ન મળે ત્યાં સુધી ડાઢી નહિ મુડાવવાની, સોનારૂપાના થાળમાં નહિ જમવાની, તથા સુંવાળી પથારી પર નહિ સુવાની પ્રતિજ્ઞા કરી પ્રયત્ન કર્યો, પણ તે પાછું મળ્યું નહિ.

અકબરને લડાઇની તયારી કરતો જોઇ મારવાડનો માલદેવ તેને શરણે ગયો. તેણે અકબરને ઇ. સ. ૧૫૬૯ માં ભેટ મોકલી. અકબરે તે ખુશીથી સ્વીકારી તેને રાવનો ઇલ્કાબ આપ્યો. રાજાએ પોતાની જોધબા નામની કુવરી અકબરને પરણાવી.

હવે બીજા રજપુત રાજાઓની મદદથી પ્રતાપે અકબર સામે

લડવા તૈયારી કરી. અકબરના પક્ષમાં ભળેલો માનસિંહ એક વખતે સોલાપુર જીતી દિલ્હી જતો હતો. તેણે ઉદયસાગર સરોવર પર પ્રતાપને મળવા પ્રયત્ન કર્યો. તેને પ્રતાપે કહેવરાવ્યું કે " જે રજપુતોએ પોતાની બેનદીકરી મોગલોને આપી તેઓએ તેમની સાથે ભોજન પણ કર્યું હશે, તેથી સૂર્યવંશી બાપ્પા રાવળનો વંશજ તેની સાથે ભોજન કરી શકશે નહિ." આ અપમાનથી ક્રોધે ભરાઇ માનસિંહે અકબરને ઉશ્કેર્યો. તેથી અકબરે યુદ્ધની તૈયારી કરી.

**હલદીઘાટનું યુદ્ધ**—યુવરાજ સલીમ મોગલદળ લઇ માનસિંહ તથા મહોબતખાનને મદદમાં રાખી યુદ્ધ કરવા આવ્યો. પ્રતાપ હલદીઘાટના મેદાનમાં ૨૨,૦૦૦ રણવીર રજપુતોને લઇ મોગલોને યોગ્ય જવાબ આપવા સજ્જ થઇ ઉભો. સંવત ૧૫૩૨ના શ્રાવણ સુદ ૬–૭ મે દારૂણ યુદ્ધ થયું. પ્રતાપે સ્વમાન અને સ્વદેશ ખાતર અદ્‌ભુત શૌર્ય દર્શાવ્યું. સલીમનો હાથી નાઠો તે સમયે તુમુલ ગર્જના થઇ. પ્રતાપને ઘવાએલો જોઇ ઝાલા રાજા માનાએ રાજછત્ર પોતાને માથે ધરી સ્વામીભક્તિ માટે પ્રાણાર્પણ કર્યું! ૧૪૦૦૦ રજપુતોએ લોહી વહેવડાવી હલદીઘાટના મેદાનને પાવન કર્યું !



પ્રતાપસિંહ.

પ્રતાપ ચેતક પર સવાર થઇ નિબિડ પર્વત તરફ ચાલ્યો, શુક્તસિંહે સંકટ સમયે તેને પોતાનો ઘોડો ભેટ કર્યો. પાછળથી પ્રતાપે કેટલાક કિલ્લા જીતી ઉદેપુરમાં રાજ્ય કર્યું. તે ઇ. સ. ૧૫૯૭માં મરણ પામ્યો. અનેક સંકટો પડ્યા છતાં તેણે પોતાની ટેક સાચવી મોગલોને પોતાની બેનદીકરી પરણાવી નહિ.

**૩. ગુજરાત જીત્યું**—અકબરે રાજપૂતોને વશ કરી તેમની સાથે મૈત્રીનો સંબંધ બાંધી ઉત્તરનાં પઠાણ રાજ્યોને વશ કરવા વિચાર કર્યો. આ અરસામાં મુજફ્ફરશાહ ત્રીજો ગુજરાતમાં રાજ્ય કરતો હતો. તેની નબળાઇનો લાભ લઈ સરદારોએ તેને ગાદી પરથી ઉઠાડી મૂક્યો; તેથી તેણે રાજ્ય પાછું મેળવવા અકબરની મદદ માગી. અકબરે તે માગણી સ્વીકારી ઇ. સ. ૧૫૭૨ ના જુલાઇમાં ગુજરાત તરફ કુચ કરી, અને ઇ. સ. ૧૫૭૩ માં જીતી લીધું. પાદશાહે મુજફ્ફરશાહને જાગીર આપી ગુજરાતમાં મોગલ સુબો નીમ્યો. અકબરના ગયા પછી ગુજરાતમાં વારંવાર બળવા થયા. આખરે ટોડરમલે ગુજરાતમાં આવી શાંતિ કરી. તથા ઇ. સ. ૧૫૯૩ માં મુજફ્ફરશાહ મરણ પામ્યો તેથી અકબર ગુજરાતનો પાદશાહ થયો, અને સ્વતંત્ર સુલતાનોનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૨૬ મું.

## મહાન અકબર ચાલુ.

## દખ્ખણના વિજય ઇ. સ. ૧૫૯૨–૧૬૦૫.

**૧. વિજયનગરનો અંત**—દખ્ખણના ઇતિહાસમાં વિજયનગરનું હિંદુ રાજ્ય પ્રસિદ્ધ હતું. તેના છેલ્લા રાજ્યકર્તા રામરાજાને દખ્ખણનાં મુસલમાની રાજ્યોએ સંયુક્ત થઈ ઇ. સ. ૧૫૬૫ માં તાલીકોટ આગળ હરાવી વિજયનગરનો અંત આણ્યો.

વિજયનગરના નાશ પછી દખ્ખણનાં ઇસ્લામી રાજ્યો કુસંપથી એક બીજા સાથે લડવા લાગ્યાં. તેથી અહમદનગરનું રાજ્ય ચઢતીમાં

આવ્યું. અકબરે શાહજાદા મુરાદને દખ્ખણ જીતવા મોકલ્યો ત્યારે બીજાપુરમાં એક સાધ્વી વીરરમણી કારભાર કરતી હતી. તે અહમદનગરની શાહજાદી તથા બીજાપુરના સુલતાનની બેગમ હતી. પતિના મૃત્યુ પછી તે કારભાર કરતી હતી.

૨. **અહમદનગરમાં મુલકી વિગ્રહ**—અહમદનગરનો સુલતાન મરણ પામ્યો ત્યારે ચાર ઉમેદવારોએ ગાદી માટે પ્રયત્ન કર્યો. તેઓમાં ચાંદબીબીનો બહાદુરશાહ નામે ભત્રીજો હકદાર વારસ હતો. જ્યારે ચાંદબીબીએ જોયું કે દેશ માંહોમાંહેના કજીઆથી પાયમાલ થાય છે, ત્યારે તેણે અહમદનગર આવી વ્યવસ્થા કરવાનો નિશ્ચય કર્યો. તે અહમદનગર આવી એટલે પ્રધાને અકબરના શાહજાદા મુરાદની મદદ માગી. માગણી સ્વીકારી મુરાદ દખ્ખણમાં ચાલ્યો: ચાંદબીબીએ અહમદનગરનો કબજો લઇ મુરાદને અટકાવવા તૈયારી કરી; કારણકે તે જાણતી હતી કે જો મોગલોને પગભર જમીન મળે તો તેઓ ઉત્તરની પેઠે આખું દખ્ખણ જીતવાનો પ્રયત્ન કર્યા વગર રહેવાના નથી.

( ૩ ) **ચાંદબીબીએ અહમદનગર બચાવ્યું**—અહમદનગરનું સંયુક્ત સૈન્ય ઘણું થોડું હતું. વળી તેમનો યોગ્ય દોરનાર નહોતો; તેથી ચાંદબીબીએ સેનાપતિપદ લઈ કિલ્લો સમરાવી ખોરાક તથા દારૂગોળાનો સંગ્રહ કર્યો. તેણે પોતાના સૈનિકોને ઉત્તેજિત કર્યા. શાહજાદા મુરાદે આવી કોટ નીચે ભોયરાં ખોદી કોટ તોડવા યત્ન કીધો પણ ચાંદબીબીની હોશિયારીથી તે ફાવી શક્યો નહિ. છેવટે મોગલ લશ્કરે કોટ તોડી કિલ્લામાં પેસવા પ્રયાસ કર્યો. તે જોઇ સૈન્ય હિંમત હારી નાશવા મંડયું; પણ ચાંદબીબીએ બખ્તર પહેરી હાથમાં નાગી તરવાર લઈ માંહે પેસતા મોગલોને બહાદુરીથી સંહારવા માંડયા. અહમદનગરનું લશ્કર પોતાની નાયિકાને વીરત્વથી લડતી જોઈ શરમાઇને મોગલો પર બહાદુરીથી તૂટી પડયું. સવારથી સાંજ

સુધી વિગ્રહ ચાલ્યો પણ મોગલો જીતી શક્યા નહિ. ચાંદબીબીએ કોટમાં પડેલું બાકોરૂં પોતાનાં માણુસો પાસે પુરાવી નંખાવ્યું. આ વીરરમણી વિષે એવી વાત ચાલે છે કે જ્યારે વિગ્રહમાં દારૂગોળો ખૂટયો ત્યારે તેણે તાંબુ, રૂપું અને છેવટે બધું ખૂટી પડવાથી પોતાનાં ઘરેણાં તોપોમાં ભરી ગોળા છોડવાનો હુકમ પોતાના સૈનિકોને આપ્યો હતો. જો કે મોગલો હાર્યા તોપણ તેમણે દૂત મોકલી ચાંદબીબીનાં ઘણાં વખાણ કર્યાં અને તેને 'સુલ્તાના' નો ઇલ્કાબ આપ્યો. હવે મુરાદે અહમદનગર ખાલી કર્યું. સુલતાનાએ અહમદનગર થોડી મુદત સુધી સાચવી રાખ્યું. છેવટે અહમદનગરનું રાજ્ય મુલકી વિગ્રહથી છેકજ પાયમાલ થઇ ગયું.

૪. **સુલતાનાનું મરણ**—કેટલાક વિરોધી સરદારોએ વાત ચલાવી કે ચાંદબીબી શહેર શત્રુઓને સ્વાધીન કરવા ઇચ્છે છે. આ અસત્ય વાતથી ઉશ્કેરાઇ કેટલાક દુષ્ટ લોકોએ ચાંદબીબીના મહેલમાં પેસી તેને અતિ ક્રૂરપણે મારી નાખી. તેઓએ તેના સાધુત્વ, શૌર્ય તથા નિર–સ્વાર્થને બિલકુલ લક્ષમાં આણ્યાંજ નહિ.

૫. **અહમદનગર પડયું**—મુલકી વિગ્રહથી થએલી પાયમાલી તથા સુલતાનાના મરણનો લાભ લઈ શાહજાદા દાનીએલે અહમદનગર જીતી લીધું. દખ્ખણમાં મોગલોનો આ પ્રથમ પેગપેસારો થયો. હવે તેમની વિજયી લડત ચાલુજ રહી. ૨૦ વર્ષમાં અહમદનગરનું સ્વાતંત્ર્ય સંપૂર્ણ રીતે નષ્ટ થયું, અને વરાડ સહિત તે મોગલ રાજ્યમાં જોડાયું.

૬. **અકબર "દખ્ખણનો પ્રથમ મોગલ પાદશાહ"**—દખ્ખણના પાદશાહનું પ્રથમ માન અકબરને મળ્યું છે. ઉત્તર હિંદ સાચવીને બેસવું એજ મોગલો માટે સારૂં હતું. દખ્ખણ જીતવામાં તેમની મોટી ભૂલ હતી. એ ભૂલથી મોગલાઇને કેવી રીતે ધ્ટકો લાગ્યો અને તે હાલી ઉઠી તે આપણે હવે પછી જોઇશું.

૭. **ખાનદેશ**—તે નિઝામશાહી વંશનો રાજા અકબરની સત્તા ઇચ્છતો નહોતો. પાદશાહે ખાનદેશનું નાનું રાજ્ય જીતી ખાલસા કર્યું; તથા ખાનદેશ, વરાડ અને અહમદનગરના પ્રદેશ પર પોતાના પુત્ર દાનીએલને સુબો નીમ્યો. આ વખત દખ્ખણના દરવાજારૂપ આશીરગઢ કિલ્લો પણ જીત્યો હતો. એવામાં સલીમના બંડના સમાચાર સાંભળી અકબર ઉતાવળથી દિલ્હી તરફ ચાલ્યો.

૮. **સલીમનું બંડ. ઇ. સ. ૧૬૦૫.**—શક્તિમાન સલીમ અજમેરનો સુબો હતો. જ્યારે અકબર દખ્ખણના વિગ્રહમાં રોકાયો ત્યારે અબ્દુલ કાદર બદાવીનના સમજાવવાથી તે પિતાની વિરૂદ્ધ થયો. પિતા પર ધાર્મિક તહોમતો મૂકી ઘણાને પક્ષમાં લીધા, તથા પાદશાહ ઇલ્કાબ ધરાવી બહાર, અલાહાબાદ, અને અયોધ્યા કબજે કર્યાં. અકબરે તેને માયાભર્યો પત્ર લખી સમજાવ્યો તેથી તેણે માફી માગી. અકબરે તેને માફી આપી બંગાળા તથા ઓઢીઆનો સુબો નીમ્યો.

હવે સલીમ ભારે માંદગીમાં સપડાયો. બીજો પુત્ર દાનીએલ ઇ. સ. ૧૬૦૪ માં મરણ પામ્યો હતો, અને મુરાદ પણ દારૂના વ્યસનથી મૃત્યુને શરણ થયો હતો. હવે અકબર માંદગીના પંજામાં સપડાયો. સલીમ એકલોજ ગાદીનો વારસ હતો, પરંતુ અનાજ્ઞાંકિતપણાથી તે આબાદ બચ્યો નહોતો. તેનો જ્યેષ્ઠ પુત્ર ખુશરૂ માનસિંહની બેનનો પુત્ર તથા ખાનીઆઝમ સરદારનો જમાઇ થતો હતો. સરદારોનો વિચાર તેને ગાદીએ બેસાડવાનો હતો. છેવટે અકબરે સલીમને બોલાવી સરદારો સમક્ષ તેને ગાદી સોંપી, તેમજ યોગ્ય રીતે કારભાર ચલાવવા છેવટની શિખામણ પણ આપી.

૯. **અકબરનું અવસાન**—સલાહકારો, સરદારો, મિત્રો, અને પુત્રોનાં અતિ શોકજનક મરણોથી થએલી ગંભીર અસરે અકબરનું

આરોગ્ય ચિંતારૂપી કીડાથી ખવાઇ ગયું. તેથી તે ઇ. સ. ૧૬૦૫ના ઓક્ટોબરની ૧૩ મી તારીખે આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયો. રાજ્ય કરતાં તેને ૪૯ વર્ષ થયાં હતાં, અને મરણ સમયે તેનું વય ૬૩ વર્ષનું હતું.

---

## પ્રકરણ ૨૭ મું.

### મહાન અકબર ચાલુ.

### આચરણ અને રાજ્યકારભાર.

૧. **હિંદુઓ પ્રત્યેની વર્તણુક**—અકબરની પહેલાંના કોઇ પણ પાદશાહે હિંદુ પ્રજાના હિતની બાબત વિચારી નહોતી. ધર્મનો ભેદ રાખ્યા વિના હિંદુમુસલમાનને સરખા હક આપની નીતિ અમલમાં લાવનારાઓમાં અકબર પહેલોજ હતો. તેણે હિંદુઓ સાથે સગાઇનો સંબંધ બાંધી તેમને સુબાઓ નીમ્યા અને ઉંચી પદવીઓ આપી. અકબરે હિંદુઓ પાસેથી યાત્રાવેરો લેવાતો તે માફ કર્યો. વળી તેણે બાળલગ્નની બંધી કરી વિધવાઓને સતી થતી અટકાવવા અતિ યત્ન કર્યો. તેણે ગૌવધ બંધ કરી હિંદુ વિધવાવિવાહની હિમાયત કરી હતી. હિંદુ પ્રજાની લાગણી દુખાય એવાં કૃત્ય તે કરતો નહિ.

૨. **સંસ્કૃતનું ખેડાણ**—અકબરે એક બાજુએ મુસલમાનોને ફારસીનું જ્ઞાન મેળવવા સૂચના કરી હતી, અને બીજી બાજુએ સંસ્કૃત ભાષાને અતિશય ઉત્તેજન આપવા માંડ્યું હતું. તેના રાજ્યકાળમાં રામાયણ, મહાભારત, અને કથાસરિત્સાગર વગેરે સંસ્કૃત ગદ્યપદ્યનાં ફારસીમાં ભાષાંતર થયાં હતાં. વળી અકબર ઉર્દુ તથા હિંદી કવિઓને પણ સારૂં ઉત્તેજન આપતો હતો.

**૩. ધાર્મિક હીલચાલઃ ઇલાહી ધર્મ**—હિંદુ રાણીઓને રાજી રાખવા અકબરે આ રસ્તો લીધો હતો. તે ચુસ્ત મુસલમાન નહોતો તોપણ ધાર્મિક પ્રશ્નોની ચર્ચામાં સારો રસ લેતો હતો. તે સત્યનો શોધક હતો. બધા ધર્મપંથથી ઇશ્વરની પ્રાપ્તિ થાય છે એમ તેનું માનવું હતું. તેણે હિંદુ, બૌદ્ધ, જૈન, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી ધર્મગુરુને બોલાવી ધર્મસંવાદ કરાવ્યા હતા.

આખરે અકબરે ધર્મની આબાદી વગર રાજ્યની આબાદી થશે નહિ એમ વિચારી એક નવો પંથ શરૂ કર્યો. તેનો મુખ્ય સિદ્ધાંત એ હતો કે મનુષ્યમાત્ર ઇશ્વરનાં ઉત્પન્ન કરેલાં છે. સર્વ ઇશ્વરનુંજ ભજન કરનારાં છે. માત્ર ભજનની રીતો જુદી જુદી છે, માટે કોઇએ કોઇને ઉંચનીચ ન ગણતાં પરસ્પર ભાઇ તરીકે વર્તીને એક બીજાને સહાય કરવી, તથા એક સાથે બેસીને ઇશ્વરભકિત કરવી. આ પંથ "તૌહિદ–ઇ–ઇલાહી એટલે ઇશ્વરની એકતા નામે ઓળખાયો. અબુલફઝલ અને ફૈઝી જેવા મોટા માણસોએ પાદશાહના માનની ખાતર એ પંથ સ્વીકાર્યો, પણ અકબરના મરણ સાથે તેનો પંથ પણ નાશ પામ્યો. અકબર છેવટના જમાનામાં કાંઇક અવિચારી બન્યો હતો. તે પોતાને મનુષ્યજાત કરતાં કાંઇક શ્રેષ્ઠ અને ઇશ્વરી અંશ તરીકે માનતો હતો. તેથી ઇસ્લામી પ્રજાએ તેને ઝાઝો ચાહ્યો નહોતો.

**૪. અકબરના મુખ્ય સરદારો–(૧) અબુલફજલ**—અકબરના રાજ્યકાળના ૧૨ મા વર્ષમાં મોગલાઇ નોકરીમાં જોડાયો હતો. તે સદાચરણી અને વિદ્વાન હતો. રાજ્યકારભાર ચલાવવાની શકિતને લીધે તે ક્રમે ક્રમે અકબરનો મુખ્ય પ્રધાન અને સલાહકાર બન્યો હતો. તે વિશ્વાસુ સરદાર હતો. તેણે અકબરનામા એટલે અકબરનો ઇતિહાસ લખ્યો છે. તેના એક ભાગને આઇન–ઇ–અકબરી કહે છે. તેમાં અકબરના કાયદાકાનુન અને સુધારાની યોજના સમાએલી છે. તેને ધાર્મિક પુસ્તકો અને હિંદુ તત્ત્વજ્ઞાન વાંચવાનો

શોખ હતો. પાદશાહે તેની સલાહથી ઇલ્લાહી પંથ શરૂ કર્યો હતો, તેથી ઇસ્લામી રૈયત તેની વિરૂદ્ધ થઇ હતી. અકબર તેના પર અધિક વહાલ રાખતો તથા તેની સલાહ પ્રમાણે ચાલતો તેથી સલીમે ગુસ્સે થઇ તેને બુંદેલખંડના સરદાર નરસિંહદેવ પાસે ઇ. સ. ૧૬૦૩ માં મારી નંખાવ્યો. આથી અકબર બહુ ખિન્ન થયો.

( ૨ ) ફૈઝી—તે અબુલ ફઝલનો નાનો ભાઇ હતો, અને ભાઇની માર્ફતે અકબરના રાજ્યકાળના ૧૮ મા વર્ષમાં પાદશાહી દરબારમાં દાખલ થયો હતો. ફારસી કવિઓમાં આજે પણ તેનું નામ મશહુર છે. તે સંસ્કૃતનો ખંતીલો અભ્યાસક હતો. તેણે અકબરનામા લખવામાં પોતાના ભાઇને મદદ કરી હતી. તે પણ ધર્મનો શોખીન હતો.

(૩) બીરબલ—કાલ્પીનો બ્રાહ્મણ તથા ઘણોજ હાજરજવાબી અને હોશિયાર સરદાર હતો. તે બુદ્ધિવર્ધક અને શિક્ષાદાયી કથાઓ કહેવામાં ચાલાક હતો, તેને અકબરના દરબારમાં ઘણુંજ માન હતું. ત સુલેમાન પર્વતમાં વસતી યુસફ્જી જાતને વશ કરવા ગયો હતો, ત્યાં ઇ. સ. ૧૫૮૬ માં માર્યો ગયો.

(૪) રાજા ટોડરમલ—પંજાબનો કાયસ્થ હોઇ હિસાબી કામમાં ઘણો પ્રવીણ હતો. તે શેરશાહ સૂરીના વખતથી મહેસુલની વ્યવસ્થામાં પંકાતો હતો. તેણે અકબરના દરબારમાં દાખલ થઇ ઉત્તર હિંદનાં પઠાણ રાજ્યો જીતવામાં ઘણી બહાદુરી દર્શાવી હતી; તથા મહેસુલની વ્યવસ્થામાં પ્રશંસાપાત્ર નોકરી હતી.

(૫) તાનસેન—અકબરે પોતાના રાજ્યના ૭ મા વર્ષમાં રેવાના (ભાથ) રાજા પાસે તેના તાનસેન નામના કવિ અને ગવૈયાને પોતાના દરબારમાં મોકલવાની માગણી કરી હતી. અબુલફઝલ કહે છે કે તેના જેવો ગવૈયો ૧૦૦૦ વર્ષ સુધી જોવામાં આવ્યો નહોતો.

આ ઉપરાંત માનસિંહ, ભગવાનદાસ, ખાનખાનાન, આજીજ કોકા અને કવિ ગંગ વગેરે અકબરના સ્નેહીઓ હતા.

૫. **મહેસુલની વ્યવસ્થા**—અકબરે ટોડરમલની મદદથી પ્રાચીન મનુસ્મૃતિને આધારે મહેસુલની વ્યવસ્થા કરી હતી. શેરશાહે આ પદ્ધતિ દાખલ કરી હતી. તે ઉપજનો ચોથો ભાગ લેતો હતો ત્યારે અકબરે ત્રીજો ભાગ લેવાનો ઠરાવ કર્યો હતો. હિંદની મહેસુલની વ્યવસ્થા આ જમાનાથીજ વ્યવસ્થિત સ્થિતિ આવી હતી. અકબરે સામ્રાજ્યના દરેક ભાગમાં ટોડરમલને મોકલી ખેડાણ જમીનના ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ એવા પાક પ્રમાણે ત્રણ વર્ગ ઠરાવ્યા હતા. દરેક વિઘે પાકતા પાકની સરાસરી કાઢી તેનો ત્રીજો ભાગ સરકારે લેવો એમ ઠરાવ્યું. આ પ્રમાણે દરેક વર્ષે જમીનની પરીક્ષા અને મહેસુલનો ભાગ નક્કી થતાં હતાં. પણ પાછળથી આ વ્યવસ્થા તસ્દી ભરેલી અને ખર્ચાળ જણાવાથી તપાસ કરવાની મુદ્દત દસ દસ વર્ષની ઠરાવી અને અનાજને બદલે નાણાં લેવા ઠરાવ્યું. ઉપજનો કુલ અડસટ્ટો ૪૨ કરોડ રૂપીઆનો ગણવામાં આવ્યો હતો. એ વ્યવસ્થા એવી સારી હતી કે બ્રિટિશ સરકારે થોડા ફેરફાર સાથે તે કાયમ રાખી છે.

૬. **રાજ્યપદ્ધતિ**—અકબરે પોતાનું વિશાળ રાજ્ય વ્યવસ્થિત રાખવા ૧૫ પ્રાંતોમાં વહેંચ્યું હતું, અને તે-પર સુબાઓ નીમ્યા હતા. તે પંદર પ્રાંતો પૈકી ૧૨ હિંદુસ્તાનના અને ૩ દખ્ખણના હતા. આ પ્રાંતો કાબુલ, લાહોર, મુલતાન, દિલ્હી, આગ્રા, અલાહાબાદ, અયોધ્યા, બહાર, બંગાળા, ઓઢીઆ, અજમેર, ગુજરાત; તથા વરાડ, ખાનદેશ અને અહમદનગર હતા. દરેક સુબાને મુલકી અને લશ્કરી સંપૂર્ણ હક આપવામાં આવ્યા હતા; પરંતુ તે મુખ્ય સરકારને જવાબદાર હતો. દરેક સુબાને મદદ કરવા એક દિવાન કે મહેસુલ ઉઘરાવનાર નીમાતો. લશ્કરી ખાતામાં મદદ કરવા ફોજદાર નીમાતા.

ન્યાયખાતાનો મુખ્ય ન્યાયાધીશ મીર ઈ. અદલ કહેવાતો. તેને મદદ કરવા હિંદુ તથા મુસલમાન ધારાશાસ્ત્રીઓ રાખવામાં આવતા. શહેરમાં પોલીસની વ્યવસ્થા માટે કોટવાલ નીમવામાં આવતા હતા. દેશના જિલ્લાઓના જમીનદારોને તથા ગામપતિઓને આ વ્યવસ્થાથી સ્વતંત્ર રાખવામાં આવ્યા હતા, તેથી ઘણાં હિંદુ ગામો પોતાની સ્થાનિક સત્તા ભોગવતાં હતાં, તથા લુટારા તેમજ બીજાના ત્રાસમાંથી બચવા માટે પોતાના પગ પર ઉભાં રહી શક્તાં હતાં.

હિંદુમુસલમાન પર સમદૃષ્ટિ રાખીને અકબર આબાદ થયો. તે હારેલા શત્રુને યોગ્ય માન તથા જાગીર આપી પોતાના દરબારમાં દાખલ કરતો, અને તેને મિત્ર તથા મદદગાર બનાવતો.

૭. **લશ્કર અને યુદ્ધનીતિ**—અકબર સૈનિકોને જાગીર ન આપતાં માસિક મુકરર પગાર આપતો. અમુક મુકરર સૈન્યના સરદારને જાગીર મળતી હતી. તે ઉમરાવોને એક હજારથી પાંચ હજાર સૈનિકોની સરદારી આપતો. એથી વધુ સત્તા અસાધારણ શક્તિ ધરાવનારનેજ આપવામાં આવતી હતી. ૧૨,૦૦૦ માણસોની સરદારી માત્ર રાજવંશજોનેજ અપાતી. ઘોડેસવાર લશ્કરનો ઉપરી **મનસબદાર** કહેવાતો. તેમની સંખ્યા ૪૧૫ ની હતી. તેમાં અકબરે વશ કરેલા રજપુત તથા મુસલમાન સરદારોનો સમાવેશ થતો હતો. અકબરનું સૈન્ય અનહદ વિશાળ નહોતું.

શત્રુનું બળ મોટું હોય ત્યારે અકબર જાતે સેનાપતિ તરીકે જતો. તે બંડને બેસાડી દેવામાં અતિ ત્વરિત ગતિ રાખતો, અને શત્રુઓના ગભરાટનો લાભ લઇ તેમને વશ કરતો. તે કિલ્લો તોડવાની સુરંગો ફોડવામાં સારી કુશળતા ધરાવતો, છતાં તે લડાઇનો શોખીન નહોતો. જીતાએલા સરદારોને પ્રાંતોની જુમ્મેદારી પર નીમી તે મેળવી લેતો. આ પ્રકારની ઉત્તમ યુદ્ધનીતિથી અકબર પઠાણ રાજ્યો તોડી રજપુતોને વશ કરી મોટું અને વ્યવસ્થિત સામ્રાજ્ય સ્થાપી શક્યો.

૮. **જીવનરીતિ અને ગુણદોષ**—જલાલુદ્દીન મહંમદ અકબર ઈંગ્લંડની રાણી ઇલિઝાબેથનો સમકાલીન હતો. તે કવાયત કરનાર, શિકારનો શોખીન, અને દરરોજની ફરજ બજાવનાર હતો. તે ફારસી તથા સંસ્કૃત સાહિત્યમાં સારો રસ લેતો હતો, તેમજ રાજકાર્યોમાં પણ મુખ્ય ભાગ ભજવતો હતો. તે પ્રત્યેક પ્રભાતે પ્રજાની અરજીઓ સાંભળી તેમને ન્યાય આપતો હતો. તે લશ્કર અને કચેરી સાથે થંડી ઋતુમાં રાજ્યમાં મુસાફરીમાં નીકળતો; તેથી જેમ રાજધાનીની રૈયતને ન્યાય મળતો તેમ દૂરની રૈયતને પણ ફરીઆદનો પ્રસંગ તથા ન્યાય મળતો હતો. ઉપરાંત પ્રાંતિક સરકારને યોગ્ય સૂચનાઓ પણકરી શકાતી.

અકબર શરીરે દેખાવડો, મધ્યમ કદનો, શક્તિમાન, અને વજ્રદેહી હતો. તેનું કપાળ ભવ્યું હતું. તેની રીતભાત તથા વાણી દરબારી હતી. તે શારીરિક અને માનસિક શક્તિઓવડે ક્રૂરતાહીન અને બહાદુર હતો. તે સંકટ સમયે ધીર, મહાન રાજનીતિજ્ઞ, સમર્થ સરદાર, મહાનુભાવ, દૂરદર્શી તથા દયાળુ હોઇ પ્રજાનો હિતુચ્છુ હતો. તેના ડહાપણથી હિંદુઓને શાંતિ થઇ હતી. આમ છતાંએ માનસિંહને મારી નાંખવા તેણે કરેલા પ્રયત્નથી તેમજ તેના અમર્યાદિત સ્ત્રીસંબંધથી તેની ઝગ-કતી કીર્તિ પર કલંકરૂપ ગાઢી કાળાશ ફરી વળી છે.

**પ્રશ્નો.**

૧. પાણીપતની બીજી લડાઇ તથા તેના પરિણામનું વર્ણન કરો.
૨. અકબરે ઉત્તરમાં કયાં કયાં રાજ્યો જીત્યાં હતાં?
૩. અકબરે લોકહિતાર્થે કયાં મહાન કાર્યો કર્યાં હતાં?
૪. અકબરના જમાનાની મહેસુલની વ્યવસ્થાનું વર્ણન કરો.
૫. હિંદના નકશો દોરી તેમાં અકબરના વખતનું હિંદ બતાવો.
૬. અકબરની રાજ્યપદ્ધતિનું વર્ણન કરી તેને બ્રિટિશ રાજ્યપદ્ધતિ સાથે સરખાવો.
૭. પ્રતાપ અને અકબરનાં વૃત્તાંત પરથી આપણે કયો બોધ ગ્રહણ કરી શકીએ?

# પ્રકરણ ૨૮ મું.

## જહાંગીર, ઈ. સ. ૧૬૦૫-૧૬૨૭.

૧. **જન્મ અને પ્રાથમિક જીવન**—સલીમ ઇ. સ. ૧૫૬૯ માં ફતેહપુર સીક્રીના કિલ્લામાં જન્મ્યો હતો. તે શેખ સલીમ નામે ફકીરના આશીર્વાદથી જન્મ્યો, માટે, સલીમ નામે ઓળખાયો. તે અંબરના રાણા ભગવાનદાસની કુંવરી જોડે પરણ્યો હતો. તે નાનપણથી દારૂનો વ્યસની હતો. પિતા સામે બંડ કર્યા પછી તેણે બંગાળા અને ઓઢીઆના સુબાગીરી ભોગવી હતી.

૨. **નુરજહાનનુ પ્રાથમિક જીવન**—આયાઝબેગ નામના એક ઇરાની સરદારે સગાંસંબંધીઓની ઇચ્છા વિરૂદ્ધ અમીના નામની એક હલકા કુળની પણ સદ્ગુણી સ્ત્રી સાથે લગ્ન કર્યું, તેથી તેને સ્વદેશ તજવાની જરૂર પડી. કંદહારના રણમાં મુસાફરી કરતાં નુરજહાનનો જન્મ થયો, પણ અમાનાનું મરણ થયું. એટલામાં આયાઝબેગને હિંદ જતો એક વેપારીનો સંગ મળ્યો, તેની મદદથી બચાવ પામી તે દિલ્લી આવ્યો, તથા પોતાના જુના મિત્રની મદદથી અકબરના દરબારમાં દાખલ થઇ પોતાની સ્વાભાવિક હોશિયારીથી મોટો સરદાર બન્યો. તેણે પોતાની પુત્રીને મહેર-ઉન-નિસા એટલે સુંદરીઓનો ચંદ્રમા અને પાછળથી નુરમહાલ એટલે મહેલનું તેજ એવાં નામો આપ્યાં હતાં. આયાઝબેગે પુત્રીનો વિવાહ શેરઅફઘાન નામના એક ઇરાની સરદાર સાથે કર્યો હતો. સલીમે તેની માગણી કરી, પણ આયાઝબેગે પુત્રીને શેરઅફઘાન સાથે પરણાવી બંગાળામાં મોકલી દીધી.

૩. **ગાદીએ બેસવું: ખુશરૂનું બંડ**—સલીમ જહાંગીર એટલે દુનિયા જીતનાર નામ ધારણ કરી ૩૭ વર્ષની ઉમરે ઇ. સ. ૧૬૦૫ ના ઓકટોબરની ૧૪ મી તારીખે ગાદીએ બેઠો. તે પછી છ માસ સુધી રાજ્યમાં શાંતિ હતી, અને કોઇ પણ જાતની અશાંતિ

જણાતી નહોતી. હવે જહાંગીરનો જ્યેષ્ઠ પુત્ર ખુશરૂ કે જેણે રાજ્ય મેળવવા પ્રયત્ન કરેલો તે બીકથી નાસી લાહોર ગયો. ત્યાં તેણે લશ્કર જમાવી લાહોર જીત્યું અને પોતાના નામની દુવાઇ ફેરવી. એ સમાચાર સાંભળી જહાંગીરે લાહોર જઇ ખુશરૂને હરાવી કેદ પકડયો. જહાંગીરે ખુશરૂના ૭૦૦ બળવાખોરા સાથીઓને ક્રૂર રીતે મારી નંખાવ્યા. હવે ખુશરૂ અંધ બની પોતાના ભાઈ ખુરમના કબજામાં કેદી થયો. તેણે તેને ઇ. સ. ૧૬૨૨ માં મારી નાખ્યો. તેને અલાહાબાદના એક સુંદર ઉદ્યાનમાં દફનાવવામાં આવ્યો છે.

૪ **નુરજહાન માટે પ્રયત્ન**—જહાંગીરે ગાદી પર દૃઢ થયા પછી નુરજહાનને મેળવવા માટે પ્રયત્ન કર્યો. શેરઅફઘાન (વાઘ મારનાર) કે જેનું મૂળ નામઃ અલીકુલીખાન હતું તે બંગાળાના બરદ્વાન પરગણામાં અમલ કરતો હતો. જહાંગીરે બંગાળાના સુબા કુતુબુદ્દીનની મારફતે તેનું ખુન કરાવ્યું. શેરઅફઘાને મરતી વખતે પ્રાર્થના કરી કે "હે પરમાત્મા, આ મારાઓને નરકે મોકલીશ નહિ." મોગલ પાદશાહે આવી રીતે એક સ્ત્રીની ખાતર એક મહાન નરવીરને ગુમાવ્યો! જહાંગીરે મહેર–ઉન–નિસાને દિલ્હી પકડી મંગાવી, પણ તે બહાદુર રાણીએ પતિશોકને લીધે લાંબા વખત સુધી પાદશાહને મુલાકાત આપી નહિ.

૫. **વિગ્રહ**—જહાંગીર જો કે અકબર કરતાં માનસિક અને નીતિવિષયક બાબતોમાં ઉતરતો હતો, પણ તે શક્તિમાન પાદશાહ હતો. તેણે પોતાના રાજ્યકાળની શરૂઆતમાંજ કાબુલની મુલાકાત લીધી હતી, પણ થોડાં વર્ષ કેડે ત્યાં બળવો થયો હતો. મધ્યહિંદના સુબાએ પણ સતાવણી કરવા માંડી હતી, પરંતુ જહાંગીરે રજપુતાના, બંગાળા, દખ્ખણ, કાબુલ, અને કાંગરા તરફ વખતસર લશ્કર મોકલી વિગ્રહ કર્યા હતા.

૬. **જહાંગીરના મુખ્ય વિચારઃ કંદહાર**—જહાંગીરે એ

કામને માટે ખાસ પ્રયત્ન કરવા ધાર્યું. એક તો બાપદાદાનાં ઓકસસ તરફનાં રાજ્યો જીતવા વિચાર કર્યો, અને બીજું બાકીનો દખ્ખણ તાબે કરવા નિશ્ચય કર્યો. તે આ બે વિચારમાંના એકમાં પણ સફળ થયો નહોતો. તેનું લશ્કર ઓકસસ સુધી પહોંચી જ શક્યું નહિ. અકબરે કંદહાર ઇ. સ. ૧૫૯૫ માં જીત્યું હતું, પણ ઇરાનીઓએ તે ઇ. સ. ૧૬૨૨ માં પાછું જીત્યું હતું. જહાંગીરે કંદહાર જીતવા લશ્કર મોકલ્યું, પણ ત્યાંએ તે પહોંચી શક્યું નહિ.

૭. **દખ્ખણ**—દખ્ખણ જીતવાના પ્રયત્નમાં જહાંગીરને ઘણું સોસવું પડ્યું. અકબરના વખતમાં મોગલોએ અહમદનગરનો ઉત્તર ભાગ જીતાયા પછી મલીકંબર નામના અહમદનગરના એક આબિસિનિઅન સરદારે કીરકી શહેર વસાવી ત્યાં રાજધાની કરી. તે શહેર પાછળથી ઔરંગાબાદ નામે ઓળખાયું. મોગલોએ તે ભાગ જીતવા ત્રણ વખતે પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. આખરે તે રાજ્ય ઇ. સ. ૧૬૧૦ માં ફરીથી સ્વતંત્ર થઇ ગયું. પાછળથી જહાંગીરે શાહજાદા ખુરમને તે જીતવા મોકલ્યો. જો કે તેણે તે ભાગ જીત્યો હતો, તો પણ મલીકંબર ઇ. સ. ૧૬૨૬ માં મરણ પામ્યો ત્યાં સુધી તે સ્વતંત્ર રહ્યો હતો.

૮. **મેવાડ સાથે વિગ્રહ**—જહાંગીરના રાજ્યકાળમા પ્રતાપી પ્રતાપસિંહનો પુત્ર અમરસિંહ મેવાડનો રાણો હતો. તેને નમાવવા જહાંગીર મેવાડ પર ચઢી આવ્યો, પણ પોતે હાર્યો. તે પછી જહાંગીરે મેવાડ પર અનેક ચઢાઇઓ કરી પણ જય મળ્યો નહિ. છેવટે પાદશાહે ફરીથી લશ્કર તૈયાર કરી ખુરમને સરદારી આપી ૧૮ મી વખતે મેવાડ પર ચઢાઇ મોકલી. આ વખતે રજપુતોએ હાર ખાધી અને મોગલો સાથે કરાર કર્યા. ખુરમે આ જીતથી બાપ્પા રાવળના વંશજોની સ્વતંત્રતાનો અંત લાવવાનું મહાન કાર્ય કર્યું હતું. તેથી જહાંગીરે તેને ૩૦,૦૦૦ સૈનિકોનો સેનાપતિ નીમી શાહઆલમ નામ આપ્યું હતું.

૯. **કાંગરાની જીત**—અકબર પંજાબમાં આવેલો કાંગરાનો કિલ્લો જીતી શક્યો નહોતો, તે **જહાંગીરે** ઇ. સ. ૧૬૨૦ માં જીતી લીધો. આ જીતથી તે બહુ ફુલાયો હતો. તેણે બીજી વખતે તેની કિલ્લેબંધી તોડી પાડી હતી.

૧૦. **પ્લેગ**—જહાંગીરના રાજ્યના દસમા વર્ષમાં પંજાબમાં ભારે પ્લેગ ફાટી નીકળ્યો. જહાંગીરે આ રોગને હિંદમાં અજાણ્યો માન્યો. પ્લેગ દિલ્હી, કાસ્મીર, અને હિંદના મોટા ભાગપર ફેલાયો હતો, તેથી અસંખ્ય માણસો મરણ પામ્યાં હતાં.

૧૧. **નુરજહાનનો કારભાર**—લગભગ ઇ સ. ૧૬૧૧ માં મહેર-ઉન-નિસા સાથે જહાંગીરનું લગ્ન થયું હતું. એ બનાવ અગત્યનો છે કારણ કે હવે પછી રાજ્યનો અધિકાર વાસ્તવિક રીતે રાણીના હાથમાં હતો. જહાંગીરે નુરજહાનને પટરાણી બનાવી હતી. તેણે ગુલાબનું અત્તર શોધી કાઢ્યું હતું. જહાંગીર વ્યસની હોવાથી તેણે રાજ્યકારભાર નુરજહાનને સોંપી દીધો. નુરજહાને ધીમે ધીમે પાદશાહ પર કાબુ મેળવ્યો. અને હવે બધા હુકમો પણ તેની સહીથી બહાર પડતા હતા. જહાંગીરના ઝનાનાનો પાશ લાગવાથી નુરજહાન ખટપટી બની હતી. તેણે પોતાની શેર અફઘાનથી થએલી પુત્રી નાના શાહજાદા સહરીઆર સાથે પરણાવી એને ગાદી અપાવવા માટે ખટપટ કરવા માંડી હતી. આ ખટપટથી ખુરમનું મન ઉઠ્યું થયું. તેણે ખુશરૂને મારી નાંખી બંડ કર્યું.

૧૨. **ખુરમનું બંડ**—નુરજહાને મહોબતખાન સરદારની મદદથી આ બંડ સમાવ્યું. તે પછી ખુરમ રઝળતો ફર્યો અને પાછળથી મહોબતખાન પણ નુરજહાનની ખટપટથી બચવા નાસી ખુરમના પક્ષમા ભળી ગયો.

૧૩. **બંગાળા**—ઉસ્માનખાન નામના એક પઠાણ સરદારે

બળવો કરી બંગાળામાં સ્વતંત્ર રીતે રાજ્ય કરવા માંડયું. તેને હરાવી મારી નાખ્યો ત્યાં ઇ. સ. ૧૬૧૨ માં શાંતિ સ્થાપી.

૧૪. **અંગ્રેજો દરબારમાં**—આપણે જહાંગીરના રાજ્યકાળ વિષે માત્ર મુસલમાન ઇતિહાસકારો પાસેથીજ નહિ, પણ પરદેશી મુસાફરોએ લખેલા હિંદના પ્રવાસનાં વર્ણનો પરથી પણ ઘણું જાણી શકીએ છીએ. આ અરસામાં કેપ્ટન હૉકિન્સ નામે એક અંગ્રેજે હિંદમાં આવી વેપારની પરવાનગી મેળવી. તેણે સુરતમાં એક વેપારી વખાર ચણાવી હતી. તેણે જહાંગીરના દરબારમાં ઇ. સ. ૧૬૦૮–૧૬૧૧ સુધી રહીને યુરોપીઅન રીતરિવાજ અને રાજ્યપદ્ધતિથી પાદશાહને વાકેફ કીધો હતો.

હૉકિન્સ પછી સર ટૉમસ રો નામે બ્રિટિશ એલચી ઇ. સ. ૧૬૧૫ માં હિંદમાં આવ્યો હતો. તેણે હિંદમાં આવી ઘણી ચાલાકીથી પોતાના દેશ તથા રાજાનું માન જાળવવા હિંમતભર્યા પ્રયત્ન કર્યા હતા. તે ઇ. સ. ૧૬૧૫ થી ૧૬૧૮ સુધી જહાંગીરના દરબારમાં રહ્યો હતો. તેણે વિચાર્યું કે ઇંગ્લંડ અને હિંદ વચ્ચે વેપારના ચોક્કસ કરાર કરવા એ કામ આવા મોગલોના જમાનામાં અશક્ય છે. તેણે નુરજહાનના ભાઇ અસફખાનને એક કીમતી જવાહીર આપી મહાપ્રયત્ને સુરતમાં વેપાર કરવાની સરકારી મંજુરી મેળવી. સર ટૉમસરોએ જહાંગીરના ખાનપાન વિષે ઘણું રમુજી વર્ણન લખ્યું છે.

૧૫. **મહોબતખાનનું બંડ**—રાજકુંવરોની ભયંકર દશા અને પાદશાહનું ઘડપણ વિચારી સમર્થ સરદાર મહોબતખાન ગાદી પચાવી પડશે એવો વહેમ નુરજહાનને આવ્યો તેથી તેણે તેનો નાશ કરવાનો વિચાર કર્યો. મહોબતખાન પંજાબનું બંડ બેસાડી દક્ષને આવતો હતો, તેને નુરજહાને રસ્તામાં પકડી લીધો, પણ તે પાછળથી નાસી છુટયો, તથા આવી ખટપટી રાણીના પ્રપંચમાંથી પોતાની જીંદગી બચાવવા દખ્ખણમાં નાસી જઇ ખુરમને મળ્યો, ખુરમ તેના આવવાથી ઘણો ખુશ થયો.

૧૬. **જહાંગીરનું મરણ**—જહાંગીર કાશ્મીરના સુંદર પ્રદેશમાં મુસાફરી કરતો હતો. ત્યાંથી પાછા ફરતાં તે ૨૨ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૬૨૭ ના ઑક્ટોબરની ૨૮ મી તારીખે દમના રોગથી લાહોરમાં મરણ પામ્યો. તેના મરણ પછી નુરજહાન લગભગ ૨૦ વર્ષ જીવી હતી. તેને સારૂં વર્ષાસન બાંધી આપ્યું હતું, તેથી તેણે રાજકાજમાં હાથ ઘાલ્યો નહોતો. તે ઇ. સ. ૧૬૪૫ માં લાહોરમાં મરણ પામી, જહાંગીરની કબર પાસે દટાઇ હતી.

૧૭. **જહાંગીરના ગુણ દોષ**—જહાંગીર "કુશળ દારૂ પીનાર" તરીકે ઓળખાએલો છે. તેણે આ બાબતમાં પોતાની યુવાવસ્થા બગાડી હતી. મોટપણે તે ક્રૂર અને ઘાતકી થયો હતો. તે બીજાને દારૂ પીવાની મના કરતો, અને તેનો ભંગ કરનારને સજા કરતો. તે ન્યાયને ચહાતો હતો. તે કહેતો કે પરમેશ્વરે મને પ્રથમ રાજકુમારોના અને પછી અમીરોની યોગ્ય તપાસ કરવા નીમ્યો છે. તેનો ન્યાય ક્રૂરતાથી ભરપુર હતો, તે કુદરત અને કળાનો શોખીન હતો. તે વ્યસની હતો, છતાં તેનું હૃદય મહાન અને ઉદાર હતું. વળી તે ગંભીર અને શાંત આનંદી હતો. તેના વખતમાં યુરોપથી પટાટા અને તમાકુ હિંદમાં દાખલ થયાં હતાં.

## પ્રશ્ન.

૧. જહાંગીર અને નુરજહાનના શરૂઆતના જીવનનું વર્ણન કરો.

૨. જહાંગીરના જમાનામાં મેવાડના રાણાઓના સ્વતંત્રતાનો અંત કેવી રીતે આવ્યો ?

૩. જહાંગીરના રાજ્યકાળમાં બનેલા મુખ્ય બનાવો બોલો.

૪. જહાંગીર અને નુરજહાનના જીવનવૃત્તાંત પરથી આપણે શો બોધ ગ્રહણ કરી શકીએ ?

૫. જહાંગીરના વખતમાં કયા પરદેશથી લોકો હિંદમાં આવ્યા હતા?

# પ્રકરણ ૨૯ મું.

## શાહજહાન, ઇ. સ. ૧૬૨૮–૧૬૫૮.

**૧. ગાદીએ આવવું**—જહાંગીરના મરણકાળે તેના બે પુત્રો જીવતા હતા. તેમાં ખુરમ કે શાહજહાન શક્તિમાન તથા વગવસીલાવાળો હતો. પિતાના મૃત્યુ વખતે સુરતમાં હતો. તેની ગેરહાજરીનો લાભ લઇ સહરીઆરે ગાદી મેળવવા પ્રયત્ન કર્યો, પણ ખુરમે આવી તેને તથા બીજા ગાદીનો હક કરનાર રાજકુમારોને મારી નાખ્યા. આ પ્રમાણે ભાઇભાંડુઓના ખૂનમાં હાથ ધોઇ શાહજહાન ઇ, સ. ૧૬૨૮ ના ફેબ્રુઆરિમાં ગાદી પર બેઠો.

**૨. દખ્ખણનાં યુદ્ધો**—શાહજહાન જહાંગીર અને અકબરની પેઠે ઑાકસસના ખોએલા પ્રાંતો પાછા મેળવવા તથા આખો દખ્ખણ જીતવા તત્પર હતો. તે આ બંને કામમાં જહાંગીરના કરતાં વધારે સફળ થયો, તેણે ઇ. સ. ૧૬૩૦થી ૧૬૩૬ સુધીનાં ૭ વર્ષ દખ્ખણના વિગ્રહમાં ગાળ્યાં. ખાનજહાન લોદી નામના સરદારે શાહજહાનને શરૂઆતમાં સતાવ્યો, પણ તેને ઇ. સ. ૧૬૩૧ માં મારી નાખવામાં આવ્યો. સાડાપાંચ વર્ષ પછી બિજાપુરના રાજાએ મોગલોનું ઉપરીપણું સ્વીકાર્યું. ૮ વર્ષમાં અહમદનગર અને વરાડ કબજે આવ્યાં. ઉપરાંત ગોવળકાંડાના રાજ્યને ખંડણી ભરવાની ફરજ પડી. બિજાપુરના રાજા સાથે પણ ઇ. સ. ૧૬૩૬ માં ખંડણી લેવાની શરતે સલાહ કરી. દખ્ખણ ઇ. સ. ૧૬૫૫ માં ફરી ઉભું થયું. તેથી શાહજાદા ઔરંગઝેબને એક વિશાળ લશ્કર સાથે દખ્ખણમાં મોકલ્યો.

**૩. ઔરંગઝેબ દખ્ખણનો વાઇસરૉય**—શાહજાદો ઔરંગઝેબ શાહજહાનની વૃદ્ધાવસ્થામાં ઔરંગાબાદમાં મુખ્ય મથક રાખી દખ્ખણનો કારભાર કરતો હતો. અહીં તેની બેગમ રબીઆ દાઓરાણી મરણ પામી. ઔરંગઝેબે તેની કબર પર આગ્રાના તાજમહેલ જેવો એક સુંદર રોજો ચણાવી તેની ચોતરફ ગુલાબની સુંદર વાડી બનાવરાવી–

**૪. મીરજુમલાએ કરેલી સલાહ**—આ અરસામાં અબ્દુલ્લા કુતુબશાહ ગોવળકોંડામાં રાજ્ય કરતો હતો. તેને મીરજુમલા નામે બાહોશ પ્રધાન હતો. તેની અને રાજાની વચ્ચે કજીઓ થયો. તેથી મીરજુમલાએ ઔરંગઝેબને ગોવળકોંડા પર ચઢી આવવા આમંત્રણ મોકલ્યું. તે સ્વીકારી શાહજાદો યોગ્ય પ્રસંગ જોઇ ચઢી આવ્યા.

**૫. રાજાને ઘેરવાની યુક્તિ**—એક વખતે ઔરંગઝેબે ગોવળકોંડાના રાજાને કાગળ લખ્યો કે શાહજહાનનો એલચી તમારી પાસે મળવા આવે છે, માટે તેની મુલાકાતની વ્યવસ્થા કરશો. રાજાએ ભોળવાઇ વ્યવસ્થા કરી. તે વખતે ઔરંગઝેબે કપટ કરી તેને પકડી લીધો, પણ રાજા યુક્તિથી નાસી છુટયો, અને તેણે લડાઇની તૈયાર કરી.

**૬. ગોવળકોંડાનો ઘેરો**—હવે ઔરંગઝેબના લશ્કરે ગોવળકોંડા ઘેર્યું, પણ તે તે જીતી શક્યો નહિ. એવામાં શાહઆલમે ઔરંગઝેબને હુકમ કર્યો કે ઘેરો ઉઠાવી ઔરંગાબાદ જવું, તેથી તે નાકીદે પોતાના મથકે ગયો, પણ તે શહેર પોતે કદી ભૂલ્યો નહિ. તેણે એક વખતે તે શહેરો જીતી લેવાનો નિશ્ચય કર્યો હતો.

**૭. ગુજરાતમાં દુકાળ**—ઈ. સ. ૧૬૩૦-૧૬૩૨-આ અરસામાં દખ્ખણ અને ખાનદેશ સહિત ગુજરાતમાં ભયંકર દુકાળ પડયો. જીવ ખોવાની બીકે મુસાફરી થઇ શકતી નહિ ભૂખમરાને લીધે છોકરાનું માંસ ખવાતું ! મુડદાં રસ્તા પર પડયાં રહેતાં ! લોકો શહેરમાં નગ્ન હાલતમાં જોવામા આવતા ! સુરત અને બુરાનપુરની વચ્ચે ઘણાજ હૃદયભેદક અને કમકમાટ ઉપજાવનારા દેખાવ નજરે પડતા. અંગ્રેજ મુસાફર મન્ડી કહે છે કે મોગલ સરકારે પ્રજાના બચાવ માટે કાંઇજ કર્યું નહોતું; પરંતુ પાદશાહનામામા લખેલું છે કે પાદશાહે લોકોને બચાવવા મટે થોડીક દુકાનો ખોલી ૨૪ અઠવાડીઆમાં દોઢ લાખ રૂપીઆ ખર્ચ્યા હતા.

૮ **શાહજહાનનો રાજ્યકારોબાર**—એલ્ફીન્સ્ટન, ટેવર્નિઅર અને મન્ડીનાં લખાણો પરથી માલમ પડે છે કે શાહજહાનના રાજ્યકાળની શરૂઆતમાં રાજ્યમાં ઘણું અંધેર હતું. પ્રાંતિક સરકાર અવ્યવસ્થિત હતી, તેથી નદી કે જમીનમાર્ગે મુસાફરી કરવામાં ઘણું જોખમ હતું, કારણ કે દેશમાં બળવાખોર અને ચોરની સંખ્યા ઝાઝી હતી. ઇ. સ. ૧૬૪૪ થી ૧૬૫૬ ની વચ્ચે રાજ્યમાં સુધારો થવા લાગ્યો. સાદુલ્લાખાન અલ્લામી નામે પ્રખ્યાત વડા પ્રધાનના પ્રયત્નથી એ સુધારો થયો હતો. વળી દક્ષિણમાં મુર્શિદકુલીખાન નામના સરદારે પણ ટોડરમલની મહેસુલની વ્યવસ્થા મુજબ ઘણો સુધારો કર્યો હતો.

૯ **શાહજહાનના વખતની હિંદની પેદાશ**—અકબરે રાજ્યની તિજોરી ભરપુર હાલતમાં મૂકી હતી. જહાંગીર અને શાહજહાને તેમાં ઘણો વધારો કર્યો. અકબરના વખતમાં આવક ૧૭॥ કરોડ રૂપીઆ હતી. તે વધીને શાહજહાનના જમાનામાં ૨૨ કરોડ રૂપીઆ થઇ. તેમાં ૨૦$\frac{3}{4}$ કરોડ રૂપીઆ હિંદની આવક અને બાકીની કાશ્મીર અને અફઘાનિસ્તાનના પ્રાંતોની હતી. જર્મન મુસાફર માન્ડેલ્સલો ઇ. સ. ૧૬૩૮ માં લખે છે કે ૨ શિલિંગ અને ૩ પેન્સે એક રૂપીઓ મળતો હતો. આ જમાનામાં બળ અને ભપકાનો વધુ સંયોગ હતો.

**ભાઇઓમાં રાજ્યલોભ—અને ગાદી માટે વિગ્રહ**—શાહજહાનને દારા, સુજા, ઔરંગઝેબ, અને મુરાદ નામે ચાર પુત્રો તથા બેગમ સાહેબ અને રોશનઆરા નામે બે પુત્રીઓ મળી ૭ સંતાનો હતાં. જ્યેષ્ઠ દારા સદ્‌ગુણી અને પોતાના મનોબળ પર આધાર રાખનાર હતો. સુજા ડાહ્યો અને દૃઢ વિચારનો હતો, પણ તે મોજશોખી અને મદીરાનો વ્યસની હતો, તેથી તે પ્રજાપ્રેમ મેળવી શક્યો ન હોતો. ઔરંગઝેબ સંગીન વિચારનો અને કર્તવ્યનિષ્ઠ નોકરો શોધી કાઢવામાં કુશળ હતો. તે હોશિયાર કાવતરાખોર અને ડોળઘાલુ

હતો. મુરાદ શાહજહાનનો સૌથી નાનો પુત્ર હોઇ મોજશોખી હતો. બેગમ સાહેબ શાહજહાનને બહુ પ્રિય હતી, તે દારાના પક્ષમાં હતી. રોશનઆરા ચંચળ હતી અને ઔરંગઝેબના પક્ષમાં ભળી હતી.

રાજ્યલોભને લીધે શાહજાદાઓ વચ્ચે બંધુભાવ રહ્યો નહોતો. તેઓ એક બીજાને અંતઃકરણથી ધિક્કારતા હતા. દરબારમાં પણ તડ પડયાં હતાં. આવી સ્થિતિમાં શાહજહાનને પોતાના જીવનું પણ જોખમ જણાયું. તેણે સુજાને બંગાળાની, ઔરંગઝેબને દખ્ખણની, મુરાદને ગુજરાતની, અને દારાને કાબુલ તથા મુલતાનની સુબાગીરી આપી શાંત પાડયા.

હવે શાહજહાન માંદો પડયો, તેથી ભાઇઓમાં ગાદી માટે વિગ્રહ થયો. એ ભયંકર વિગ્રહ ઇ. સ. ૧૬૫૫–૧૬૬૦–૬૧ સુધી ચાલ્યો. ઔરંગઝેબે ગાદી અપાવવાની લાલચે મુરાદને પક્ષમાં લીધો, અને તેની મદદથી દારા તથા સુજાને હરાવી નસાડયા. છેવટે પ્રપંચી શાહજાદો મુરાદને કેદમાં નાખી એક મહાન અને વિશાળ રાજ્યનો અધીશ થયો.

૧૩ **શાહજહાનનાં બાંધકામો**—શાહજહાનને મકાનો બંધાવવાનો ઘણો શોખ હતો. તેણે દિલ્હીની પાસે એક નવું શહેર વસાવી તેને શાહજહાનાબાદ નામ આપ્યું.

મોગલોએ પઠાણ અને રજપુત રાજાઓ પાસેથી જે રત્ન મેળવ્યાં હતાં, તેને ઠેકાણે પાડવા એક રાજ્યાસન બનાવરાવ્યું હતું. તે મોરના આકારનું હોવાથી **મયૂરાસન** કે **તખ્તેતાઉસ** નામથી પ્રખ્યાત છે. એક ફ્રેંચ કારીગરે તેની રચના કરેલી એમ કહેવાય છે. ફ્રેંચ મુસાફર ટેવર્નિયર તેની કિંમત ૬ાા કરોડ રૂપીઆની આંકતો હતો. ઇરાનનો નાદિરશાહ ઇ. સ. ૧૭૩૯ માં મયૂરાસન લૂટી ઇરાન માં લઇ ગયો હતો. તેનો અમુક ભાગ હાલ તહેરાનની તિજોરીમાં છે. તેની કિંમત ૨૬ લાખ પૌંડ અંકાય છે.

શાહજહાને દિલ્હીમાં રાતા પત્થરથી જુમામસ્જિદ ચણાવી છે. તે ઇ. સ. ૧૬૪૪માં બંધાવવા શરૂ કરતી હતી, અને ઇ. સ. ૧૬૫૮ માં પુરી થઇ હતી. એ મસ્જિદ ૧૬૦૦×૩૨૦૦ ફીટ સમાન્તર ચોખૂણ છે.

પાદશાહે પોતાની બેગમ મુમતાજ મહાલ પરના અત્યંત પ્રેમને લીધે તેના મરણ પછી તેની કબર પર આગ્રામાં જમનાતટે તાજ-



તાજમહાલ.

મહાલ નામે એક સુંદર અને જગપ્રસિદ્ધ રોજો ચણાવ્યો છે. આ મકાન ભપકાદાર, વિશાળ, ઉંચુ અને રમણીય બાંધણીનું છે. અને આજે પણ તે તાજુંજ બાંધ્યું હોય એવું લાગે છે. વળી તે શોભા, માનવની કળા, અને કારીગરીથી જોનારને આશ્ચર્યચકિત કરી નાંખે છે!

એક બે લડાઇઓનો વખત બાદ કરતાં બાકીનો વખત શાહજહાને ઉત્તરમાં ભપકામાં ગાળ્યો હતો. તેણે આગ્રામાં મોતી મસ્જદ નામે સુંદર મકાન ચણાવ્યું હતું, ઉપરાંત દિવાને આમ અને દિવાનેખાસ જેવાં મકાનો બંધાવી દિલ્હીને ભવ્ય શહેર બનાવ્યું હતું. હજી પણ ઉત્તરનાં મકાનો મોગલનું ભવ્ય સંભારણું છે.

પ્રશ્નો.

૧. દખ્ખણનાં યુદ્ધોની ટુંકી હકીકત બોલો.
૨, શાહજહાનનો રાજ્યકારભાર કેવો હતો?
૩. તાજમહેલ વિષે તમે શું જાણો છો?

## પ્રકરણ ૩૦ મું.

### ઔરંગઝેબ, ઈ. સ. ૧૬૫૮–૧૭૦૭

**૧. બચપણ અને કેળવણી**—ઔરંગઝેબ ઇ. સ. ૧૬૧૮ ના નવેમ્બરની ૪ થી તારીખે પંચમહાલમાં આવેલા દાહોદમાં જન્મ્યો હતો. ઔરંગઝેબનાં માબાપ ધર્મચુસ્ત નહોતાં, પણ તે પોતે તો ધર્મચુસ્ત અને ઝનુની મુસલમાન હતો. તેનામાં ધર્મ તરફ કુદરતી વલણ હતું. તેને કેટલાક ચુસ્ત ધર્મગુરૂએ ઉપદેશ આપી પુષ્ટિ આપી હતી. તેણે ધર્મપુસ્તકનો અભ્યાસ કર્યો હતો. સાધારણ મુસલમાનને આવી કેળવણી યોગ્ય કહેવાય, પણ જેને રાજ્યતંત્ર ચલાવવાનું હોય, અને જેની પ્રજાનો નવ દશાંશ હિંદુ ધર્મ પાળનાર હોય તેવા પુરૂષને આવી કેળવણી બંધબેસતી અને હિતકર હોઇ શકે નહિ.

શાહજહાને તેને ૧૮ વર્ષની વયે દખ્ખણનો સુબો નીમ્યો હતો. એક વર્ષ પછી તેણે ફકીરી ધારણ કરી, પણ તેને ગુજરાતનો સુબો નીમ્યો. જ્યારે તે દખ્ખણમાં બિજાપુર જીતવામાં રોકાયો હતો, ત્યારે તેણે શાહજહાનની માંદગીના સમાચાર સાંભળી રાજધાનીનો રસ્તો લીધો, ફતેહાબાદની રણભૂમિમાં રાજલક્ષ્મી ઔરંગઝેબને વરી હતી. તેણે પિતા પ્રત્યે બંડ અને ભાઇઓનાં ખૂન કરી ઇ. સ. ૧૬૫૮ ના જુલાઇમાં રાજ્યનો આરંભ કર્યો.



ઔરંગઝેબ.

**૨. ગુરુની મુલાકાત**—ઔરંગઝેબનો એક ગુરુ પોતાનો શિષ્ય ગાદીએ આવ્યો જાણી ઇનામ અને સારી પદવીની આશાએ તેને મળવા આવ્યો. ઔરંગઝેબે તેને કહ્યું કે "જો આપે મને યોગ્ય શિક્ષણ આપ્યું હોત તો હું આપને ઉચ્ચ પદવી આપત, કારણ કે હું શ્રદ્ધાપૂર્વક માનું છું કે મનુષ્ય જેટલો પોતાના પિતાનો ઋણી છે તેટલોજ તે યોગ્ય શિક્ષણ આપનાર ગુરુનો પણ છે. આપે મને ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન અને અરબીનું જે શિક્ષણ આપ્યું હતું તે મારા ધંધાને માટે પુરતું અને બંધબેસતું નથીજ. જો આપે મને રાજનીતિ, મનુષ્યનાં યથાર્થ કર્તવ્ય, અને પ્રજાપ્રત્યેના ધર્મ વિષેનું શિક્ષણ આપ્યું હોત તો હું આપનો ઘણો ઋણી થાત."

**૩. મીર જુમલાની આસામ પર ચઢાઇ**—ઔરંગઝેબે મીર જુમલાને બંગાળાનો સુબો નીમ્યો હતો. તે પછી બે વર્ષે તેણે મોટા લશ્કર સાથે આસામ પર ચઢાઇ કરી. તે ઇ. સ. ૧૬૬૩ માં જીતી લીધું. પાછળથી તેના લશ્કરમાં કોલેરાનો રોગ ફાટી નીકળ્યો તેથી આસામના રાજાએ તેને હરાવી પાછો હાંકી કાઢયો. તે પછી બંગાળાના બીજા સુબા શાઇસ્તખાને ઇ. સ. ૧૬૬૬ માં આરાકાનનો થોડો ભાગ જીતી લીધો હતો.

**૪. ઔરંગઝેબની રાજનીતિ**—ઔરંગઝેબે બચપણમાં મળેલા શિક્ષણ અને પોતાના કુદરતી ધાર્મિક વલણને લીધે પૂર્વજોની રાજ્યપદ્ધતિનો ત્યાગ કરી પોતાનો ધર્મ ફેલાવવાનો નિશ્ચય કર્યો હતો. તે માનતો હતો કે અકબર અને તેની પછીના પાદશાહોના ધર્મ સંબંધીના વિચારો ભૂલભર્યા હતા. તેથી જે ઇસ્લામી ધર્મને તેઓ તરફથી ઝાઝી પુષ્ટિ મળી નહોતી તેને પોષવા અને ફેલાવવાનો નિશ્ચય તેણે કર્યો હતો. ધર્મ સંબંધીના આવા વિચારને લીધે તેણે સાંકડા મનની રાજનીતિ ધારણ કરી. જ્યારે તેને રાજસત્તા જામેલી જણાઇ ત્યારે તેણે ઇસ્લામી ધર્મનો ફેલાવો કરવાનો અને હિંદુ ધર્મ તોડી

પાડવાનો પ્રયાસ કર્યો, અને કેટલીક વખતે હિંદુઓને ઘણો ત્રાસ આપ્યો. તેણે સામા થનાર હિંદુઓને વશ કર્યા, તથા હિંદુ અમલદારોને નોકરીમાંથી રજા આપી. આવી વિચિત્ર રાજનીતિથી લોકસ્થિતિ બગડી ગઇ, ત્યારે તેણે ઇ. સ. ૧૬૭૧ માં હિંદુ પ્રજા પર જજીઆ વેરો નાખ્યો, દિલ્હીના હિંદુઓએ તેની વિરૂદ્ધ પોકાર કર્યો પણ સર્વ વ્યર્થ ગયું. એનું પરિણામ એ આવ્યું કે રજપુત, મરાઠા, સીખ આદિ મોગલાઇના મહાન શત્રુઓ ઉભા થયા.

**૫. રજપુતો સાથે કજીઓ, ઈ. સ. ૧૬૭૮–૧૬૮૦**—મારવાડના રૂપનગરમાં માંડળિક રાજાને ત્યાં **પ્રભાવતી** નામે સુંદર કન્યા હતી. ઔરંગઝેબે તેનું માગું કર્યું. રાજાએ તેની માગણી સ્વીકારી નાહ તેથી તેણે રૂપનગર પર સવારી મોકલી. એક રજપુત બાળાના રક્ષણ માટે મેવાડનો રાણો **રાજસિંહ** તૈયાર થયો. મોગલો હાર્યા અને રાણો પ્રભાવતીને લઇ મેવાડ પાછો ગયો.

તે પછી ઔરંગઝેબે મારવાડના રાજા જશવંતસિંહને કાબુલમાં તથા જયપુરના રાણા **જયસિંહને** દક્ષિણમાં ઝેર દેવરાવી મારી નંખાવ્યા. તેણે જશવંતસિંહની વિધવા રાણી તથા કુંવર **અજીતને** પકડવા પ્રયત્ન કર્યો, પણ દુર્ગાદાસ નામના સરદારે તેઓનો બહાદુરીથી બચાવ કર્યો. રાણી મહા પ્રયત્ને પુત્રસહિત જોધપુર આવી. તેણે પાદશાહથી ઉગરવા મેવાડના રાણા રાજસિંહની મદદ માગી.

(૨) **મેવાડ પર ચઢાઇ**—ઔરંગઝેબે મોટું લશ્કર એકઠું કર્યું અને મેવાડ પર ચઢાઇ કરી. રાજસિંહ **નાયન** નામના ગિરિપ્રદેશ આગળ તૈયાર ઉભો રહ્યો. પાટવીકુંવર જયસિંહે ઉદેપુર જતાં શાહજાદા અકબર પર છાપો માર્યો. તેમાં અકબર હાર્યો. **દેવારીના** ગિરિમાર્ગમાં ફરી યુદ્ધ થયું. ત્યાં રાઠોડ સરદાર દુર્ગાદાસે શત્રુઓને યોગ્ય બદલો આપ્યો. ઇ. સ. ૧૬૮૦ ના માર્ચમાં રાણા જયસિંહને જય મળ્યો અને મોગલો નાસી ગયા. મરાઠાઓની બીકને લીધે પાદશાહે

રજપુતો સાથે સલાહ કરી, અને અજીતસિંહ યોગ્ય વયનો થાય ત્યારે તેને મારવાડનું રાજ્ય પાછું આપવા વચન આપ્યું.

૬. **અકબરનો બળવો,** ઇ. સ. ૧૬૮૦—રજપુતોની જીત થયા પછી સૌથી નાના શાહજાદા અકબરે કેટલાક રજપુતોને પક્ષમાં લઈ બળવો કર્યો. ઔરંગઝેબે તેને હરાવી વશ કર્યો. દુર્ગાદાસે અકબરને આશ્રય આપ્યો. અકબર ત્યાંથી નાસી દક્ષિણમાં પાલવગઢમાં ભરાયો અને ત્યાંથી ઇરાન તરફ ચાલ્યો ગયો.

૭. **શિવાજીની સરદારી નીચે મરઠાઓનો ઉદય**—જ્યારે ઔરંગઝેબ રજપુતો સાથે લડવામાં રોકાયો હતો ત્યારે દક્ષિણમાં મરાઠા નામની જાત જોર પર આવી. મરાઠાઓ પશ્ચિમઘાટ પાસે આવેલા **મહારાષ્ટ્ર** દેશના વતની હતા. સત્તરમી સદીના આશરે મધ્ય ભાગમાં **શિવાજી** નામે એક મરાઠા સરદાર તેમનો મહાન આગેવાન જોર પર આવ્યો. તેણે સ્વદેશના શાંત ખેડુતોને એક મહાન લડાયક પ્રજા તરીકે કેળવ્યા; અને મોગલો તથા દખ્ખણનાં મુસલમાન રાજ્યો સાથે લડવા માંડયું. મરાઠાઓ ઔરંગઝેબના જમાનામાં દખ્ખણમાં બહુ બળવાન થયા હતા.

૮. **દખ્ખણમાં ઔરંગઝેબની લડત**—જ્યારે ઔરંગઝેબ દખ્ખણનો સુબો હતો, ત્યારે તેણે પિતાના પ્રતિનિધિ તરીકે દખ્ખણ જીતવાની શરૂઆત કરી હતી. તેણે પાદશાહ થયા પછી પણ તે પ્રયત્ન ચાલુ રાખ્યો. તેણે **બીડર,** ઇલિચપુર અને અહમદનગર જીત્યાં હતાં. હવે બિજાપુર અને ગોવળકોંડા જીતવાનાં બાકી રહ્યાં. તેણે ઇ. સ. ૧૬૫૮–૧૬૮૩ સુધીનાં ૨૫ વર્ષ સુધી જુદા જુદા સરદારોને દખ્ખણમાં મોકલ્યા, પણ કાંઈ વળ્યું નહિ. મરાઠાઓ દિવસે દિવસે જોર પર આવતા હતા, તેથી ઔરંગઝેબની મુંઝવણ વધતી હતી. તેને હવે એમ લાગ્યું કે કાંતો દિલ્હીમાં સુખે રહેવું, અને દખ્ખણ જીતવાની વહાલી ઇચ્છા તજી દેવી, અથવા મહેલ છોડી દખ્ખણમાં તંબુમાં



ઔરંગઝેબના વખતનું
મોગલ રાજ્ય.
ઈ. સ. ૧૭૦૦
કાબુલ
દિલ્હી
આગ્રા
અલ્લાહાબાદ
ગંગા નદી
બ્રહ્મપુત્રા નદી
અરબી
સમુદ્ર
બંગાળાનો
ઉપસાગર
મહૈસુર
હિંદી
મહાસાગર
MA

વસી જાતે લડાઈ કરવી. તે ભારે લશ્કર સાથે ઇ. સ. ૧૬૮૩ માં દક્ષિણમાં ચાલ્યો, અને મરણ સુધીનાં ૨૫ વર્ષ ત્યાંજ રહ્યો.

૯. **બિજાપુર અને ગોવળકોંડાની જીત**—ઔરંગઝેબ ઇ. સ. ૧૬૮૬ ની થંડી મોસમમાં બિજાપુર આવ્યો. બિજાપુરનું લશ્કર બહાદુર, કેળવાએલું પણ નાનું હતું. વળી દેશમાં દુકાળ હતો, તેથી ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૬ ના અક્ટોબરની ૧૫ મી તારીખે તે સહેલાઇથી જીતી લીધું. તેણે દરબારમંડપમાં ગાદીએ બેસી રાજાને પોતા પાસે લાવવા હુકમ કર્યો. બિજાપુરનો છેલ્લો અને બહાદુર રાજા સિકંદરશાહ ઔરંગઝેબની સામે ઉભો રહ્યો. તેના હાથપગે રૂપાની સાંકળો બાંધી તેની અને તેના બાપદાદાની ગાદી સામે ઉભો રાખ્યા પછી તેને દોલતાબાદના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ત્યાં તે થોડાજ વખતમાં મરણ પામ્યો. આ પ્રમાણે ૧૫૭ વર્ષના લાંબા અમલ પછી ઇ. સ. ૧૬૮૬ માં બિજાપુરના આદિલશાહી રાજાઓનો અંત આવ્યો.

બિજાપુર મોગલાઇમાં જોડાયા પછી દક્ષિણમાં ગોવળકોંડા નામે એકજ સ્વતંત્ર રાજ્ય રહ્યું. બિજપુરના ઘેરા વખતે પાદશાહે અર્ધું લશ્કર શાહજાદા મોઆઝિમની સરદારી નીચે ગોવળકોંડા મોકલ્યું હતું. હવે તે જાતે ઇ. સ. ૧૬૮૭ માં ગોવળકોંડા ગયો. ત્યાંનો મોજશોખી રાજા કિલ્લામાં ભરાયો. ઔરંગઝેબે કિલ્લો લેવા પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહિ. જ્યારે ઔરંગઝેબને લાગ્યું કે કોઇપણ રીતે કિલ્લો જીતાયો નહિ ત્યારે તેણે સુલતાનના સરદારોને મોટી પદવી અને દ્રવ્ય આપવાની લાલચે ફોડવા પ્રયત્ન કર્યો. એક વિશ્વાસઘાતી સરદારે પાદશાહની લાલચથી ભોળવાઇ દરવાજો ઉઘાડયો, અને મોગલ લશ્કર કિલ્લામાં દાખલ થયું. સુલતાન બહાદુરીથી લડયો, પણ શહેર કયારનું એ દુશ્મનોના હાથમાં ગયું હતું. જ્યારે સુલતાન અબ્દુલ હુસેને સાંભળ્યું કે શત્રુઓએ શહેર જીતી લીધું છે, ત્યારે તે રાજ્યપોષાક પહેરી બહાદુરીથી દરબારમંડપમાં આવ્યો. ઔરંગઝેબે તેની બહાદુરીથી પ્રસન્ન થઇ તેનો માનથી સત્કાર કર્યો. તે પછી તેને દોલતાબાદમાં કેદ

કર્યો. આ પ્રમાણે ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૭ માં ગોવળકોંડા ખાલસા કર્યું, અને કુતુબશાહી વંશનો અંત આવ્યો.

ઔરંગઝેબે બિજાપુર અને ગોવળકોંડા જીત્યા પછી દખ્ખણનાં બીજાં નાનાં રાજ્યો જીતી લીધાં, અને તે બધા ભાગ પર અમલ કરવા હૈદરાબાદમાં પોતાનો એક સુબો નીમ્યો. એવી રીતે દખ્ખણમાં મોગલાઇ સત્તા ફેલાઇ.

૧૦. મરાઠાઓ સાથે વિગ્રહ—ઇ. સ. ૧૬૬૪–૧૭૦૭.

(૧) શિવાજી સાથે કજીઓ, ઇ. સ. ૧૬૬૪–૧૬૮૦—શિવાજીએ ઇ. સ. ૧૬૬૦ માં દખ્ખણના મોગલ પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવી તેથી તેના તરફ ઔરંગઝેબનું ધ્યાન ખેંચાયું. પાદશાહે ઉગતા શત્રુને દબાવી દેવા દખ્ખણના સુબા શાઇસ્તખાનને તેની સામે મોકલ્યો, પણ શિવાજીએ તેને પૂનામાંથી નસાડયો. તે પછી ઔરંગઝેબે શાહજાદા મોઆઝિમ તથા રાજા જશવંતસિંહને તેની સામે મોકલ્યા, પણ તેઓ શિવાજીને વશ કરી શકયા નહિ. તે પછી શિવાજીએ સુરત પર ધાડ પાડી તે લૂટી લીધું.

હવે ઔરંગઝેબે મોટી નોકરી આપવાની લાલચે શિવાજીને દિલ્હી બોલાવ્યો. શિવાજી જશવંતસિંહના સમજાવવાથી માગણી સ્વીકારી દિલ્હી ગયો. ત્યાં તેના પ્રત્યે ઘણું ખરાબ વર્તન ચલાવવામાં આવ્યું. તેને પોતાની જિંદગી જોખમમાં જણાઇ, તેથી તે પુત્ર સંભાજી સાથે મીઠાઇની ટોપલીમાં બેસી દિલ્હીથી નાસી છૂટયો.

પાદશાહે શિવાજીને વશ કરવા અનેક સરદારો મોકલ્યા. છેવટે પુરંધર મુકામે સલાહ થવાથી શિવાજીએ જીતેલા મોગલ પ્રાંતો પાછા આપ્યા, પરંતુ ઇ. સ. ૧૬૮૦ માં શિવાજી મરણ પામ્યો તે પહેલાં મરાઠાઓએ તે પાછા મેળવ્યા હતા.

જ્યારે ઔરંગઝેબ દખ્ખણમાં બિજાપુર અને ગોવળકોંડા જીતવામાં રોકાયો ત્યારે તેનો લાભ લઇ મરાઠાઓ બહુ જોર પર આવ્યા,

અને તેઓએ મોગલ પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવવા માંડી, તેથી ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૮ માં મરાઠાઓ સામે લડાઇ જાહેર કરી.

(૨) શિવાજીના વંશજો સાથે વિગ્રહ—ઇ. સ. ૧૬૮૮–૧૭૦૭—ઔરંગઝેબે શિવાજીના પુત્ર સંભાજીને સાંગમેશ્વરના કિલ્લામાંથી પકડી મારી નાખ્યો. ઇ. સ. ૧૬૮૯. તે પછી મરાઠાઓએ શિવાજીના બીજા પુત્ર રાજારામને ગાદીએ બેસાડી વિગ્રહ ચાલુ રાખ્યો. જુલ્ફિકારખાન સરદારે રાજારામને જિંજીમાં ઘેર્યો, પણ મરાઠાઓએ તેને ઇ. સ. ૧૬૯૮ માં હરાવ્યો.

હવે ઔરંગઝેબ જાતે વિશાળ લશ્કર લઇ મરાઠાઓ સામે ગયો. તેણે સતારા અને બીજાં મથકો જીતી લીધાં. મરાઠાઓ ઇ. સ. ૧૭૦૧ માં નિર્મૂળ થયા હોય એમ જણાયું. ઔરંગઝેબના સરદારોને આ લાંબો વિગ્રહ કંટાળારૂપ થઇ પડયો તેના છેવટના અમલમાં દેશમાં દુકાળ પડયો, અને તે પછી તરતજ મરકી ફાટી નીકળી. ઘણા સૈનિકો રોગથી મરણ પામ્યા તેથી લશ્કર છેક ઘટી ગયું. ચાલુ વિગ્રહમાં ઘણો ખર્ચ થયો હતો, તેથી લશ્કરનો પગાર ચડી ગયો હતો. પાદશાહે લાંબા વિગ્રહના શ્રમને લીધે પોતાની તબીઅત ખોઇ. એવી સ્થિતિમાં મરાઠાઓ ઇ. સ. ૧૭૦૫ માં ફરીથી જોર પર આવ્યા; અને ખોએલા કિલ્લા પાછા મેળવવા લાગ્યા.

લશ્કર ઇ. સ. ૧૭૦૬ માં છેકજ થોડું થઇ ગયું, તેથી નિરૂપાયે તેણે મરાઠાઓ સાથે સલાહ કરી અહમદનગરમાં આશ્રય લીધો. પુત્રોની નિષ્ઠા પર તેને છુપો શક હતો, તેથી પોતાના છેલ્લા દિવસોમાં તે એકલો રહ્યો. તે પિતાને કેદ કરી તથા ભાઇઓનાં ખૂન કરી ગાદીએ આવ્યો હતો. તેણે તે અપરાધ હિંદુઓના લોહીથી ધોઇ નાખવા બનતો પ્રયત્ન કર્યો, તે જોતાં તેને દિલગીરી અને નિરાશા વિના બીજું શું મળે ! તેણે પુત્રોને સંસારી શિખામણ અને છેલ્લી સલામ પત્રો મારફતે આપી. તેમાં ભય અને પસ્તાવાનું મિશ્રણ જોવામાં આવે છે. આખર અવસ્થામાં રાજ્યની પાયમાલી અને પુત્રોનાં બંડ જોઇ તે બહુજ પસ્તાયો.

૧૧. **પુત્ર પરનો પત્ર**—ઔરંગઝેબ પોતાના પુત્ર કામબક્ષ પર લખે છે કે " હવે હું અજાણ્યા તરીકે આ દુનિયાનો ત્યાગ કરૂં છું. મારાં પાપનાં ફળ હું મારી સાથે લઈ જાઉં છું. મેં પાછળ આ-શાનું બિંદુ પણ મૂક્યું નથી. મેં અસંખ્ય અપરાધો કર્યા છે, તેની કેવી શિક્ષા ખમવી પડશે તેની ખબર નથી. મેં મારૂં નાવ ભર દરીએ ઉતાર્યું છે. હવે થવાનું હોય તે થાઓ. છેલ્લી સલામ."

૧૨. **ઔરંગઝેબનું અવસાન**—છેવટે ઔરંગઝેબ કંઇ પણ દિલાસા વગર ઇ. સ. ૧૭૦૭ ના ફેબ્રુઆરિમાં અહમદનગરમાં મરણ પામ્યો. તેને દોલતાબાદ પાસેના એક રોજામાં દફનાવવામાં આવ્યો. મરણ વખતે તેને ૮૯ મું વર્ષ ચાલતું હતું; અને રાજ્ય કરતાં ૪૯ વર્ષ થયાં હતાં. માત્ર મર્હૂમ મહારાણી વિકટોરિઆએ તેના કરતાં વધુ વખત (ઇ. સ. ૧૮૩૭-૧૯૦૧ ૬૪ વર્ષ) રાજ્ય કર્યું છે.

૧૩. **રાજ્યનો વિસ્તાર**—ઔરંગઝેબના વખતમાં રાજ્યનો વિસ્તાર બીજા કોઇ પણ મોગલ પાદશાહના રાજ્ય કરતાં વધારે હતો. દખ્ખણમાં મરાઠાઓનો મુલક બાદ કરતાં લગભગ આખો હિંદુસ્તાન તેની આણ નીચે આવ્યો હતો.

૧૪. **ઔરંગઝેબ અને સમકાલીન પરદેશી રાજા**—જે અરસામાં હિંદમાં ઔરંગઝેબ રાજ્ય કરતો હતો, તે અરસામાં ફ્રાંસમાં ૧૪ મો લુઈ રાજ્ય કરતો હતો. તેઓ કેટલાંક લક્ષણમાં સમાન હતા. બંનેનાં લશ્કરો અપ્રામાણિકપણે પડોશનાં રાજ્ય પર ફરી વળ્યાં, તેથી તેઓ પાયમાલ થયા. બંનેની રાજનીતિમાં ધર્મનું ઝનુન અને પરધર્મ પ્રત્યે અસહિષ્ણુતા એ મોટા દોષ હતા. લુઇના મરણ પછી ૭૫ વર્ષે ફ્રાંસમાં રાજ્યપરિવર્તન થયું. તેથી પણ ઓછી મુદતમાં ઇ. સ. ૧૭૬૧ માં પાણીપતના યુદ્ધમાં ઔરંગઝેબના વિશાળ રાજ્યનો નાશ થયો. સત્તરમા સૈકામાં ઇંગ્લંડમાં પણ પ્રોટેસ્ટંટ રાજકર્તા તરફથી રોમન કેથોલિક પ્રજા પર અને રોમન કેથોલિક રાજા તરફથી પ્રોટેસ્ટંટ પ્રજા પર અસહ્ય જુલમ ગુજારવામાં આવતો. આ પ્રમાણે એ ધર્માંધ જમાનામાં ઔરંગઝેબનાં કૃત્યો અતિ આશ્ચર્યકારક તો લેખી શકાય નહિ.

**૧૫. ઔરંગઝેબનાં આચરણ**—ઔરંગઝેબ મહા શક્તિમાન રાજતંત્રી હતો. અકબર સિવાય બીજા બધા પાદશાહ કરતાં તે બળવત્તર હતો. પણ તેનું સામર્થ્ય તેને અપકૃત્યો તરફ દોરી ગયું. તે ઘણો ઉદ્યોગી હતો. કુરાને શરીફ તેને મોઢે આવડતું. તેને ગાયન પર તિરસ્કાર હતો. તે પહોંચેલો, ભાષા પર સારો કાબુ ધરાવનાર અને અતિ હોશિયાર હતો. જો તેના રાજ્યમાં શીઆ પંથના મુસલમાનો અને હિંદુ પ્રજા ન હોત તો તે ઘણો સારો પાદશાહ ગણાયો હોત.

**૧૬. અકબર અને ઔરંગઝેબ**—તેઓ બંને શક્તિમાન, પાકા, હોશિયાર, અને યુક્તિઓ તથા લશ્કરી કામમાં પ્રવીણ હતા. અકબર નિષ્કપટી, ખુલ્લા દીલનો, અને ઉદાર હતો, પણ ઔરંગઝેબ કપટી, હૃદયનો ઉંડો, અને સાંકડા દીલનો હતો. અકબર હિંદુ અમલદારો પર ભરોસો રાખતો, પણ ઔરંગઝેબ તેમ ન કરતાં ઉલટો વહેમ રાખતો. અકબરે ધાર્મિક બાબતમાં છૂટ આપી પણ ઔરંગઝેબે પર ધર્મીઓને ત્રાસ આપ્યો. અકબરે હિંદુઓને મેળવી લઇ રાજ્ય દૃઢ કર્યું, પણ ઔરંગઝેબે હિંદુઓને તેમજ દખ્ખણનાં શીઆપંથી મુસલમાન રાજ્યોને દુશ્મનો બનાવ્યાં. અકબરે ડહાપણભરી રાજનીતિથી રાજ્યની આબાદી કરી ત્યારે ઔરંગઝેબે ધર્માંધપણે રાજ્યને નાશની અણી પર લાવી મૂક્યું.

### પ્રશ્નો.

૧. ઔરંગઝેબના શરૂઆતના જીવન વિષે શું જાણો છો?

૨. બિજાપુર અને ગોવળકોંડાની જીતનું વર્ણન કરો.

૩. અકબર અને ઔરંગઝેબનો મુકાબલો કરો.

૪. ઔરંગઝેબની રાજનીતિ અને તેનું પરિણામ સમજાવો.

૫. ઔરંગઝેબના જીવન પરથી આપણે શો બોધ લઈ શકીએ?

# પ્રકરણ ૩૧ મું.

## ઔરંગઝેબ પછીના પાદશાહો.

### બહાદુરશાહ, ઇ. સ. ૧૭૦૭-૧૭૧૨.

**૧. ગાદી માટે કજીઓ**—ઔરંગઝેબનું વિશાળ રાજ્ય ખવાઇ ગએલાં મૂળવાળા લીલા ઝાડ જેવું હતું, તે બહારથી વ્યવસ્થિત દેખાતું હતું, પણ અંદરખાનેથી બહુજ અવ્યવસ્થિત હતું. ઔરંગઝેબના મરણ પછી દેશમાં મુલકી વિગ્રહ શરૂ થયો, અને તેના પુત્રોએ ગાદી માટે લડવા માંડયું. આ અરસામાં દેશમાં વ્યવસ્થા અને શાંતિ જા એવો કોઇ સમર્થ નર નહોતો, તેથી દેશ વિભાજિત થયો, અને ઘણા પ્રાંતો સ્વતંત્ર થયા. ઔરંગઝેબના મરણદિને શાહજાદા આઝીમે ગાદી લીધી. મોટો ભાઇ મોઆઝીમ રજપુતોની મદદ મેળવી રાજધાની તરફ આવતો હતો, તેને રોકવા તે સામે થયો. જાજોના મેદાનમાં પુત્ર તથા મદદગાર સહિત માર્યો ગયો તેથી મોઆઝીમ **શાહઆલમ બહાદુરશાહ** નામ ધારણ કરી ગાદીએ આવ્યો. જુલ્ફિકારખાન નામે ઔરંગઝેબનો પ્રખ્યાત બહાદુર સરદાર તેનો મદદગાર હતો.

**૨. મરાઠા**—બહાદુરશાહને જણાયું કે મરાઠાઓ સામે લડવું એ વ્યર્થ છે. આ અરસામાં શિવાજીનો પૌત્ર શાહુ મરાઠાનો રાજા હતો. પાદશાહે તેને દખ્ખણના મોગલ પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી તેથી મરાઠાઓ દિલ્હી તરફ જતાં અટકયા.

**૩. રજપુતો**—બહાદુરશાહે હિંદુઓ પ્રત્યેની ઔરંગઝેબની ભૂલ જોઇ હતી. હવે રજપુતોએ જજીઆવેરો આપવાની ના પાડી, તેથી પાદશાહે ઉદેપુર, જોધપુર, અને જયપુરનાં રાજ્યોને સ્વતંત્ર જાહેર રજપુતવિગ્રહનો અંત આણ્યો.

**૪. કામબક્ષનો બળવો**—ઔરંગઝેબનો ત્રીજો પુત્ર કામબક્ષ

હૈદરાબાદમાં હતો. તેણે બહાદુરશાહને પાદશાહ તરીકે સ્વીકાર્યો નહિ, અને બળવો કર્યો. બહાદુરશાહે દક્ખણમાં જઇ કામબક્ષનો નાશ કર્યો. અને જુલ્ફીકારખાનને દક્ખણનો સુબો નીમ્યો.

૫. **સીખ સાથે વિગ્રહ**—બહાદુરશાહ રજપુતો સાથે સલાહ કરવામાં રોકાયો હતો તે અરસામાં સીખ લોકોએ ઉત્તરમાં મોગલાઇને હેરાન કરવા માંડી. પંદરમી સદીના અંતમાં **બાબા નાનકે** એક નવા ધર્મનો ઉપદેશ કરવા માંડયો. તેણે જાહેર કર્યું કે હિંદુ કે મુસલમાન જો ખરા જીગરથી ભજન કરે તો દેવ તે સ્વીકારે છે. ઘણા હિંદુ મુસલમાન તેના ધર્મમાં ભળ્યા. તેઓ **સીખ** કહેવાય છે. **સીખ** શબ્દનો અર્થ શિષ્ય થાય છે.

સીખ લોકો લાંબા વખત સુધી લાહોર તથા તેની આજુબાજુમાં શાંત રીતે વસતા હતા. પણ ધર્મચુસ્ત મુસલમાનોએ તેમને સતાવવા માંડયા. સીખોએ મોગલો સામે બળવો કર્યો, પણ મોગલોએ તેમને હરાવ્યા, તેથી તેઓ લાહોર તજી જમના અને સતલજ વચ્ચેના પહાડી પ્રદેશમાં ભરાયા. તે પછી ગુરુ ગોવિંદે તેમને લડવાની ક્રિયામાં પ્રવીણ કર્યા. ઇ. સ. ૧૭૦૮ માં ગુરુ ગોવિંદને મારી નાખવામાં આવ્યો. હવે સીખોએ પંજાબના પૂર્વ ભાગ પર હલ્લો કર્યો, તેઓએ મોગલોને હરાવી સરહિંદના સુબાને બહુ સતાવ્યો, અને સહરાનપુર સુધી પોતાની આણ વર્તાવી. બહાદુરશાહ તેમને વશ કરી શકયો નહિ.

૬. **મરણ અને ગુણદોષ**—દુશ્મનોએ ઝેર ખવરાવ્યું તેથી બહાદુરશાહ ઈ. સ. ૧૭૧૨ ના ફેબ્રુઆરિમાં લાહોર મુકામે મરણ પામ્યો. તે કાર્યચતુર, દૂરદર્શી, સહનશીલ તથા સલાહશાંતિ ચહાનાર હતો. તેના મરણ પછી મોગલાઈ ડોલી ઉઠી.

## જહાંદરશાહ, ઈ. સ. ૧૭૧૨–૧૭૧૩.

૧. **ગાદીએ આવવું**—બહાદુરશાહના મરણ પછી એક ટુંકા

કજીઓ થયો. તે પછી તેનો જ્યેષ્ઠ પુત્ર જહાંદરશાહ નામ ધારણ કરી, જુલ્ફિકારખાનની મદદથી ગાદી પર આવ્યો. જહાંદરશાહે જુલ્ફિકારખાનને મુખ્ય પ્રધાન નીમી છ મહીના રાજ્ય કર્યું. બહાદુરશાહનો બીજો પુત્ર આઝીમ ઓશાન બંગાળાનો સુબો હતો. તે દિલ્હીમાં રહી પોતાના મદદનિશ અને પુત્ર ફરૂખશિયરની મારફત બંગાળાનો વહીવટ કરતો હતો. ગાદીના કજીઆમાં આઝીમ ઓશાન માર્યો ગયો, તેથી ફરૂખશિયરે બિહારના સુબા સૈયદ હુસેનઅલીનો આશ્રય લીધો. હુસેનઅલી અને તેના ભાઇ અલાહાબાદના સુબા અબદુલ્લાએ મહાન લશ્કર એકઠું કરી ફરૂખશિયરનો પક્ષ લીધો અને દિલ્હી તરફ સવારી કરી. તેઓએ જહાંદરશાહને આગ્રા આગળ હરાવી મારી નાખ્યો અને ફરૂખશિયરને ગાદીએ બેસાડયો.

૨. જુલ્ફિકારખાન—તે ઔરંગઝેબનો બહાદુર સરદાર હતો. તેણે મરાઠા સાથેની લડાઇમાં ભાગ લીધો હતો. ઔરંગઝેબના મરણ પછી તે એકાએક બળવાન થયો, અને તેણે બહાદુરશાહ તથા જહાંદરશાહને ગાદીએ બેસાડયા હતા. તે દખ્ખણનો સુબો હતો. જ્યારે જહાંદરશાહ માર્યો ગયો ત્યારે જુલ્ફિકારખાનને પણ મારી નાંખવામાં આવ્યો.

## ફરૂખશિયર, ઇ. સ. ૧૭૧૩–૧૭૧૮.

૧. સૈયદ ભાઇઓ—ફરૂખશિયરે ગાદીએ આવી અબદુલ્લાને પોતાનો વજીર નીમ્યો, અને હુસેનઅલીને મુખ્ય સેનાપતિ બનાવ્યો. વાસ્તવિક રીતે આ બે ભાઇઓજ રાજ્યકર્તા હતા. તેઓ ગંગાયમુનાના વેરા નગરથી આવી પૈસા લઇ રાજકુટુંબના વારસોને રાજા બનાવતા હતા; તેથી તેઓનું ચલણ ઘણું હતું. મારવાડના અજિતસિંહે પોતાના રાજ્યમાંથી મોગલોનો નાશ કર્યો હતો, તેથી તેની સત્તા તોડવા પાદશાહે હુસેનઅલીને મોકલ્યો. તેણે અજીતને હરાવી પાદશાહને કન્યા અને ખંડણી આપવાની કબુલાત લીધી. આમ સૈયદ ભાઇઓ વધારે બળવાન થયા.

**૨. કલકત્તેથી આવેલું અંગ્રેજ પ્રતિનિધિ મંડળ**—મારવાડના રાજાની કુમારી સાથે ફરૂખશિયરનો વિવાહ નક્કી થયા બાદપાદશાહની પીઠે પાઠું નીકળ્યું, તેથી તે ભયંકર માંદગીમાં સપડાયો. લાંબી મુદત સુધી તેને આરામ થયો નહિ. એવામાં અંગ્રેજ પ્રતિનિધિ મંડળ દિલ્હી આવ્યું. તેમાંના ડૉ. હેમિલ્ટન નામના એક પ્રખ્યાત પુરુષે પાદશાહનું દરદ થોડાજ દિવસમાં મટાડયું, તેથી પાદશાહે તેને ઇનામ માગવા કહ્યું. તેણે દેશપ્રેમની ખાતર સ્વાર્થ ત્યાગ કરી બ્રિટિશ ઇસ્ટ ઇંડિઆ નામના એક વેપારી મંડળ માટે હિંદમાં વતન માગ્યું. તેથી પાદશાહે બંગાળાનાં ૩૭ શહેરોની જમીનદારી અને કંપનીના તમામ માલ પરની જગાત માફ કરવાની હેમિલ્ટનની માગણી સ્વીકારી. ઇ. સ. ૧૭૧૬. દેશસેવાનો આ એક ઉત્તમ દાખલો છે.

**૩. મરાઠાઓ સાથે સલાહ**—ફરૂખશિયરે હુસેનઅલીને દખ્ખણના સુબા તરીકે મોકલ્યો. તેણે ઇ. સ. ૧૭૧૭ માં મરાઠાઓ સાથેની સલાહમાં એવા કરાર કર્યા કે શાહુને શિવાજીના વખતના બધાજ પ્રાંતો પાછા મળે અને દખ્ખણના બધા સુબાઓ પાસેથી **ચોથ** એટલે ઉપજનો ચોથો ભાગ અને **સરદેશમુખી** એટલે મહેસુલનો દશમો ભાગ ઉઘરાવવાનો હક મળે. તે બદલ મરાઠાઓ વાર્ષિક ૧૦ લાખ રૂપીઆ આપે. આ કરારથી મરાઠાઓ વધારે બળવાન થયા.

**૪. સીખોનો સંહાર**—ઇ. સ. ૧૭૧૬ માં સીખ લોકો પર ઘણો જુલમ ગુજારવામાં આવ્યો. પકડાએલા સીખ કેદીઓમાં એક વિધવાનો છોકરો પણ હતો. તેની માએ વજીર પાસે આવી અરજ કરી કે મારો છોકરો કશામાં જાણતો નથી માટે તેને મારી નાખશો નહિ. એ વાત સાંભળતાંજ છોકરો બોલી ઉઠયો કે "આ બાઇ કોણ છે? હું ખરો સીખ છું." તે પરથી તેને મારી નાખવામાં આવ્યો. એ પ્રમાણે ઘણા સીખ મરાયા, પણ તેઓની સંખ્યા પાછી વધી અને તેઓ એક લડાયક પ્રજા બન્યા.

૫. ફરૂખશિયરનું મરણ—જ્યારે હુસેનઅલી મરાઠાઓ સાથે લડવામાં રોકાએલો હતો, ત્યારે ફરૂખશિખરે સૈયદ ભાઇઓની સત્તા તોડવા ઔરંગઝેબના જુના વઝીર ઇનાયત ઉલ્લાખાનને વઝીર નીમ્યો. તેણે તરતજ જજીઆવેરો લેવો શરૂ કર્યો, તેથી રાજ્યમાં ખળભળાટ થયો. એટલામાં હુશેનઅલી મરાઠાઓ સાથે દિલ્હી આવી પહોંચ્યો. તેણે મરાઠાઓની મદદથી પોતાની સત્તા તોડવા માગનાર પાદશાહને મારી નાખ્યો.

## રફે ઉલ દિર્જાત.

સૈયદ ભાઇઓએ છ મહીનામાં બહાદુરશાહના વંશના રફે ઉલ દિર્જાત અને રફે ઉદ્ દૌલાહને ગાદીએ બેસાડયા. પહેલાએ જજીઆ વેરો રદ કર્યો, અને ઇનાયત ઉલ્લાખાનને પદભ્રષ્ટ કરી સૈયદ ભાઇઓને સત્તાધીશ બનાવ્યા. તે ત્રણ માસમાં ખાંસીના રોગથી મરણ પામ્યો. રફે ઉદ્ દૌલાહ પણ ક્ષય રોગથી ઇ. સ. ૧૭૧૯ માં મરણ પામ્યો.

## રોશન અખ્તર મહંમદશાહ, ઈ. સ. ૧૭૨૦–૧૭૪૮.

૧. ગાદીએ આવવું: સૈયદ ભાઇઓનો અંત—સૈયદ ભાઈઓએ બહાદુરશાહના પૌત્ર મહંમદશાહને ઇ. સ. ૧૭૧૯ ના સપ્ટેમ્બરમાં ગાદીએ બેસાડ્યો, અને તેને નામે રાજકારભાર ચલાવવા માંડયો. તેઓની સત્તાથી કંટાળી ઘણા લોકોએ બળવો કર્યો. સૈયદોએ ઔરંગઝેબના માનીતા સરદાર ધાઝીખાનના પુત્ર કાલિચખાનને માળવા અને દખ્ખણનો સુબો નીમ્યો. તેણે ઇ. સ. ૧૭૨૧ માં હૈદરાબાદમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા માંડયું. પાદશાહે તેને નિઝામ ઉલ્મુલ્ક એટલે રાજ્યનો પ્રતિનિધિ એવો ઇલકાબ આપ્યો.

દખ્ખણમાં નિઝામનું જોર વધતું અટકાવવા હુસેનઅલીએ દખ્ખણ જવાનો નિશ્ચય કર્યો, આ વખતે પાદશાહ સૈયદોનો નાશ કરવાનો પ્રપંચ ઘડતો હતો. જ્યારે સૈયદો પાદશાહને લઇ દખ્ખણ

જવા નીકળ્યા, ત્યારે સાદતઅલીખાને દિલ્હી અને આગ્રાની વચ્ચેના શાહપુર આગળ હુસેનઅલીને ઇ. સ. ૧૭૨૦ માં મારી નાખ્યો. તે પછી સહેલાઇથી સૈયદ અબ્દુલ્લાનો પણ નાશ કર્યો.

૨ અયોધ્યાનું કુટુંબ—સૈયદ-ભાઇઓનો નાશ કરવામાં મદદ કરનાર મહંમદ અમીનને પાદશાહે વજીર નીમ્યો, અને સાદતઅલીને બહાદુરજંગનો ખિતાબ આપી અલાહાબાદ અને અયોધ્યાનો સુબો નીમ્યો. અહીંથી અયોધ્યાના કુટુંબની શરૂઆત થાય છે.

૩ મરાઠાઓ માળવા અને ગુજરાતમાં—મરાઠાઓ દખ્ખણમાંથી ચોથ મેળવી માળવા અને ગુજરાતમાં પેઠા. તેઓએ મોગલ સુબાઓને બહુ હેરાન કર્યા. આખરે નર્મદા અને ચંબલ વચ્ચેનો બધો પ્રદેશ મરાઠાઓને આપી મોગલોએ સલાહ કરી. ઈ. સ. ૧૭૩૮.

૪ નાદિરશાહની સવારી. ઇ. સ. ૧૭૩૯—૧૮ મી સદીની શરૂઆતમાં ઇરાનમાં રાજ્યપરિવર્તન થયું. તેવામાં કાસ્પિઅનની નજીકના અફ્શાર જાતના એક નસિબદાર સિપાઇ નાદીરે રાજધાનીનું શહેર ઈસ્પહાન જીતી લીધું, અને નાદિરશાહ નામ ધારણ કરી તે ઇરાનની ગાદીએ બેઠો. તેણે રશિઆ, તુર્કસ્તાન અને અફઘાનિસ્તાન જીતી લીધાં. તે પછી તે દેશ લૂટવાના વિચારે હિંદ પર ચઢી આવ્યો.

સાદતઅલી અને નિઝામે દિલ્હીની પશ્ચિમે આશરે ૧૦૦ માઇલ પર તેને રોકવા પ્રયત્ન કર્યો પણ કાંઇ વળ્યું નહિ. નાદિરશાહે દિલ્હીના કોટ પાસે આવી છાવણી કરી. મહંમદશાહે તેની મુલાકાત લીધી. તેના મુગટમાં પ્રખ્યાત કોહિનૂર હીરો હતો. તે લેવાના વિચારથી નાદિરશાહે કહ્યું કે ઇરાનમાં મિત્રતા બતાવવા અરસપરસ પાઘડીઓ બદલવાનો રિવાજ છે. આથી મહંમદશાહે પોતાના હાથે કોહિનૂર સહિત પોતાનો મુગટ નાદિરશાહને પહેરાવ્યો, અને તેની પાઘડી પોતે પહેરી. નાદિરશાહ દિલ્હીમાં રાજમહેલમાં રહ્યો, અને

થોડા દિવસ શાંતિમાં પસાર થયા. એક દિવસ દિલ્હીનાવતની ઓએ રાતના ઉઠી નાદિરશાહના સિપાઇઓને મારી નાખ્યા, અને નાદિરશાહ પર પત્થર ફેંકી અગ્નિ સળગાવ્યો. તેથી નાદિરશાહે પોતાના સિપાઇઓને લોકોની કતલ કરવા અને શહેર લૂટવાનો હુકમ કર્યો. ઇરાની સિપાઈઓએ મોટી સવારથી બપોર પછી ત્રણ વાગતા સુધી કતલ ચલાવી અને શહેર લૂટી તેને આગ સળગાવી. સાંજે મહંમદશાહે નાદિરશાહને પગે પડી કતલ બંધ કરવા કાલાવાલા કર્યા, તેથી તેણે પોતાના સિપાઇઓને તે ક્રૂર કર્મ બંધ કરવા હુકમ કર્યો. તેનું લશ્કર એવું કેળવાએલું હતું કે તેણે તરતજ તેના હુકમનો અમલ કર્યો.

તે પછી નાદિરશાહે મહંમદશાહની તિજોરી લૂટી તેમાંથી પૈસા, જવાહીર, અને મયૂરાસન પડાવી લીધું, અને અમીર ઉમરાવ તેમજ પૈસાદાર લોકોને પણ લૂટી લીધા. તે આશરે ૪૦ કરોડ રૂપીઆની મતા ઇરાનમાં લઇ ગયો. નાદિરશાહની ચડાઇથી મોગલાઇને એક મહાન ફટકો લાગ્યો, અને મહંમદશાહ સત્તાહીન અને દરિદ્રી થઇ ગયો.

૫ **રાજ્યો સ્વતંત્ર થયાં**—નાદિરશાહના ગયા પછી નિઝામ અને મરાઠા આખા દખ્ખણના ધણી થઇ પડયા. માળવા અને ગુજરાત પ્રાંતો મોગલાઇમાંથી છુટા પડયા. સીખ લોકો સરહિંદ અને પંજાબમાં સમર્થ થયા. બંગાળાનો સુબો હજી નિયમિત મહેસુલ આપતો હતો. સાદતઅલીએ આગ્રા અને બંગાળાની વચ્ચેના પ્રદેશમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા માંડયું. રોહિલાઓએ આગ્રાના અને દિલ્હીના સુબાઓની દેખરેખ નીચે સ્વતંત્રતા ભોગવવા માંડી. જાટ લોકોએ આગ્રાના સુબા પાસેથી થોડોક ભાગ કબજે કર્યો હતો. કાબુલ, કંદહાર, અને સિંધની પશ્ચિમના પ્રાંતો ઇરાને ખાલસા કર્યા હતા. થોડા વખતમાં મહંમદશાહ હિંદનો માત્ર નામનો પાદશાહ થયો. તેની પાસે નાનું લશ્કર હતું, પણ તે ઉત્સાહહીન અને અવ્યવસ્થિત હતું. તેની સત્તા તેના મહેલની બહાર કોઇ સ્વીકારતું નહોતું.

૬. **મરાઠા બંગાળામાં**—નાગપુરના મરાઠા રાજા રાઘોજી ભોંસલેએ ઇ. સ. ૧૭૪૨ માં બંગાળા પર ચઢાઇ કરી. સુબા અલીવર્દીખાને પાદશાહની મદદ માગી કારણકે પાદશાહે પેશ્વાને બંગાળામાંથી ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી હતી. પાદશાહે પેશ્વાને હુકમ કર્યો તેથી પેશ્વાએ ભોંસલેને બંગાળામાંથી પાછો બોલાવ્યો. પાછળથી પેશ્વાએ બંગાળા લૂટ્યું તેથી અલીવર્દીખાને પાદશાહને મહેસુલ ન મોકલતાં સ્વતંત્રપણે રાજ્ય કરવા માંડ્યું.

૭. **અહમદશાહ અબદલી,** ઇ. સ. ૧૭૪૭—આ અરસામાં રોહિલા આગેવાનોએ હિંદને હેરાન કરવા માંડ્યું. અફઘાનિસ્તાનમાં અહમદશાહ અબદલી નામે મહાન શત્રુ ઉભો થયો. તે નાદિરશાહનો માનીતો સરદાર હતો. નાદિરશાહની પડતીનો લાભ લઇ તે અફઘાનીસ્તાનનો રાજા થયો. તેણે ક્રમે ક્રમે કંદહાર, બલ્ખ, કાશ્મીર અને સિંધ જીતી લીધાં; પછી તરતજ લાહોર જીતી સતલજને કાંઠે મુકામ કર્યો. તેનો વિચાર હિંદમાં ઉતરવાનો હતો. અહંમદશાહના જ્યેષ્ઠ પુત્ર અહમદે મોટું લશ્કર લઇ તેને પાછો વાળ્યો. તે પછી એક માસમાં મહંમદશાહ મરણ પામ્યો. ઇ. સ. ૧૭૪૮. તેજ સાલમાં નિઝામ, શાહુ, તથા ઔરંગઝેબના મરણ પછી રહેલા મોગલાઇના આગેવાનો મરણ પામ્યા.

૮. **દક્ષિણમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વિગ્રહ**—અંગ્રેજો અને ફ્રેંચોની ઇસ્ટ ઇંડિઆ કંપનીઓએ હિંદના કોરોમાંડલ કાંઠે વેપારની વખારો બાંધી હતી. તે બંને પ્રજાઓ ઇ. સ. ૧૭૪૬ માં લડી, તેમાં ફ્રેંચો જીત્યા અને તેમના આગેવાન ડુપ્લેએ હિંદમાં ફ્રેંચ સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો.

૯. **મોગલાઇની પડતી અને મરાઠાની ચડતી**—ઔરંગઝેબના મરણ પછી ઇ. સ. ૧૭૦૭–૧૭૪૮ સુધીનાં ૪૦ વર્ષમાં મોગલાઇની ઘણી પડતી થઇ, મહંમદશાહના વખતમાં તો છેકજ

અવનતિ થઇ. ઇ. સ. ૧૭૪૮ માં ઉપલા દોઆબનો એક ભાગ અને સતલજની દક્ષિણના જિલ્લાઓજ મોગલોના હાથમાં રહ્યા હતા. બધા પ્રાંતો સુબાઓની સત્તા નીચે સ્વતંત્ર થયા. તેઓ પાદશાહને નામનુંજ માન આપતા હતા. આ ૪૦ વર્ષ દરમિઆન મરાઠાઓએ માળવા અને ગુજરાતમાંથી ચોથ ઉઘરાવી. આમ તેઓની સત્તા ઘણીજ વધી હતી.

## અહમદશાહ, ઈ. સ. ૧૭૪૮–૧૭૫૪.

૧. **અફ્ઘાનોએ પંજાબ જીત્યુ. ઈ. સ. ૧૭૫૨—**અહમદશાહે ગાદી પર આવી ઇ. સ. ૧૭૫૦ માં રોહિલાને હરાવ્યા ઇ. સ. ૧૭૫૨ માં અહમદશાહ અબદલીએ હિંદમાં પાછા આવી લાહોર જીતી લીધું. પાદશાહ નબળો હોવાથી તેણે અબદલીને પંજાબનો રાજા સ્વીકાર્યો.

૨. **મરાઠા—**આ અરસામાં મરાઠા ઘણા ચઢતીમાં આવ્યા. તેઓએ મોગલો પાસેથી ચોથ લીધી. પાદશાહે પંજાબ અફ્ઘાનોને દીધું, તેથી પ્રધાન વિરૂદ્ધ પડયો, પણ તેણે તેને વશ કર્યો.

૩. **અહમદશાહનું મરણ—**મરાઠાઓની ચડતીમાં મોગલાઇની પડતી થતી હતી. દિલ્હીમાં સરદારો માંહોમાંહે લડતા હતા. તેમાંના એક ધાઝીઉદ્દીને પાદશાહને પદભ્રષ્ટ કરી કેદમાં પૂર્યો. તે ત્યાં અંધ સ્થિતિમાં દુઃખી થઇ ઇ. સ. ૧૭૫૪ માં મરણ પામ્યો.

## આલમગીર બીજો, ઇ. સ. ૧૭૫૪–૧૭૫૯.

૧. **અફ્ઘાનોની ફરીથી ચઢાઈ—**ધાઝીઉદ્દીને જહાંદરશાહના પુત્ર આલમગીરને ગાદીએ બેસાડયો તેના વખતમાં અહમદશાહ અબદલી ઇ. સ. ૧૭૫૬ માં ત્રીજી વાર હિંદમાં આવ્યો. તેણે દિલ્હીના દરવાજામાં મુકામ કર્યો. તેણે શહેર જીતી લૂટી લીધું. આલમગીરે કાલાવાલા કર્યા, ત્યારે શહેરનો બચાવ થયો. તે પછી અબદલી દેશમાં પાછો ગયો.

૨. **મરાઠાઓએ લાહોર જીત્યું**—ધાઝીઉદ્દીને અફઘાનોના ત્રાસમાંથી બચવા મરાઠાઓની મદદ માગી. પેશ્વાના ભાઇ રાઘોબાએ દિલ્હી જીત્યું. તેણે પંજાબ જઈ લાહોર જીતી (ઇ. સ. ૧૭૫૮) અબદલીના સુબાને હાંકી કાઢયો. આ વખતે મરાઠાઓએ હિંદમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો. પણ એટલામાં બે પરદેશી પ્રજાઓએ મરાઠાઓની સામે થઇ તેમનો અંત આણ્યો. તે જાતોમાં પ્રથમ અફઘાનો અને બીજે નંબરે અંગ્રેજો હતા.

૩. **આલમગીરનું મરણ અને હિંદની હાલત**—મરાઠાઓએ પંજાબ જીત્યાના સમાચાર સાંભળી અબદલી ચોથી વખતે હિંદમાં આવ્યો. તેણે ઇ. સ. ૧૭૫૯ ના સપ્ટેમ્બરમાં પંજાબ, અને સહરાનપુર સુધીનો ભાગ સહેલાઇથી જીતી લીધો. અબદલીના આવવાથી ધાઝીઉદ્દીનનું જોર વધ્યું. તેણે પાદશાહને ઇ. સ. ૧૭૫૯ માં મારી નાખ્યો. આ વખતે મરાઠાઓ ચડતીના શિખરે હતા. ફ્રેંચોએ હિંદમાં રાજ્ય સ્થાપવાની આશા મૂકી હતી અને અંગ્રેજોને પહેલાંના કરતાં વધુ બળવાન થયા હતા.

## શાહઆલમ બીજો, ૧૫૫૯—૧૮૦૬.—

૧. આલમગીરના મરણ વખતે તેનો પુત્ર બહાર પ્રાંતમાં હતો. તે શાહઆલમ બીજો નામ ધારણ કરી ગાદીએ બેઠો. આ અરસામાં મરાઠાઓ બહુ બળવાન હતા, અને દિલ્હીમાં તો તેમનું જોર અતિશય હતું. તેમનો વિચાર પેશ્વાના જ્યેષ્ઠ પુત્ર વિશ્વાસરાવને દિલ્હીની ગાદીએ બેસાડવાનો હતો, પણ પાદશાહનો પુત્ર અલીગૌહર શાહઆલમ બીજો નામ ધારણ કરી ગાદીએ બેઠો.

૨. **શાહઆલમ બીજાના રાજ્યની શરૂઆતનું હિંદ**—શાહઆલમ બીજો દિલ્હીનો માત્ર નામનો પાદશાહ હતો. અહમદશાહ અબદલીએ પંજાબ ઘેર્યું હતું. શુજાદૌલા અયોધ્યાનો નવાબ હતો. મીરજાફર બંગાળા, બહાર અને ઓઢીઆનો નવાબ હતો.

નિઝામુલ્મુલ્કનો વંશજ નિઝામઅલી હૈદરાબાદમાં રાજ્ય કરતો હતો. હૈદરઅલી નામનો સરદાર મ્હૈસુરનો સુલતાન બન્યો હતો. અંગ્રેજોએ મહંમદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો હતો. ઇ. સ. ૧૭૫૯.

વળી મહારાષ્ટ્રમાં મરાઠા, ગ્વાલિઅરમાં સિંધિઆ, ઇંદોરમાં હોલ્કર, વરાડમાં ભોંસલે, વડોદરામાં ગાયકવાડ, રજપુતાનામાં અનેક રજપુત રાજાઓ, અને દખ્ખણનાં બીજાં હિંદુ રાજ્યો પણ રાજ્ય કરતાં હતાં.

અંગ્રેજોએ કોરોમાંડલ કાંઠે પોતાની સત્તા સ્થાપી હતી, અને ઇ. સ. ૧૭૫૭ માં થએલી પ્લાસીની લડાઇથી તેઓ બંગાળામાં દિનપ્રતિદિન જોર પર આવતા હતા.

૩. **પાણીપતનું યુદ્ધ**, ઇ. સ. ૧૭૬૧—મરાઠાઓએ ભેગા થઇ હૈદરાબાદના નિઝામઅલીને ઇ. સ. ૧૭૬૦ માં ઉદગીરની લડાઇમાં હરાવી દોલતાબાદ, આશીરગઢ, અને બીજાપુર કિલ્લા જીતી લીધા. આમ મરાઠા સંપૂર્ણ ચઢતીમાં આવ્યા. બીજા વર્ષે તેમના બળને જબરો ધક્કો વાગ્યો. રઘુનાથરાવે ઇ. સ. ૧૭૫૮ માં પંજાબ જીત્યું તેથી ગુસ્સે થઇ અહમદશાહ અબદલી ચઢી આવ્યો, અને તેણે પાણીપતની લડાઇમાં મરાઠાઓને હરાવી નરમ પાડયા.

૩. આ પછી શાહઆલમ અયોધ્યાના નવાબના પક્ષમાં રહી અંગ્રેજો સાથે લડયો, તેમાં હારવાથી તેણે ઇ. સ. ૧૭૬૫ માં અંગ્રેજોને બંગાળા, બહાર, અને ઓઢીઆની દિવાની એટલે કરવેરા ઉઘરાવવાનો હક આપ્યો. તે અંગ્રેજોને આશરે અલાહાબાદમાં રહેતો હતો. ઇ. સ. ૧૭૭૧ માં મરાઠાઓ દિલ્હી જીત્યું, તેથી શાહઆલમ રજા વગર દિલ્હી ગયો. એક વખતે સિંધિઆની ગેરહાજરીનો લાભ લઇ ગુલામ કાદર નામના એક રોહિલા સરદારે દિલ્હી આવી ઈ. સ. ૧૭૮૬ માં પાદશાહની આંખો ફોડી નાખી. અંગ્રેજોએ ઇ. સ. ૧૮૦૩ માં દિલ્હી જીત્યું, ત્યારે શાહઆલમ અંગ્રેજોના કબજામાં

આવ્યો. તે અંગ્રેજોના પેન્શન પર જીવતો હતો. તે ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો

## અકબર બીજો, ઈ. સ. ૧૮૦૬–૧૮૩૭.

શાહઆલમના મૃત્યુ પછી તેનો પુત્ર અકબર બીજો શહેનશાહ તરીકે ઓળખાવા લાગ્યો, તેને પિતાનું વર્ષાસન મળતું હતું. તે માત્ર વર્ષાસન પરજ જિંદગી ગુજારનાર હતો. તેના વખતમાં બ્રિટિશ રાજ્ય હિંદમાં વિસ્તૃત અને બળવત્તર થયું. તે ઇ. સ. ૧૮૩૭ માં મરણ પામ્યો.

## મુહમ્મદ બહાદુરશાહ, ઈ. સ. ૧૮૩૭–૧૮૫૭.

અકબર બીજા પછી તેનો પુત્ર બહાદુરશાહ દિલ્હીના પાદશાહના નામે ઓળખાવા લાગ્યો. તેના છેવટના જીવનમાં હિંદમાં દેશી સિપાઇઓનો બળવો થયો. તે વખતે બળવાખોરોએ બહાદુરશાહને સમજાવી ગાદીએ બેસવા ઉશ્કેર્યો. બહાદુરશાહે કૈસરેહિંદ થવાની આશાએ બળવામાં ભાગ લીધો. જ્યારે અંગ્રેજોએ બળવાખોરો પાસેથી દિલ્હી જીતી લીધું, ત્યારે તે પોતાના બે દીકરાઓ સાથે હુમાયુનના કબ્રસ્તાનમાં ભરાઈ બેઠો હતો, ત્યાંથી તેને પકડવામાં આવ્યો. તેના દેખતાં કેપ્ટન હૉડસને તેના બે દીકરાઓને પોતાને હાથે ગોળીબાર કરી માર્યા. બહાદુરશાહને રંગુનમાં કેદ કર્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨ માં મરણ પામ્યો. આમ મોગલાઇનો નાશ થયો, અને મહાન મોગલોનો ઝાંખો બળતો દીવો બુઝાઈ ગયો.

## પ્રશ્નો.

૧. ઔરંગઝેબની પછી જાણવા જોગ કયા પાદશાહો થયા?
૨. જહાંદરશાહના વખતના મુખ્ય બનાવો બોલો.
૩. સૈયદ ભાઇઓ વિષે તમે શું જાણો છો?
૪. નાદિરશાહની સવારીનું વર્ણન કરો.
૫. મોગલાઇનો અંત ક્યારે અને કેવી રીતે આવ્યો?

# પ્રકરણ ૩૨ મું.

## મોગલાઇનો ઉપસંહાર.

**૧. મોગલોની રાજપદ્ધતિ**—મોગલ સલ્તનત આબાદ સ્થિતિએ સંપૂર્ણ સ્વતંત્ર હતી. રાજ્યને પ્રાંતોમાં વહેંચી તે પર સુબાઓ નીમવામાં આવતા. તે સુબાઓને મુલકી તેમજ લશ્કરી હક આપવામાં આવતા. તેઓને મદદ કરવા બીજા અમલદારો પણ નીમાતા.

જાગીરદારો અને જમીનદારો નાના નાના રાજાઓની પેઠે પોતાની જાગીરમાં રાજ્ય ભોગવતા હતા, પણ જ્યારે જરૂર પડે ત્યારે તેઓ પાદશાહને લશ્કરી નોકરી આપવા બંધાએલા હતા તેઓ મહેસુલ નિયમિતપણે ભરતા હતા.

બાબર અને હુમાયુન સરકારી નોકરીમાં હિંદુઓને દાખલ કરતા નહોતા, પણ રાજ્યનો વહીવટ મુસલમાન અમલદારોની મારફતેજ ચલાવતા હતા. અકબર, જહાંગીર, અને શાહજહાને યોગ્ય હિંદુઓને સરકારી નોકરીમાં દાખલ કરી તેમને જવાબદારીની જગાઓ આપી હતી. ઔરંગઝેબે એ પદ્ધતિ બદલીને હિંદુઓને સરકારી નોકરીમાંથી દૂર કર્યા, અને મુસલમાન અમલદારોની મારફતેજ રાજતંત્ર ચલાવ્યું હતું. તેની પછીના નબળા પાદશાહોના જમાનામાં કાંઈ ચોક્કસ ધોરણ રહી શક્યું નહિ.

**૨. મોગલાઇની ચઢતીનાં કારણો**—(૧) મોગલાઇની સ્થાપના વખતે હિંદમાં નાનાં નાનાં સ્વતંત્ર અફઘાન રાજ્યો હતાં. તેઓનું વહેંચાઇ ગએલું બળ બાબરને અટકાવી શક્યું નહિ, તેથી મોગલ રાજ્ય સ્થપાયું. (૨) મોગલો સામે લડવામાં અફઘાનો હિંદુઓની યોગ્ય મદદ મેળવી શક્યા નહિ, કારણ કે તેઓએ તેમને ધાર્મિક ત્રાસ આપ્યો હતો. જો તેઓ સંયુક્ત થયા હોત, તો કદાચિ બાબર રાજ્ય સ્થાપવામાં નિષ્ફળ ઉતર્યો હોત. (૩) બાબરનું લશ્કર

ઉત્તરના થંડા પ્રદેશમાંથી આવેલું હોવાથી શરીરે મજબુત હતું, વળી તે બહાદુર અને વ્યવસ્થિતપણે કેળવાએલું હતું. તેની લડવાની લાયકાત અફ્ઘાન અને રજપુત લશ્કર કરતાં ચઢીઆતી હતી. (૪) મહાન અકબરે ઉદાર દીલથી હિંદુ–મુસલમાનનું ઐક્ય સાધ્યું, અને એમ રજપુતોની મદદથી રાજ્યકારભાર ચલાવ્યો, તેથી મોગલાઇ લાંબા વખત સુધી બહુ ચઢતીમાં રહી હતી. (૫) મોગલો અફ્ઘાનોના જેવા હિંદુઓના ધર્મવિરોધી નહોતા, જેથી શાહજહાનના અમલ સુધી હિંદુઓએ મોગલોની સર્વોપરિ સત્તા સ્વીકારી એટલુંજ નહિ, પણ શહેનશાહતની મજબુતી કરવામાં તેઓએ અંતઃકરણપૂર્વક મદદ આપી. મોગલો અને હિંદુઓના સહકારથી હિંદમાં મોગલ સામ્રાજ્ય લગભગ દોઢસો વર્ષ સુધી આબાદી અને મહિમાના શિખરે પહોંચ્યું હતું. દરમિઆન દેશની સામાજિક, ધાર્મિક, અને આર્થિક સ્થિતિ આબાદ હતી.

૩. મોગલાઇની પડતીના કારણો—

**૧. ઔરંગઝેબની ધર્માંધ રાજનીતિ**—(૧) ઔરંગઝેબે પિતા અને ભાઇઓના પ્રત્યેના ભયંકર અપરાધો કરી રાજ્ય મેળવ્યું, તેથી શરૂઆતેજ તેણે પોતા વિષે ખરાબ છાપ પાડી. (૨) તેણે ધાર્મિક બાબતોને લીધે હિંદુઓને સરકારી નોકરીમાંથી પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કાઢી મૂક્યા. તેણે તેમની કિંમતી મદદ ખોઇ, વળી મુસલમાન અમલદારોમાંના ઘણા રાજ્યતંત્રમાં હિંદુઓ જેવા હોશિયાર નીવડ્યા નહિ. (૩) તેણે હિંદુઓપર–ખાસ કરીને રજપુતો પર–ધાર્મિક જુલમ કરી તેમના પર જજીઆવેરો નાખ્યો, તેથી રજપુતોની મદદ ખોઇ. (૪) તેણે શિઆ પંથના મુસલમાનોને પણ સતાવ્યા, તેથી તેઓનું મન પણ રાજ્ય પરથી ઉઠી ગયું, અને તેઓ વિરોધી બન્યા.

**૨. દક્ખણમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો જીતવાનો પ્રયત્ન**—ઔરંગઝેબે આ પ્રયત્નમાં છેલ્લાં ૨૫ વર્ષ ગુમાવ્યાં. છતાંએ વ્યવસ્થા થઇ શકી નહિ. પ્રયત્નમાં નિષ્ફળતા મળવાથી તેનું મન

વહેમી થયું, તેથી તેણે સેનાપતિઓ વારંવાર બદલવા માંડયા, પરિણામે સરદારોમાં મન ઉઠી ગયાં, અને તેમણે પોતાની નોકરી વિશ્વાસુપણે બજાવી નહિ. છેવટે લશ્કરનો નાશ થયો, અને લાંબા વખતના રાક્ષસી ખર્ચથી ખજાનો ખાલી થઇ ગયો.

૩. શત્રુઓ ઉભા થયા—ઓરંગઝેબના ધાર્મિક જુલમથી શીખ અને રજપુતો ઉભા થયા. તેઓએ બળવાન બની મોગલાઇને ત્રાસ આપવા માંડયો; તેથી પાદશાહની ચિંતા વધી અને તે યોગ્ય વ્યવસ્થા કરી શકયો નહિ. મરાઠાઓ સામે લડવામાં તેણે અસંખ્ય માણસો અને અઢળક ધન ગુમાવ્યાં. છેવટે તેણે પોતાની તંદુરસ્તી ખોઇ, ઓરંગઝેબે પોતાના રાજ્યને અંતે મોગલાઇને નાશની અણી પર આણી મૂકી હતી.

૪. ઓરંગઝેબ પછીના નબળા રાજાઓ—જેરાજનીતિથી ઓરંગઝેબે મોગલાઇને હચમચાવી મૂકી હતી તેને પહોંચી વળે એવા સમર્થ પાદશાહો પાછળથી ઉભા થયા નહિ. તેઓ વ્યવસ્થા રાખી શકયા નહિ, તેથી સરદારોએ માંહોમાંહે લડી સ્વતંત્રતા મેળવી, તેથી મોગલાઇનું એકત્રિત બળ તૂટી ગયું.

૫. પરદેશી હુમલાઓ—(૧) મોગલાઇની પડતીના વખતમાં નાદિરશાહ ચઢી આવ્યો. તેણે પ્રજાને સંહારી અને દેશનું દ્રવ્ય દોહી લીધું, તેથી દેશની દોલત, સમૃદ્ધિ, અને સત્તાનો નાશ થયો. (૨) નાદિરશાહનો ફટકો ભૂલાયો નહોતો એટલામાં અહમદશાહ અબ્દલીએ "પડતા પર પાટુ" માર્યું. એ ઘાના દરદથી મોગલાઇ છેલ્લો શ્વાસ લેતી હતી; તેણે ઇ. સ. ૧૮૬૨ માં શ્વાસ મકયો.

૪. મોગલાઇના વખતમાં દેશની હાલત—મોગલાઇની ચઢતી વખતે દેશમાં ખેતીવાડી અને વેપારરોજગાર આબાદ હતાં. થોડીક શાળા અને પાઠશાળાઓમાં ફારસી તથા અરબી શિખવવામાં આવતું હતું. લોકો સરકારની સંપૂર્ણ સત્તાના દાબમાં દબાએલા રહેતા હતા. કોઇ વખતે અમલદારો પ્રજા પાસેથી નાણાં પણ કઢાવતા હતા.

મોગલાઇની પડતીના વખતમાં લોકસ્થિતિ બગડી હતી. દેશમાં ઘણી અશાંતિ હતી. લોકો કામધંધામાં નિર્ભય નહોતા. પ્રજાની ધાર્મિક સ્થિતિ ઘણી ભયભરેલી હતી.

જ્યારે મોગલાઇ છેકજ પડી ભાગી ત્યારે દેશમાં સરદારો અને લૂટારાઓનો ત્રાસ વધવા લાગ્યો, રસ્તા નિર્ભય નહોતા. લોકો ભયભીત અવસ્થામાં દિવસ ગુજારતા હતા. ખેતીવાડી અને વેપાર રોજગાર પણ ઘણાજ જોખમમાં હતાં.

૫. "**જેવી કરણી તેવી પાર ઉતરણી**"—આ કહેવત દરેક મોગલ પાદશાહને લાગુ પડે છે, બાબર અને હુમાયુનની સારી કરણીઓ અને ઉદ્યોગથી મોગલાઇ સ્થપાઇ, અકબરની સારી કરણીઓથી દેશ આબાદ બન્યો, પણ જહાંગીર, શાહજહાન, અને પછીના પાદશાહોનાં બંડને લીધે તેમને પણ તેમનાં કૃત્યોના જેવોજ બદલો મળ્યો. શાહજાદાઓનાં બંડ એ મોગલાઇ શાપ છે.

## પ્રશ્નો.

૧. મોગલાઇની ચઢતી અને પડતીનાં કારણો ક્યાં હતાં?

૨. મોગલાઇના વખતમાં હિંદની હાલત કેવી હતી?

૩. મોગલાઇના ઇતિહાસ પરથી આપણે શો બોધ ગ્રહણ કરી શકીએ?

## જાણવાજોગ સાલવારી.

ઇ. સ. ૧૫૨૬—બાબરે પાણીપતની લડાઇ જીતી હિંદમાં મોગલરાજ્ય સ્થાપ્યું.

૧૫૨૬—સીક્રીના યુદ્ધમાં રાણો સંગ હાર્યો.

૧૫૨૮—બાબરે મેદનીરાયને હરાવી ચંદેરી જીતી લીધું.

૧૫૩૦—બાબરનું મરણ, અને હુમાયુન ગાદીપર આવ્યો.

૧૫૩૯—શેરખાને બકસારના યુદ્ધમાં હુમાયુનને હરાવ્યો.

૧૫૪૦—શેરખાને કનોજના યુદ્ધમાં હુમાયુનને હરાવ્યો.

૧૫૪૦-૧૫૫૫—સૂરવંશના પાદશાહોએ મોગલાઇમાં ગાબડું પાડી દિલ્હીની ગાદીએ રાજ્ય ભોગવ્યું.

૧૫૫૫—હુમાયુને સરહિંદ આગળ સિકંદર સૂરને હરાવી ફરીથી દિલ્હીની ગાદી મેળવી.

૧૫૫૬—મહાન અકબર ગાદીએ આવ્યો.

૧૫૬૦—બેરામથી સ્વતંત્ર થઇ રાજસત્તા પોતાના હાથમાં લીધી.

૧૫૬૭—ચિતોડની પાયમાલી કરી.

૧૫૭૪-૧૬૦૧—અકબરે પ્રાંતો જીતી રાજ્ય વધાર્યું.

૧૬૦૦—સલીમે બંડ કર્યું.

૧૬૦૫—અકબર મરણ પામ્યો અને જહાંગીર ગાદીએ આવ્યો.

૧૬૧૫—સર ટૉમસ રો જહાંગીરના દરબારમાં આવ્યો.

૧૬૨૭—જહાંગીર મરણ પામ્યો.

૧૬૩૦-૧૬૩૬—શાહજહાને દખ્ખણમાં યુદ્ધ કર્યું.

૧૬૫૫-૧૬૬૦—શાહજાદાઓ ગાદી માટે લડયા.

૧૬૫૮—ઔરંગઝેબ ગાદીએ બેઠો.

૧૬૫૮-૧૬૮૩—દખ્ખણ જીતવા સરદારો મોકલ્યા.

૧૬૮૬—ઔરંગઝેબે બીજાપુર જીતી લીધું

૧૬૮૭—ગોવળકોંડા ખાલસા કર્યું.

૧૭૦૭—ઔરંગઝેબ મરણ પામ્યો.

૧૭૦૦—મહંમદશાહ ગાદીએ બેઠો.

૧૭૩૯—નાદિરશાહે હિંદ પર સવારી કરી દિલ્હી લૂટ્યું.

૧૭૦૭-૧૭૪૮—મોગલાઇની પડતીનો કાળ.

૧૭૫૭—અહમદશાહ અબ્દલીએ દિલ્હી લૂટ્યું.

૧૮૫૭—છેલ્લો મોગલ પાદશાહ બળવામાં સામેલ થયો.

૧૮૬૨—મહંમદ બહાદુરશાહ રંગુનમાં મરણ પામ્યો.

# મરાઠા રાજ્યકાળ.

## પ્રકરણ ૩૩ મું.

### મરાઠા રાજ્યની સ્થાપના.

**૧. મહારાષ્ટ્ર દેશ અને મરાઠા લોકો**—હિંદની પશ્ચિમે જે ભાગ હાલ મુંબાઇ ઇલાકો કહેવાય છે, તેમાં તાપી અને તુંગભદ્રા નદીઓ વચ્ચેનો ભાગ મહારાષ્ટ્ર નામે ઓળખાય છે. ઇ. સ. પૂર્વે ૨૫૦ વર્ષ પહેલાં મહારાષ્ટ્રમાં રથીય કે રાષ્ટ્રીય રાજાઓ રાજ્ય કરતા હતા. તેઓ મહારથીય કે મહારાષ્ટ્રીય નામે ઓળખાતા તે પરથી દેશને મહારાષ્ટ્ર નામ મળ્યું. આ પ્રદેશમાં જે ડુંગરી લોકો વસતા હતા તેઓ મરાઠા નામે ઓળખાતા.

**૨. શાહાજી ભોંસલે**— મહારાષ્ટ્ર દેશ પહેલાં મુસલમાનોને તાબે હતો તો પણ ત્યાં ઘણાં નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતાં. ઈ. સ. ની ૧૭ મી સદીની શરૂઆતમાં મહારાષ્ટ્રમાં નવ મરાઠા જાગીરદારો હતા. તેમાંના સાત જાગીદારો બિજાપુરની અને બાકીના બે અહમદનગરના રાજ્યની નોકરી કરતા હતા. પહેલા સાત જાગીરદારોમાંનું એક સાવંતવાડીનું રાજ્ય હાલ પણ બ્રિટિશ રાજ્યની દેખરેખ નીચે રાજ્ય કરતું જોવામાં આવે છે. જે બે કુટુંબો અહમદનગરના રાજ્યમાં નોકરી કરતાં હતાં, તેમાંનું એક દેવગિરિના યાદવોના કુળમાંથી ઉતરી આવેલું સિંધખેરના યાદવોનુ કુટુંબ હતું. આ બંને કુટુંબો લગ્ન સંબંધથી જોડાઇ અરસ્પરસ સહાયક તરીકે અહમદનગરના રાજ્યમાં નોકરી કરતાં હતાં. ભોંસલે કુટુંબમાં શાહજી નામે સરદાર હતો, તે યાદવ કુળના લુખજીની પુત્રી જીજીબાઇ સાથે પરણ્યો હતો, અને મરાઠી

રાજ્યનો સ્થાપનાર શિવાજી તેમનો એક પુત્ર હતો. તે ઇ. સ. ૧૬૨૭માં જુન્નરના કિલ્લામાં જન્મ્યો હતો.

૩. **શિવાજીનું બાળપણ અને કેળવણી**—હવે શાહજીભોંસલે બિજાપુરની નોકરીમાં જોડાયો. તેણે પોતાના પુત્ર શિવાજીને પૂનામાં રાખ્યો. ત્યાં જીજીબાઇ અને દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણ શિવાજીને ઉછેરી શિક્ષણ આપતાં હતાં. તેને રામાયણ અને મહાભારતની વીરરસભરી વાર્તાઓ શિખવવામાં આવી. તે સાંભળી શિવાજી હથિઆર વાપરતાં શીખી બહાદુર સરદાર થયો. શિવાજી શિવ અને ભવાની દેવીનો ભક્ત હતો. તેને બ્રાહ્મણો પ્રત્યે ઘણોજ પૂજ્યભાવ હતો, અને પ્રાણાન્તે પણ તેમનું રક્ષણ કરવા દૃઢ નિશ્ચયનો થયો હતો.

**પ્રથમ પ્રયત્ન**—શિવાજીએ પોતાના પિતાના મરણ પછી પૂનાની અને મહારાષ્ટ્રની પોતાની જાગીરની વ્યવસ્થા કરી. તેણે માવેલી લોકો કે જે ઘાટને મથાળે રહેનારા અને હાથોહાથની લડાઇમાં હોશિયાર હતો તેની તથા બંદુક ફોડવામાં નિપૂણ. કોકણસ્થ હેટકરી લોકોની મદદથી ઇ. સ. ૧૬૪૬ માં બિજાપુર તાબાનો તોરણગઢ જીતી લીધો. તે પછી તે થોડાં વર્ષમાં બિજાપુરના સુલતાન અને ઔરંગઝેબના કજીઆનો લાભ લઇ ઘણો સમર્થ થયો.

૪. **શિવાજી અને અફઝલખાન**—(૧૬૫૯) શિવાજીએ બિજાપુર તાબેના કલ્યાણ પર હલ્લો કરી ત્યાંના સુબા આદિલશાહને કેદ કર્યો. તેથી બિજાપુરના સુલતાને તેનું જોર તોડવા અફઝલખાનની સરદારી નીચે મહાન લશ્કર મોકલ્યું. અફઝલખાને પ્રતાપગઢમાં મુકામ કર્યો. શિવાજીએ સમય વિચારી ડરી ગયાનું ડોળ દર્શાવી તેને એકલા મળવા ઇચ્છયું, આ પ્રસંગે શિવાજીએ વિશ્વાસઘાત કરી અફઝલખાનને મારી નાખ્યો, અને તેના લશ્કરને હાંકી કાઢ્યું. (કેટલાક કહે છે કે શિવાજીએ વિશ્વસઘાત કર્યો નહોતો) આ જીતથી કોંકણમાં મરાઠી સત્તા સ્થપાઇ.

**૫. શિવાજી અને શાઇસ્તખાન, ૧૬૬૨**—હવે શિવાજીએ દખ્ખણના મોગલ પ્રાંતો નેસતાવવા માંડયા, તેથી ઔરંગઝેબે દખ્ખણના સુબા શાઇસ્તખાનને તેની સામે મોકલ્યો. તેણે પૂનામાં આવી મુકામ કર્યો. શિવાજીએ રાત્રે થોડાક અનુચરો સાથે ઘરમાં પેસી તેને નસાડયો; અને તેના હાથની આંગળીઓ કાપી નાખી. તે પછી શિવાજી વેષ બદલી જતો રહ્યો, અને શાઇસ્તખાન પણ બીકનો માર્યો પૂના તજી પાછો ફર્યો.



શિવાજી.

**૬. સુરત જીત્યું, સને ૧૬૬૪**—શિવાજીએ છ દિવસ સુધી સુરત લુટયું. તેણે અંગ્રેજ કોઠી પર હલ્લો કર્યો, પણ કોઠીના પ્રમુખ સર જોન ઓક્ષનડેને તેને બહાદુરીથી હઠાવી કાઢયો. તે પછી શિવાજીએ રાયગઢ જઇ રાજાનો ઇલકાબ ધારણ કર્યો.

**૬. પુરંધરના કરાર, ઈ. સ. ૧૬૬૫**—ઔરંગઝેબે શિવાજીને 'ડુંગરનો ઉંદર' કહી વશ કરવા ધારેલો પણ તેમાં તે નિષ્ફળ થયો, તેથી તેણે તેને કોંકણ-મહારાષ્ટ્રનો રાજા સ્વીકારી તેની સાથે કરાર કર્યા, તેથી શિવાજીએ જીતેલા મોગલ પ્રાંતો પાછા આપ્યા, અને તે બદલ તેણે બિજાપુરના અમુક જિલ્લામાંથી ચોથ લેવાની પરવાનગી મેળવી.

**૭. શિવાજી ઔરંગઝેબના દરબારમાં, ઇ. સ. ૧૬૬૬**—બાદશાહના મીઠા શબ્દોથી ભોળવાઇ શિવાજી પોતાના પુત્ર શંભાજી સાથે દિલ્હી ગયો, પણ ત્યાં દરબારમાં તેનું અપમાન થયું, અને તેને

રાજકેદી તરીકે રાખવામાં આવ્યો. એવામાં શિવાજી મીઠાઇના ટોપલામાં બેસી શંભાજી સાથે નાશી છુટી સહિસલામત રાયગઢ પહોંચ્યો

૮. **બીજા બનાવો**—શિવાજીએ ઇ. સ. ૧૬૬૮ માં બિજાપુર અને ગોવળકોંડાને વશ કરી તેમની પાસેથી ચોથ લેવાની શરત કરી સલાહ કરી. તે પછી તેણે રાજ્યમાં ઘણા સુધારા કર્યા; અને ઇ. સ. ૧૬૭૦ માં સુરત બીજી વાર લુટ્યું.

૯. **રાજ્યાભિષેક, સને ૧૬૭૪**—શિવાજીએ મહારાજાનો ખિતાબ ધારણ કરી રાયગઢમાં દબદબાથી પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો, અને સોનાથી પોતાની તુલા કરાવી તે સોનું બ્રાહ્મણોને દાન કર્યું; તથા પોતાના સિક્કા પડાવ્યા.

૧૦. **શિવાજી કર્ણાટકમાં ઇ. સ. ૧૬૭૬-૧૬૭૭**—મોગલાઇની અવ્યવસ્થાનો લાભ લઇ શિવાજીએ કર્ણાટકના જિંજી, અને વેલોર કિલ્લા જીતી લીધા. બિજાપુરનું લશ્કર સામે આવ્યું તેને હરાવી તે ઇ. સ. ૧૬૭૯ માં રાયગઢ પાછો આવ્યો. ત્યાં તે ઇ. સ. ૧૬૮૦ માં ૫૩ વર્ષની વયે મરણ પામ્યો.

૧૧. **શિવાજીની કારોબારી સભા**—તેમાં મુખ્ય પ્રધાન, નાણાં સંબંધી વહીવટ કરનાર પ્રધાન, અગત્યની બાબતોની નોંધ રાખનાર સેક્રેટરિ, પરદેશ ખાતાનો સેક્રેટરિ, મુખ્ય સેનાપતિ, પરદેશ ખાતાનો પ્રધાન, મુખ્ય ન્યાયાધીશ, અને ધારાસંગ્રહનો જ્ઞાતા એમ આઠ અમલદારો હતા. તેમની મદદથી તે કારભાર કરતો. તે રાજ્યની નોકરી વંશપરંપરા ન આપતાં લાયક માણસોનેજ આપતો, અને તે પેટે તેમને રોકડ પગાર આપતો. આ પદ્ધતિ હાલ આપણા બ્રિટિશ રાજ્યમાં પણ જોવામાં આવે છે.

૧૩. **શિવાજીનાં આચરણ**—ઔરંગઝેબ તેના વિષે કહેછે કે "મેં ૧૯ વર્ષ સુધી તેની સત્તા તોડવા પ્રયત્ન કર્યો, પણ તે પો-

તાનું રાજ્ય વધાર્યાજ જતો હતો.” તે મહાન સરદાર અને બહાદુર સિપાઇ હતો. તેણે સિપાઇઓનો પ્રેમ મેળવી અનેક મુશ્કેલીઓ દૂર કરી નવું હિંદુ રાજ્ય સ્થાપ્યું.

તેણે ૮ પ્રધાનોની સંમતિથી રાજ્યને ૧૪ ભાગમાં વહેંચી કારભાર ચલાવ્યો, તે પરથી જણાય છે કે તે મહાન્ રાજદ્વારી નર હતો. તેણે હિંદુ ધર્મનું રક્ષણ કરી પોતાની પ્રજાને મુસલમાન સત્તામાંથી છોડાવી. તે ધાર્મિક, દયાળુ, અને અન્ય ધર્મને માનની નજરે જોનાર હતો.

૧૩. **શિવાજી અને ઔરંગઝેબ**—શિવાજી એક સમયસૂચક મહાન્ જેતા, રાજદ્વારી નર, અને ચુસ્ત હિંદુ હતો. ઔરંગઝેબ મહાન્ રાજદ્વારી નર અને જેતા નહોતો, પણ ચુસ્ત મુસલમાન હતો. શિવાજીએ કદી રાજદ્વારી મોટી ભૂલ કરી નહિ, પણ તેણે શાંતિપ્રિય મરાઠી પ્રજાને લડાયક કોમમાં ફેરવી નાખી મજબુત હિંદુ રાજ્ય સ્થાપ્યું. ઔરંગઝેબ જો કે હિંદનો પાદશાહ હતો, પણ તેણે મહાન રાજકીય ગોથાં ખાઇને એવી રાજનીતિ ગ્રહણ કરી કે તેથી મોગલાઇની પડતીનાં બીજ રોપાયાં. શિવાજી ઉદાર, દયાળુ, અને ઉદ્યોગી હતો. ઔરંગઝેબ કપટી, નિર્દય, અને અવિશ્વાસુ હતો. શિવાજીએ પોતાના કારભારથી સરદારો અને પ્રજાનો પ્રેમ પ્રાપ્ત કર્યો. ઔરંગઝેબે પોતાની રાજનીતિથી પ્રજાપ્રેમ ખોયો, અને તેથી હિંદુઓ વિરૂદ્ધ પડયા.

## ૨. શંભાજી ૧૬૮૦–૧૬૮૯.

(૧) **શંભાજી અને રાજારામ**—શિવાજીના મરણ પછી સરદારોએ તેના નાના પુત્ર રાજારામને ગાદીએ બેસાડવા વિચાર કીધો, પણ જ્યેષ્ઠ પુત્ર શંભાજીએ રાજારામને કેદ કરી ગાદી લીધી. તેણે પોતાની વિરૂદ્ધ કાવતરાં કરનારામાંના ઘણાને મારી નાખ્યા.

(૨) **શંભાજીનાં કાર્યો**—પોર્ટુગીઝોના ગોવા પર તથા જિંજીરા પર ચઢાઇ કરી શંભાજીએ ઘણી બહાદુરી બતાવી, પણ જ્યારે તે લડાઇમાં જોડાએલો નહોતો રહેતો ત્યારે એશઆરામમાં વખત અને દ્રવ્યનો દુરુપયોગ કરતો. તે તેના પિતાના જેવો ધાર્મિક કે ઉદ્યોગી નહોતો.

(૩) **શંભાજીનું રાજ્ય**—શંભાજી તથા તેનો પ્રધાન કલુષા અશક્ત અને નાલાયક હતા. તેઓએ બદફેલીમાં ખજાનો ખાલી કર્યો; અને રૈયત પર ભારે કર મૂકયા; તેથી તેઓ નિંદાયા. તેઓ દેશમાં વ્યવસ્થા રાખી શકયા નહિ; કારણ કે સિપાઇઓના દરમાયા ચઢી ગયા હતા. અવ્યવસ્થાનો લાભ લેવા ઔરંગઝેબે શાહજાદા મોઆઝીમને કોંકણ મોકલ્યો, પણ તેને પાછા ફરવાની ફરજ પડી.

(૪) **શંભાજી ઉત્તમ સંધિસમય ચૂકયો**—ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૬ માં બિજાપુર, અને ૧૬૮૭ માં ગોવળકોંડા ઉથલાવી નાખ્યાં, તે વખતે તેણે તે રાજ્યોમાં નોકરી કરતા ઘણા મરાઠાઓને કાઢી મુક્યા. જો શંભાજીએ તેમને નોકરીમાં રાખી મોગલો સામે બાથ ભીડી હોત, તો તે ફાવી શકત, પણ તેણે તેમ ન કરતાં મળેલો સમય બદફેલીમાં ગુમાવ્યો.

(૫) **શંભાજીનું મરણ**—એક દિવસે શંભાજી અને કલુષા દારૂ પી મસ્ત થયા હતા, એટલામાં ઔરંગઝેબના માણસોએ તેમને સાંગમેશ્વરના કિલ્લામાંથી પકડી લઇ ઔરંગઝેબની હજુરમાં હાજર કર્યા. પાદશાહે શંભાજીને મુસલમાન થવાની શરતે જીવતદાન આપવા કહ્યું, પણ તેણે તેનો અપમાનકારક જવાબ આપવાથી ઇ. સ. ૧૬૮૯ માં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. **શંભાજી સમય વિચારી શકયો નહોતો.**

(૬) **રાજારામનો કારભાર**—શંભાજીના મરણ બાદ તેનો ભાઇ

રાજારામ કારભાર કરવા લાગ્યો. એવામાં શંભાજીનો ૬ વર્ષની વયનો પુત્ર શિવાજી બીજો ઔરંગઝેબના હાથમાં આવતાં તેને દિલ્હીમાં રાખવામાં આવ્યો. રાજારામે જિંજી જઇ મોગલ સરદાર જુલ્ફિકારખાનને વિગ્રહમાં એવો ફટકો લગાવ્યો કે તે વાંડીવાશ તરફ ચાલ્યો ગયો, ૧૬૯૮. આ હારથી ઔરંગઝેબે પોતે ચઢી આવી ઇ. સ. ૧૭૦૦ માં સતારા લીધું, અને તેજ વર્ષે રાજારામ પણ મરણ પામ્યો.

(૭) **તારાબાઇનો કારભાર**—રાજારામ પડયો એટલે તેની વિધવા તારાબાઇએ પુત્ર શિવાજીને ગાદીએ બેસાડી મોગલો સાથે વિગ્રહ જારી રાખ્યો. ઔરંગઝેબે મરાઠાઓને વશ કરવા બનતું કર્યું, પણ સર્વ વ્યર્થ ગયું. ઇ. સ. ૧૭૦૭ માં તે મરણ પામ્યો તે પહેલાં તેનું લશ્કર સંપૂર્ણ અવ્યવસ્થિત થયું, અને તેને મહારાષ્ટ્ર તજવો પડયો. ઇ. સ. ૧૭૦૮ માં મોગલોએ શંભાજીના પુત્ર શાહુને રાજ્ય કરવા છુટો કર્યો, તેણે સતારાની ગાદી માટે પ્રયત્ન કર્યો, પણ તારાબાઇ સામે થઇ, પરંતુ તેના સરદારોએ તેને તજી દેવાથી શાહુએ સહેલાઇથી ગાદી મેળવી. ઇ. સ. ૧૭૦૮.

## પ્રશ્નો.

૧. શિવાજીનું પ્રાથમિક જીવન કેવી રીતે ઘડાયું ?
૨. તેના રાજ્યકાળના મુખ્ય બનાવો કયા કયા હતા ?
૩. શિવાજીની રાજ્યપદ્ધતિને બ્રિટિશ રાજ્યપદ્ધતિ સાથે સરખાવો.
૪. શિવાજીના ગુણોની નોંધ કરો.
૫. શંભાજીનો ઇતિહાસ આપણને શું શીખવે છે ?

# પ્રકરણ ૩૪ મું.

## શાહુઃ પહેલા પાંચ પેશ્વાઓ.

### ૩. શાહુ ઇ. સ. ૧૭૦૮–૧૭૪૮.

(૧) **શાહુનું પ્રાથમિક જીવન**—શાહુ, શિવાજી તથા શંભાજીને ચોર કહેતો હતો, તેથી ઔરંગઝેબે તેને શાહુ-પ્રામાણિક નામ આપ્યું હતું. મોગલબંધન અને ઝનાનામાં ઉછરેલો હોવાથી તે પક્ષી જેવો, આળસુ, અને શોખીન થયો હતો. તે લડાઇપ્રિય મરાઠાઓ પર રાજ્ય ચલાવવા તદ્દન નાલાયક હતો; તેથી તેણે પોતાના બ્રાહ્મણ પ્રધાન બાલાજી વિશ્વનાથને સર્વ કારભાર સોંપી દીધો.

(૨) **શરૂઆતનાં પાંચ વર્ષ**—પ્રથમનાં પાંચ વર્ષ દેશમાં ઘણી અવ્યવસ્થા રહી. તે વખતમાં મરાઠી રાજ્ય વિભાજીત થવાની સ્થિતિએ આવ્યું હતું. એટલામાં દખ્ખણમાં ચોથ ઉઘરાવવામાં બહાદુરી કરનાર કોંકણનો બ્રાહ્મણ બાલાજી વિશ્વનાથ પેશ્વા—મુખ્ય પ્રધાન ...યો, તેણે રાજ્ય વ્યવસ્થિત કર્યું. અહિંથી પેશ્વાઓનો સમય શરૂ ... આ જમાનામાં તારાબાઇએ તેના પુત્ર શિવાજીના મરણને ... બીજા પુત્ર શંભાજી બીજાને ગાદીએ બેસાડી શાહુ ...ગ્યો. શંભાજી બીજાએ સહ્યાદ્રિનો ઘણો પ્રદેશ ...ાદી સ્થાપી ને મુલકી વિગ્રહ જારી રાખ્યો.

### પ્રથમ પેશ્વા. ૧૭૧૪–૧૭૨૦

... મરાઠાઓને મહાન પ્રજા તરીકે ... પાદશાહ ફરૂખશીર સામે ... ઓનો દિલ્હી સાથેનો ... રહ્યો. તેણે મોગલ ... ઉઘરાવવાની પરવાનગી ... મુલકની સારી વ્યવસ્થા

કરી પેશ્વાઇ વંશપરંપરા ઉતરે એવો બંદોબસ્ત કરી તે ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો.

બાલાજીની રાજનીતિ મરાઠાઓની સત્તા કમી કરી મહારાષ્ટ્રમાં બ્રાહ્મણોની સત્તા વધારવાની હતી.

## ૨. બાજીરાવ ૧ લો, બીજો પેશ્વા સને ૧૭૨૦–૧૭૪૦.

(૧) **મરાઠા કુટુંબોની સ્થાપના**—બાજીરાવે મરાઠા સરકાર તરફથી કેટલાક મરાઠા સરદારોને ચોથ ઉઘરાવવા મોકલ્યા. તેઓએ ત્યાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. આમ હોલકર, સિંધીઆ, ગાયકવાડ, અને નાગપુરનો ભોંસલે પ્રકાશમાં આવ્યા. તેઓ ધીમે ધીમે વખત વિચારી પેશ્વાથી સ્વતંત્ર થયા.

(૨) **કોલ્હાપુર સ્વતંત્ર કર્યું**—શાહુએ ઇ. સ. ૧૭૩૦ માં કોલ્હાપુરને સ્વતંત્ર જાહેર કર્યું, તેથી મુલકી વિગ્રહનો અંત આવ્યો. **મરાઠાઓમાં સ્વાતંત્ર્ય આપવાનો આ પ્રથમ બનાવ છે.**

(૩) **હિંદુસ્તાનમાં મરાઠી સત્તા**—બાજીરાવે માળવા અને ગુજરાતમાં મરાઠી સર્વોપરિપણું સ્થાપી મોટા લશ્કર સાથે દિલ્હી પર ચઢાઇ કરી. મોગલ પાદશાહ મહંમદશાહે નિઝામ–ઉલ–મુલ્કને તેની સામે મોકલ્યો, તેને બાજીરાવે ભોપાળ આગળ હરાવી ઇ. સ. ૧૭૩૮ માં સિરાંજે આગળ કરાર કરવાની ફરજ પાડી. આ કરારથી નિઝામ–ઉલ–મુલ્કે માળવા તથા નર્મદા અને ચંબલ નદીઓ વચ્ચેનો પ્રદેશ આપવાનું ઉપરાંત મોગલ પાદશાહ પાસેથી ૫૦ લાખ રૂપીઆ અપાવવાનું વચન આપ્યું.

( ૪ ) **વસાઇ જીત્યું**–નાદિરશાહે હિંદુસ્તાનને લગભગ પાયમાલ કર્યું હતું, તેનો લાભ લઇ બાજીરાવે વસાઇ જીતી પોર્ટુગીઝ સત્તા નરમ પાડી.

**( ૫ ) બાજીરાવનાં આચરણ અને તેની રાજનીતિ—** બાજીરાવ બહાદુર સરદાર, ભણેલો, લાયકાત ધરાવનાર, અને મહાન રાજનીતિજ્ઞ હતો. તેણે બહાદુરીથી ઉત્તરમાં મરાઠી સત્તા જમાવી. તેનો હેતુ હિંદમાં મરાઠી સામ્રાજ્ય સ્થાપવાનો હતો. પેશ્વાઓમાં તે સૌથી મોટો હતો. તે સુંદર દેખાવનો, પ્રામાણિક, અને લશ્કરી તેમજ મુલકી ખાતાનો સારો અનુભવી હતો. મોગલાઇની પડતી જોઇ તેણે વિચાર કર્યો કે " આપણે સડેલા થડનેજ તોડી પાડો એટલે ડાળીઓ આપોઆપ તુટી પડશે. " આ વિચાર તેણે પોતાના બાહુબળ તથા બુદ્ધિબળથી પાર પાડ્યો.

**૩. બાલાજી બાજીરાવ, ત્રીજો પેશ્વા.** સને ૧૭૪૦–૧૭૬૧



બાલાજી બાજીરાવ.

**( ૧ ) મરાઠા સરદારોની ચઢતી**—બીજા પેશ્વાના પુત્ર બાલાજી બાજીરાવના વખતમાં મરાઠી રાજ્ય આબાદીના શિખરે પહોંચ્યું, અને તે પછી તેને જબરો ફટકો વાગ્યો. મરાઠા સરદારો જોકે શાહુને નામનો સર્વોપરિ રાજા સ્વીકારતા પરંતુ વાસ્તવિક રીતે સ્વતંત્ર થયા. રાઘોજી ભોંસલે વરાડના નાગપુરમાં, મલ્હારરાવ હોલ્કર દક્ષિણ માળવાના ઇંદોરમાં, જયાપા સિંધીઆ માળવાની ઇશાને ગ્વાલીઅરમાં, અને દામાજી ગાયકવાડ ઉત્તર ગુજરાતના વડોદરામાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા. તેઓએ પોતાની સત્તામાં વધારો કર્યો હતો.

**૨. પેશ્વા પ્રતિ વિરૂદ્ધતા**—આ વખતે ભોંસલે પેશ્વાનું સર્વોપરિપણું તોડવા માગતો હતો. આ અરસામાં પેશ્વાને મોગલ પાદશાહ

પાસેથી આખા હિંદમાં ચોથ ઉઘરાવવાની પરવાનગી મળેલી તેથી સૌ તેનાથી ડરવા લાગ્યા. વળી મહંમદશાહે તેને માળવાનો સુબો નીમ્યો. ઇ. સ. ૧૭૩૮ માં શાહુ મરણ પામ્યો, અને શિવાજીનો વંશજ રામરાજા ગાદીએ આવ્યો. આથી પેશ્વાના સામાવાળાઓએ રામરાજાનો પક્ષ લઇ સતારાની ગાદી માટે વાંધો લીધો, તેથી પેશ્વાએ પોતાની ગાદી સતારાથી પૂના ખસેડી. તે પછી રાજારામની દાદી તારાબાઇએ દામાજી ગાયકવાડને પક્ષમાં લઇ મરાઠી રાજ્યને પેશ્વાની સત્તામાંથી મુક્ત કરવા પ્રયત્ન કર્યો, પણ તેઓ ફાવ્યાં નહિ; ઉલટું શાહુના મરણ પછી પેશ્વા વધુ સમર્થ થયો.

( ૩ ) **મહાન વિજય, સને ૧૭૫૧-૧૭૬૦**—(अ) આ અરસામાં રાઘોજી ભોંસલે બંગાળા અને ઓઢીઆમાં ફરી વળ્યો, અને તેણે કટક તથા બાલાસોર મેળવ્યાં. (ब) હોલ્કરે બુંદેલખંડ જીત્યું. (क) પેશ્વાએ મ્હૈસુર અને કર્ણાટકને વશ કરી તેમની પાસેથી ચોથ મેળવી. (ड) પેશ્વાએ નિઝામ સલાબતજંગ અને નિઝામઅલીની સામે મોટું લશ્કર મોકલ્યું, અને તેમને ઇ. સ. ૧૭૬૦ માં ઉદ્ગીરના યુદ્ધમાં હરાવી દોલતાબાદ, આશીરગઢ. બિજાપુર, અને ઔરંગાબાદ મેળવ્યાં. મરાઠાઓએ કલકત્તાની અંગ્રેજી કોઠી પર પણ હલ્લો કરેલો, પણ તેઓ ફાવ્યા નહિ. હુમલાથી બચવા અંગ્રેજોએ શહેરની આજુબાજુ ખાઇ ખોદી તેને 'મરાઠા ખાઇ' નામ આપ્યું. આ પ્રમાણે ઇ. સ. ૧૭૫૧-૧૭૬૦ સુધીનો મરાઠી જમાનો ઇતિહાસમાં ઘણોજ પ્રકાશિત હોઇ **મરાઠાઓની આબાદીની પરિસીમાદર્શક** થયો.

( ૪ ) **પાણીપતનું ત્રીજું યુદ્ધ**-(अ) કારણ—અહમદશાહ અબ્દલી ઇ. સ. ૧૭૫૨ માં મોગલ પાદશાહ પાસેથી પંજાબ જીતી ત્યાં પોતાનો સુબો મૂકી અફ્ઘાનિસ્તાન ગયો હતો. તેની ગેરહાજરી-માં દિલ્હીના વજીર ગાઝીઉદ્દીને તે જીતી લીધો, પણ અહમદશાહે તે

ઈ. સ. ૧૭૫૬ માં પાછો મેળવ્યો. હવે ગાઝીઉદ્દીને પેશ્વાના ભાઈ રઘુનાથરાવ કે રાઘોબાને મળી પંજાબ જીતી લેવાનો વિચાર કર્યો, તે પ્રમાણે રાઘોબાએ ઇ. સ. ૧૭૫૮ માં પંજાબમાં જઇ લાહોર જીતી લીધું, આથી અહમદશાહ ગુસ્સે થઇ મહાન લશ્કર સાથે પાછો આવ્યો અને પાણીપતમાં મરાઠાઓને મળ્યો.

(ख) **તૈયારી**–મરાઠા અને અફઘાનો બન્ને પક્ષ જાણતા હતા કે આ લડાઇ કાંતો મુસલમાન સત્તા હિંદમાં ચાલુ રાખશે, કે મરાઠી સામ્રાજ્ય સ્થાપન કરી પરદેશી રાજ્યોનો અંત લાવશે તે માટે બંને પક્ષે બનતી તૈયારી કરી. રજપુત, પિંઢારા, જાટ પ્રજાએ તથા હોલકર, સિંધીઆ, ગાયકવાડ અને બીજાં મરાઠી કુંટુંબોના પ્રતિનિધિઓએ વિગ્રહમાં ભાગ લીધો. રોહિલા અને અન્ય ઇસ્લામી કોમે અફઘાનોનો પક્ષ લીધો. હયદળ અને પાયદળ મળી મરાઠાનું લશ્કર ૨૫૦,૦૦૦ કરતાં વધુ હતું, અને અફઘાનોનું લશ્કર આશરે ૯૦,૦૦૦ નું હતું.

(क) **યુદ્ધ**–બે મહીના સુધી મરાઠાઓએ રહા જોયા પછી ઉદ્ગીરના જેતા–પેશ્વાના ભાઇ સદાશીવરાવે ૭મી જાન્યુઆરિ ૧૭૬૧ને રોજ લશ્કરને હુમલો કરવાનો હુકમ આપ્યો. શરૂઆતમાં મરાઠાઓએ બહાદુરીથી લડી અફઘાનોને પાછા હઠાવ્યા, પણ પાછળથી અફઘાનો કે જે કુદરતી રીતે મરાઠા કરતાં બળવાન હતા, તેમણે મરાઠાઓને હરાવ્યા. સદાશિવરાવ, અને પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ, તેમજ અનેક મરાઠા સરદારો તથા બે લાખ સિપાઇઓએ મરાઠી સામ્રાજ્ય સ્થાપવાના ભગીરથ પ્રયત્નમાં પાણીપતના રણક્ષેત્રમાં લોહી વહેવડાવ્યું; પણ અફઘાનોને જય મળ્યો.

(ड) **પેશ્વાનું મરણ**—વૃદ્ધ પેશ્વા લશ્કર લઇ મદદ આપવા માટે ઉત્તરમાં આવતો હતો. તેને રસ્તામાં મરાઠાઓના પરાજયના

સમાચાર મળ્યા, તેથી શોકમાં પૂના તરફ પાછો ફર્યો, અને હૃદય-ભંગિત થઇ મરણ પામ્યો. તે દયાળુ, ઉદાર, અને બહાદુર હતો.

( ૩ ) **યુદ્ધથી થએલી અસર**—વિગ્રહ પહેલાં મરાઠાઓ તાંજોરથી પંજાબ સુધીના આખા હિંદમાં ફરી ચોથ ઉઘરાવતા હતા. વિગ્રહથી લાગેલા જબરા ફટકાને લીધે પેશ્વાઇની વૃદ્ધિ થતી અટકી, પેશ્વાની સત્તા કમી થઇ ગઈ. તેનો લાભ લઇ બીજાં મરાઠી રાજ્ય સ્વતંત્રપણે વર્તવા લાગ્યાં. તેઓ કુસંપે કરી માંહોમાંહે લડી નબળાં પડયાં, અને એમ મરાઠાઓ ઘણાં વર્ષો સુધી ચંબલ નદી ઓળંગી આગળ જઇ શક્યા નહિ; અને **સામ્રાજ્ય સ્થાપવાનું સ્વપ્નું સદા માટે ઉડી ગયું.**

લડાઇમાં વિજય મેળવી અહમદશાહ અબદલી હિંદમાં રહ્યો નહિ, પણ મોગલ પાદશાહ **શાહઆલમ બીજાને** ગાદી આપી સ્વદેશ ગયો, અને પછી પાછો આવ્યો નહિ.

### ૪. માધવરાવ ૧ લો; ચોથો પેશ્વા ઇ. સ. ૧૭૬૧-૧૭૭૨.

(૧) **માધવરાવ ૧ લો**—બાલાજીનો પુત્ર માધવરાવ ૧૭ વર્ષની સગીરવયે ગાદીએ બેઠો; તે ૨૧ વર્ષનો થયો ત્યાં સુધી તેનો કાકો રઘુનાથરાવ કે રાઘોબા કારભાર કરતો હતો; તેનો **રાજ્યકાળ મરાઠાની પુનઃ ચડતીના પ્રયત્ન માટે પ્રખ્યાત છે.**

(૨) **મરાઠી સત્તાની પુનઃ ચડતી**—જુવાન પેશ્વાએ મહેસુરના હૈદરઅલી પર ચઢાઇ કરી તેને એક પ્રાંત તથા ૩૨ લાખ રૂપિઆ મરાઠાઓને આપવાની ફરજ પાડી. હૈદરે પાછળથી તે નાણાં આપ્યાં નહિ તેથી માધવરાવે ઇ. સ. ૧૭૭૧ માં હૈદરને ચેરકુલી આગળ હરાવ્યો. તે વખતે હૈદરે મરાઠાઓને સંતોષ્યા.

મરાઠા લશ્કર ઇ. સ. ૧૭૬૯ માં ચંબલ ઓળંગી હિંદુસ્તાનમાં પેઠું, અને તેણે રજપુતો તથા જાટ લોકો પાસેથી ચોથ લીધી.

સિંધીઆની સત્તા નીચે મરાઠી લશ્કર ઇ. સ. ૧૭૭૧માં રોહિલખંડમાં ફરી વળ્યું. તેજ વર્ષમાં મહાદજી સિંધીઆએ દિલ્હી જીતી શાહઆલમ બીજાને બ્રિટિશ રક્ષણ નીચેથી સમજાવી લઇ જઇ ગાદીએ બેસાડયો, આથી પાદશાહે મરાઠાઓને ચોથ ઉઘરાવવાની પરવાનગી આપી.

(૩) **મુખ્ય માણસો**—રામશાસ્ત્રી માધવરાવનો શિક્ષક અને ધાર્મિક રક્ષક હતો. તેણે માધવરાવને ઉદ્યોગી બનાવ્યો હતો. તે ડહાપણથી ભરપુર હતો. ત્ર્યંબક મામા અને હરિપંત ફડકે મોટા સરદારો હતા, અને સખારામ બાપુ તથા નાના ફડનવીસ મહાન રાજદ્વારી નર હતા.

(૪) **અવસાન અને આચરણ**—માધવરાવ પેશ્વાઇને ફરીથી સજીવન કરી ઇ. સ. ૧૭૭૨માં ૨૮ વર્ષની જુવાન વયે અકાળ મરણ પામ્યો. તેના મરણે પાણીપતના પરાજય જેવી ખોટ આપી. તે બહાદુર અને પ્રજા પ્રત્યે હમેશ ઉદાર દીલનો હતો. તે રંક અને રાય પ્રતિ સમાનભાવ રાખતો. જો કે તે જુવાન હતો, પણ તેણે સ્વસત્તાથી મુસ્કેલીઓ દૂર કરી રાજ્યની સુવ્યવસ્થા કરી અને એમ એક વખતે પેશ્વાઇનો પુનરૂદ્ધાર કર્યો.

**( ૫ ) નારાયણરાવ. પાંચમો પેશ્વા ( ૧૭૭૨–૭૩ )—**

(૧)—માધવરાવનો નાનો ભાઇ નારાયણરાવ ૧૮ વર્ષની વયે પેશ્વા થયો. પણ તે એક વર્ષમાં રાઘોબાની સ્ત્રી આનંદીબાઇની ખટપટનો ભોગ થઇ પડી મારી નંખાયો; તેથી રાઘોબાનો રાજલોભ વધુ ઉત્તેજિત થયો.

(૨) **રાઘોબા નામનો પેશ્વા** ઈ. સ. ૧૭૭૩–૧૭૭૫. નારાયણરાવના ખૂન પછી રાઘોબા પેશ્વા થયો. તેણે ફતેહમંદ રીતે નિઝામ અને હૈદર સામે યુદ્ધ કર્યાં, પણ એટલામાં નારાયણરાવની વિધવા ગંગાબાઇએ સવાઇ માધવરાવને જન્મ આપ્યો, તેથી સખારામ બાપુ, નાના ફડનવીસ, અને હરિપંત ફડકે આદિ આગેવાનો બાળકનો પક્ષ લઇ રાઘોબાની વિરૂદ્ધ થયા.

## ૬. માધવરાવ બીજો, છઠ્ઠો પેશ્વા. ૧૭૭૫-૧૭૯૫.

(૧) માધવરાવ બીજાના વખતમાં મરાઠાઓ **પહેલીજ વખતે અંગ્રેજો સાથે લડાઇમાં ઉતર્યા. તેનું રાજ્ય મરાઠી મહત્વનું છલ્લું પગથીઉં બતાવે છે.** તેના વખતમાં (अ) પહેલો મરાઠી વિગ્રહ, (ब) મહાદજી સિંધીઆની ચડતી, (क) ટીપુ સાથે વિગ્રહ, અને (ड) કુર્દલાની લડાઇ એ ચાર મુખ્ય બનાવો છે.

### (૨) પહેલો મરાઠી વિગ્રહ, ઇ. સ. ૧૭૭૫-૧૭૮૨.

(अ) કારણ-રાઘોબાએ બાળક સવાઇ માધવરાવને પેશ્વાઇ આપવા ના પાડી, તેથી તેની તથા બાળકના પક્ષકારો વચ્ચે મુલકી વિગ્રહ શરૂ થયો. રાઘોબાએ સામા પક્ષના સૈન્યને હરાવ્યું, અને ત્યાર પછી તેણે પોતાની સત્તા સ્થાપવા પૂના જવાને બદલે ગુજરાત જઇ મુંબઇની અંગ્રેજ સરકાર સાથે ઇ. સ. ૧૭૭૫ માં સુરત મુકામે એવા કરાર કર્યા કે, જો અંગ્રેજો મને પૂનાની ગાદીએ બેસાડે તો હું તેમને મુંબઇ પાસેના વસાઇ અને સાલસેટ ટાપુઓ, ગુજરાતના થોડા જિલ્લા, તથા લડાઈનો ખર્ચ આપું. ગવર્નર જનરલ વોરન હેસ્ટિંગ્સે એ કરાર ઇ. સ. ૧૭૭૩ ના રેગ્યુલેટિંગ એક્ટ મુજબ બીનરાજદ્વારી, ભયંકર, સત્તારહિતના, અને અન્યાયી ઠરાવી નામંજુર કર્યા, અને રાઘોબાના સામાવાળીઆ સાથે ઇ. સ. ૧૭૭૬ માં પુરંધર મુકામે કરાર કર્યા. તે મુજબ સાલસેટ ટાપુ એકલોજ અંગ્રેજોને મળવાનો હતો. કલકત્તા અને મુંબઇ સરકાર આમ ભિન્ન ભિન્ન કરારથી બંધાએલી હોવાથી બોર્ડ ઓવ ડિરેક્ટર્સે સુરતના કરાર મંજુર રાખી વોરન હેસ્ટિંગ્સને રાઘોબાને મદદ કરવાની સૂચના કરી. એવામાં નાના ફડનવીસે ફ્રાન્સના એલચીનો અંગીકાર કર્યો, તેથી વોરન હેસ્ટિંગ્સે બાળક માધવરાવનો પક્ષ છોડી દઇ રાઘોબાના પક્ષમાં રહી વિગ્રહ શરૂ કર્યો. તેનો વાસ્તવિક ઉદ્દેશ ફ્રેંચોને દૂર કરાવવાનો હતો.

(ब) વિગ્રહ-મહાદજી સિંધીઆએ બાળકના પક્ષમાં રહી

મુંબઇના લશ્કરને **તાલેગામ** આગળ હરાવી નામોશીભર્યા કરાર કરવાની ફરજ પાડી. અગ્રેજોને ભારે નુકસાન થયું, તેમણે મરાઠા પાસેથી મેળવેલા પ્રાંતો ઈ. સ. ૧૭૭૯ માં મરાઠાને પાછા આપ્યા. પાછળથી આ કરાર હિંદી સરકારે બીનકાયદેસરના ઠરાવી કેપ્ટન ગોદાર્દને બંગાળેથી મરાઠા સામે મોકલ્યો. તેણે તાપી ઓળંગી અમદાવાદ જીત્યું અને વસાઇ કબજે કર્યું. કેપ્ટન પોપહામે લાહર અને ગ્વાલીઅર જીત્યાં, અને તે પછી કર્નલ કર્નાક સિંધીઆને માળવામાં હરાવ્યો. છેવટે ઈ. સ. ૧૭૮૨ માં સાલબાઇ મુકામે સલાહ થવાથી વિગ્રહ બંધ થયો.

( क ) સાલબાઇના કરાર (૧૭૮૨)—(૧) સાલસેટ અંગ્રેજોને મળ્યો, ( ૨ ) ભરૂચ સિંધીઆને મળ્યું, ( ૩ ) રાઘોબાન વાર્ષિક ૩ લાખ રૂપીઆનું પેન્શન મળ્યું. (૪) અંગ્રેજો અને પોર્ટુગીઝ વગર બધી યુરોપી પ્રજાને મરાઠી મુલકમાંથી કાઢી મૂકવી. (૫) હૈદરને આર્કટના નવાબ તથા અંગ્રેજો પાસેથી પડાવેલો મુલક પાછો આપી દેવા મરાઠા તરફથી ફરજ પાડવામાં આવી. **"સાલબાઇની સલાહ બ્રિટિશ હિંદી સામ્રાજ્યના ખુણાના પત્થર સમાન હતી."**

( ૩ ) **મહાદજી સિંધીઆની ચઢતી**–સવાઇ માધવરાવના રાજ્યમાં કરતા કારવતા નાના ફડનવીસ હતો. આ અરસામાં મહાદજીએ પોતાનું જોર ઘણુંજ વધાર્યું, અને પેશ્વાઇથી સ્વતંત્ર થવા ઇચ્છયું, અને નાના ફડનવીસની સત્તા તોડવાનો વિચાર કર્યો, પણ તે ઉત્તર હિંદમાં હાર ખાઇ નાના ફડનવીસને નમ્યો, અને ઈ. સ. ૧૭૯૪ માં મરણ પામ્યો.

( ૪ ) **ટીપુ સાથે વિગ્રહ**–મરાઠાઓએ ઇ. સ. ૧૭૮૪–૧૭૮૭ થોડા પ્રાંતો તથા ૪૫ લાખ રૂપીઆની ચોથ મેળવવા ટીપુ સાથે લડાઇ કરી. ઇ. સ. ૧૭૯૦ માં મરાઠાઓ અંગ્રેજો સાથે મળી ટીપુ સામે લડયા. ( ત્રીજો મ્હૈસુર વિગ્રહ ) તેઓ તેમાં જીત્યા અને કોર્નવોલિસે મરાઠાઓને ટીપુના રાજ્યના અમુક પ્રાંતો આપ્યા.

(૫) **કુર્દલાની લડાઇ,** સને ૧૭૯૫–હૈદરાબાદનો નિઝામ-અલી ઉદગીરની લડાઇ પછી ચઢેલી ચોથ મરાઠાઓને આપી શક્યો નહિ તેથી પેશ્વાએ તેની સામે વિગ્રહ શરૂ કર્યો. આ વખતે બધા મરાઠા સરદારો પેશ્વાના હુકમને માન આપી તેની સત્તા નીચે છેલ્લી વારના એકઠા થયા. નિઝામઅલી કુર્દલા આગળ સખ્ત હાર્યો. તેથી તેણે સારી આવકનો પ્રાંત મરાઠાને આપી સલાહ કરી. આમ મરાઠા દિલ્હીથી તુંગભદ્રા સુધી ચઢતીમાં આવ્યા. આ પછી તેઓ માંહોમાંહે લડયા, અને કદી એકસંપના થઇ શક્યા નહિ.

(૬) **સવાઇ માધવરાવનું મરણ**—પેશ્વા નાનાફડનવીસથી સ્વતંત્ર રીતે વર્તી શકતો નહોતો. તેના પિત્રાઇ બાજીરાવ (રાઘોબાના પુત્ર) સાથે તેને દોસ્તી હતી. નાના ફડનવીસે માધવરાવને બાજીરાવ સાથેનો બધો સંબંધ તોડી નાખી તેને કેદમાં નાખવાનું ફરમાવ્યું આથી દીલગીર થઇ માધવરાવ મહેલની અગાસી પરથી પડતું મૂકી બે દિવસમાંજ મરણ પામ્યો. ઇ. સ. ૧૭૯૫. તે ઉચ્ચ વિચારનો, અને ઉદાર હતો, પણ સ્વતંત્ર રીતે વર્તવાની શકિત ધરાવતો ન હોતો.

**પ્રશ્નો.**

૧. "શાહુના દિલ્હીના સહવાસથી પેશ્વાઇ સ્થપાઇ." એ વાક્યનું પ્રતિપાદન કરો.
૨. બાજીરાવ પહેલાના વખતના મુખ્ય બનાવો બોલો.
૩. કયા જમાનામાં અને કેવી રીતે મરાઠી રાજ્ય આબાદીને શિખરે હતું?
૪. પાણીપતના ત્રીજા યુદ્ધથી શી અસર થઇ ?
૫. પહેલા માધવરાવે પોતાના કયા ગુણોથી અને કેવી રીતે પેશ્વાઇ-નો પુનરુદ્ધાર કર્યો ?
૬. રાઘોબાનું ટુંકું જીવનચરિત્ર લખો.
૭. મરાઠી પ્રથમ વિગ્રહનું વર્ણન કરો.
૮. "સાલ્બાઇની સલાહ બ્રિટિશ હિંદી સામ્રાજ્યના ખૂણાના પત્થર સામાન હતી," એ વાકય સમજાવો.
૯. દખ્ખણમાં મરાઠા અને મોગલો વચ્ચેના કજીઆનું વર્ણન કરો.
૧૦. સૌથી મોટો પેશ્વા કોણ હતો ? તમારા અભિપ્રાયના કારણો આપો.

# પ્રકરણ ૩૫ મું.

## ૭. બાજીરાવ બીજો, છેલ્લો પેશ્વા ઇ. સ. ૧૭૯૬–૧૮૧૮.

(૧) **રાજ્યારૂઢ થવું**—સવાઇ માધવરાવના મરણ પછી રાઘોબાનો પુત્ર બાજીરાવ પેશ્વા થયો. તે છેલ્લો પેશ્વા હતો, કારણ કે તેનો મુલક અંગ્રેજોએ ખાલસા કર્યો. વળી તેના રાજ્ય વખતે મુખ્ય મરાઠા સરદારો બ્રિટિશ સરકારને આધીન થયા, તથા મરાઠી સામ્રાજ્યની પડતી થઇ, અને તેનો અંત આવ્યો.

(૨) **વસાઈના કરાર ઈ. સ. ૧૮૦૨**—

(अ) **રાજ્યની પરિસ્થિતિ**—મહાન રાજદ્વારી નર નાના ફડનવીસના મરણ પછી મરાઠા સરદારોનો કુસંપ વધ્યો, અને પરિણામે દોલતરાવ સિંધીઆ અને જશવંતરાવ હોલકર વચ્ચે વિગ્રહ સળગ્યો. હોલકરે ઉજ્જન લુટ્યું. બાજીરાવે દોલતરાવ સિંધીઆનો પક્ષ લઇ તેને નાણાં અને સિપાઇઓની મદદ કરી તેથી હોલકરે તેને ઇ. સ. ૧૮૦૧માં પૂના આગળ હરાવી નસાડ્યો. બાજીરાવ નાસી વસાઇ ગયો, અને ત્યાં તેણે અંગ્રેજોનું સહાયકારી સૈન્ય સ્વીકારવાની શરતે ૧૮૦૨ માં વસાઇ મુકામે મુંબઈ સરકાર સાથે કરાર કર્યા.

(ब) **વસાઈના કરાર**—(૧) બાજીરાવે પોતાના મુલકમાં અંગ્રેજોનું સહાયકારી સૈન્ય પોતાના મુલકમાં રાખવું. (૨) તે સૈન્યના ખર્ચ પેટે પેશ્વાએ વાર્ષિક ૨૬ લાખ રૂપીઆની આવકનો પ્રદેશ અંગ્રેજોને આપવો. (૩) પેશ્વાએ બીજી કોઇપણ યુરોપીય પ્રજાને પોતાના મુલકમાં પેસવા દેવી નહિ. (૪) હોલ્કરે સુરત પરથી પોતાનો હક ઉઠાવવો, અને નિઝામ તથા ગાયકવાડને અંગ્રેજોના મિત્ર તરીકે ગણી હેરાન કરવા નહિ. (૫) બાજીરાવે અંગ્રેજોને વફાદાર મિત્ર તરીકે રહેવા વચન આપ્યું. (૬) અંગ્રેજોએ તેને પૂનાની ગાદીએ બેસાડી શત્રુઓથી રક્ષણ કરવાનું વચન આપ્યું.

**(क) કરારનું પરિણામ**—વસાઇના કરારથી પેશ્વાએ મરાઠાઓ પરની સર્વોપરિ સત્તા ખોઇ, તથા પોતાનું સ્વાતંત્ર્ય પણ ખોયું. તેથી બીજો મરાઠા વિગ્રહ સળગ્યો, અને તેમાં સિંધીઆ અને ભોંસલેને સહાય્યકારક સૈન્ય સ્વીકારવાની ફરજ પડી; તેથી તેમણે પણ સ્વસત્તા ખોઇ. આ કરારે હિંદના ઇતિહાસનો દૃષ્ટિકોણ બદલ્યો; તેથી મરાઠી સત્તાનો અંત આવ્યો, અને અંગ્રેજોએ મરાઠાઓ પર ક્રમે ક્રમે સંપૂર્ણ સત્તા મેળવી.

(૩) **બીજો મરાઠી વિગ્રહ, સને ૧૮૦૨–૧૮૦૩—**

**(अ) કારણ**—સિંધીઆ અને ભોંસલે અંગ્રેજોને ધિક્કારતા હતા, તથા જ્યારે બાજીરાવે સને ૧૮૦૨માં તેમની સાથે વસાઇના કરાર કર્યા, ત્યારે તેઓ નાખુશ અને ગુસ્સે થઇ પેશ્વાની સરહદ પર આવ્યા; તેથી કરાર પ્રમાણે અંગ્રેજો મરાઠા સાથે બીજી વખતે લડાઇમાં ઉતર્યા. હોલ્કરે વિગ્રહમાં ભાગ લીધો નહિ, કારણ કે તે પોતાના હરીફ સિંધીઆને વિગ્રહમાં અંગ્રેજોથી કચડાઇ મરવાની ઇચ્છા રાખતો હતો.

**(ब) વિગ્રહ**—અંગ્રેજોએ મોટું લશ્કર તૈયાર કરી અલ્લાહાબાદ, કાનપુર, ગુજરાત, અહમદનગર, તથા ગોદાવરી, અને તુંગભદ્રાના તટે તૈયાર રાખ્યું. જનરલ વેલેસ્લી ( પાછળથી ડયુક ઓવ વેલિંગ્ટન ), અને લૉર્ડ લેઇક મુખ્ય સરદારો હતા. વેલેસ્લી મરાઠાઓને દખ્ખણમાં અને લેઇકે હિંદુસ્તાનમાં હરાવ્યા. તે પછી જનરલ વેલેસ્લીએ પૂના જઇ હોલકરને નસાડયો, કારણ કે તેણે પૂનાનો કબજો લીધો હતો. હોલકરે ઇંદોરમાં અંગ્રેજો સાથે સલાહ કરી તે પછી વેલેસ્લીએ અહમદનગર કબજે કરી સિંધીઆ અને ભોંસલેના સંયુક્ત સૈન્યને આસાઇ આગળ હરાવ્યું. આ લડાઇમાં મરાઠાઓએ ૧૦,૦૦૦ માણસો તથા અંગ્રેજોએ પોતાનાં ત્રીજા ભાગનાં માણસો ખોયાં. તે પછી વેલેસ્લીએ ભોંસલેને સને ૧૮૦૩માં આર્ગામ આગળ હરાવ્યો, અને

ભરતપુર, આશીરગઢ, અને ગ્વાલીઅર અંગ્રેજોના હાથમાં આવ્યાં, **તેથી** ભોંસલેને દેવગામનાં કરાર કરવાની ફરજ પડી. આ દરમિઆન જનરલ લેઇક કાનપુર તરફ થઇ અલીગઢ જીત્યું, અને દિલ્હીમાં પેસી આગ્રા કબજે કર્યું. લારવારીના યુદ્ધમાં અંગ્રેજોને મોટો જય મળ્યો. બુંદેલખંડમાં બ્રિટિશ સૈન્ય ફરી વળ્યું, અને સિંધીઆના ગુજરાતમાંના ભરૂચ અને ચાંપાનેરના પ્રદેશ અંગ્રેજોએ તાબે કર્યા **તેથી** તેને **સિરજીઅંજેગામના** કરાર કરવાની ફરજ પડી.

**(क) દેવગામના કરાર, સને ૧૮૦૩**—(૧) આ કરારથી રાઘોજી ભોંસલેએ અંગ્રેજોને બાલાસોર સહિતનો કટક પ્રાંત, તથા તેમના સહાયક નિઝામને વર્ધાની પશ્ચિમનો થોડો પ્રદેશ આપ્યો. (૨) સિંધીઆએ નિઝામ પરનો હક ઉઠાવ્યો. (૩) પોતાના તથા બીજી સત્તાઓ વચ્ચેના વાંધા અંગ્રેજો મારફત ચુકાવવા કબુલ થયો. (૪) અંગ્રેજોની પરવાનગી વગર બીજી કોઇપણ પ્રજાને પેસવા ન દેવાનું વચન આપ્યું. (૫) પોતાના રાજ્યમાં બ્રિટિશ રેસિડેન્ટ સ્વીકાર્યો.

**(ख) અંજેગામના કરાર સને ૧૮૦૩**—(૧) આ કરારથી દોલતરાવ સિંધીઆએ ભરૂચ, તથા જમના અને ગંગા વચ્ચે દિલ્હી તથા આગ્રા જિલ્લાઓ સહિતના પ્રાંતો અંગ્રેજોને આપ્યા; અહમદનગર પેશ્વાને, તથા નિઝામને એક જિલ્લો આપ્યાં. (૨) અંગ્રેજોની રજા વગર બીજી પરદેશી કોમને પેસવા ન દેવાનું વચન આપ્યું. (૩) પોતાના દરબારમાં અંગ્રેજ રેસીડેન્ટ સ્વીકાર્યો, અને (૪) નિઝામ, પેશ્વા, તથા ગાયકવાડ પરના પોતાના બધા હકો ઉઠાવ્યા.

(૬) વિગ્રહનું પરિણામ—**આ વિગ્રહથી હિંદમાં અંગ્રેજી ઇતિહાસ** બદલાયો, અને અંગ્રેજોને સારો મુલક મળ્યો. તેથી **તેઓનું** રાજ્ય તથા સત્તાબળ વધ્યું. આથી પંજાબ વિનાના લગભગ આખા હિંદમાં તેઓ સત્તાધીશ થયા. આજ અરસામાં અનેક રજપુત રાજાઓ પણ સહાયકારી સૈન્ય સ્વીકારી અંગ્રેજોને આધીન થયા.

## (૪) ત્રીજો મરાઠી વિગ્રહ, સને ૧૮૦૪–૧૮૦૫.

(अ) **કારણ**—જશવંતરાવ હોલકરે પોતાના ૮૦,૦૦૦ ના કેળવાએલા સૈન્યથી સ્વસત્તા ઘણી વધારી અને ત્યાર પછી બ્રિટિશ રક્ષણ નીચેના રજપુતોના પ્રદેશને હેરાન કરવા માંડયો, તથા અજમેર તાબે કરી થોડોક બ્રિટિશ પ્રાંત દબાવ્યો. ગવર્નર જનરલ માર્કિવસ વેલેસ્લીએ રજપુતોને ન સતાવવા હોલકરને હુકમ કર્યો, પણ તેણે તેનો અનાદર કર્યો, તેથી વિગ્રહ શરૂ થયો.

(ब) **વિગ્રહ**—જનરલ લેકે રજપુતાનામાં જઇ હોલ્કરના સૈન્યને સલાહ કરવાની ફરજ પાડી. કર્નલ મોન્સને ચંબલ ઓળંગી હોલકરના પ્રદેશમાં થઇને જવા યત્ન કર્યો, પણ તેને મોખુન્દ્રા ઘાટમાં થઇ પાછા ફરવાની ફરજ પડી, ઘણા બ્રિટિશ સિપાઇઓ મરણ પામ્યા, અને ઘણું નુકસાન થયું. ભરતપુરનો રાજા તથા સિંધીઆ પોતે પણ કરાર તોડી હોલ્કરને મળી ગયો. હોલકરે મથુરા જીતી દિલ્હીને ઘેર્યું, પણ તેમાં તે ફાવ્યો નહિ. જનરલ લેકે તેને ફરૂકાબાદ આગળ હરાવ્યો. જનરલ ફ્રેઝરે ભરતપુરના રાજાને ઇ. સ. ૧૮૦૪માં દીગ આગળ હરાવ્યો, અને જનરલ મુરે ઇંદોરનો કબજો લીધો. તે પછી જનરલ લેકે ભરતપુરનો અજીતગઢ લેવા પ્રયત્ન કર્યો, પણ ૩ા માસના ઘેરા પછી પણ એ જાડા માટીના કોટવાળો ગઢ લઇ શકાયો નહિ. એટલામાં રાજાએ ૨૦ લાખ રૂપીઆ આપી સલાહ કરી. આ વખતે હોલકરને સહેલાઇથી દાબી દેવાયો હોત, પણ એટલામાં અંગ્રેજોએ તટસ્થ રહેવાની રાજ્યનીતિ સ્વીકારી તેથી હોલકર બચી ગયો; તેની અને તેના મદદગારો સાથે વગર સરતે સલાહ કરવામાં આવી. એમ હોલ્કરને તેના પ્રાંતો તથા સિંધીઆને ગ્વાલીઅર પાછાં આપવામાં આવ્યાં.

## (૫) ચોથો મરાઠી વિગ્રહ સને ૧૮૧૮–

(अ) કારણ—ઇ. સ. ૧૮૦૨ ના વસાઇના કરાર પછી બા-

જીરાવ બીજો પોતાના પ્રધાન ત્ર્યંબકજી ડેંગલેના શિખવવાથી અંગ્રેજોથી સ્વતંત્ર થવા માગતો હતો. ત્ર્યંબકજીનો વિચાર અસલના પેશ્વાઓની પેઠે પેશ્વાઇની સર્વોપરિ સ્વતંત્ર સત્તા સ્થાપવાનો હતો, તેથી તેણે લશ્કર વધારવા માંડયું એવામાં પેશ્વાના લેણા સંબંધીનો નિકાલ કરવા ગાયકવાડે અંગ્રેજોના રક્ષણ નીચે પોતાના દિવાન ગંગાધર શાસ્ત્રીને પૂના મોકલ્યો; પણ ત્ર્યંબકજીએ પંઢરપુર મુકામે તેનું ખૂન કરાવ્યું. આથી રેસિડેન્ટ માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને બાજીરાવને હુકમ કરી ત્ર્યંબકજીને થાણામાં કેદ કર્યો; પણ તે નાઠો. પેશ્વા તેને નાણાંની છુપી મદદ આપતો હતો; તેથી તેણે લશ્કર એકઠું કર્યું. રેસિડેન્ટે બાજીરાવ સાથે પૂના આગળ ફરીથી સલાહ–કરાર કર્યા; તેથી પેશ્વાએ અહમદનગર અંગ્રેજોને આપ્યો, તથા ત્ર્યંબકજીને પાછો સોંપવા તથા વસાઇના કરાર પાળવા વચન આપ્યું, પણ બાજીરાવે લશ્કર વધારવા તથા કિલ્લા સમરાવવા માંડયા, તેથી તેના કપટને પારખી એલ્ફિન્સ્ટને પોતાની છાવણી પૂનાથી ખડકી ફેરવી. એટલામાં બાજીરાવે સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે અંગ્રેજો સાથે વિગ્રહ શરૂ કર્યો.

**(ब) વિગ્રહ, ઈ. સ. ૧૮૧૮**—(૧) પેશ્વા સાથે–(ક) લડાઈ–પેશ્વાનો સેનાપતિ બાપુ ગોખલે ઈ. સ. ૧૮૧૭ માં ખડકીના યુદ્ધમાં હાર્યો. બાજીરાવે પૂના છોડી કોરેગામ આગળ બ્રિટિશ સૈન્ય પર હલ્લો કર્યો, પણ તેમાં નિષ્ફળ નીવડ્યો. તે પછી તરતજ સતારા જીતી બાપુ ગોખલેને આસ્ટીના યુદ્ધમાં હરાવ્યો. બાજીરાવ કર્ણાટક નાસી ગયો, પણ થોડા વખત પછી અંગ્રેજોને શરણે આવ્યો.

**(ખ) લડાઇનું પરિણામ**—બાજીરાવને પદભ્રષ્ટ કરી આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી કાનપુર પાસે બિઠુરમાં રાજકેદી તરીકે રાખ્યો. ત્યાં તે સને ૧૮૫૧ માં મરતાં સુધી રહ્યો. ત્ર્યંબકજીને કેદ કર્યો. અંગ્રેજોએ શિવાજીના વંશજ સતારાના રાજાને પૂનાની ગાદીએ બેસાડી ત્યાં રેસિડેન્ટ નીમ્યો. બાકીનો પેશ્વાનો મુલક ખાલસા કર્યો.

સતારાનો છેલ્લો રાજા ૧૮૪૮ માં અપુત્ર મરણ પામ્યો, તેથી તેનું રાજ્ય પણ ખાલસા કરવામાં આવ્યું હતું. બાજીરાવના દત્તક પુત્ર નાના સાહેબે બળવામાં ભાગ લીધેલો, તેના મરણ પછી પેશ્વાના વંશજોનો અંત આવ્યો, પરંતુ શિવાજીના વંશજો હજીએ કોલ્હાપુરમાં રાજ્ય ભોગવે છે.

(૨) **ભોંસલે સાથે-સને ૧૮૧૮**—નાગપુરનો રાજા રાઘોજી ભોંસલે ૧૮૧૬ માં મરણ પામ્યો, તેથી તેના નાના પુત્રની વતી આપા સાહેબ કારભાર કરતો હતો, તેણે બાળકને મારી ગાદી લીધી. તેણે અંગ્રેજોથી સ્વતંત્ર થવા સિતાબલ્દીના ડુંગર પર રહેતા અંગ્રેજ રેસિડેન્ટ મિ. જેન્કીન્સ પર હલ્લો કર્યો, પણ તે જબલપુર આગળ હારી જોધપુર નાસી ગયો. તેથી અંગ્રેજોએ પોતાના રક્ષણ નીચે રાઘોજીના પૌત્રને ગાદીએ બેસાડયો. તે ૧૮૫૩ માં અપુત્ર મરણ પામતાં લોર્ડ ડેલહાઉસીએ નાગપુર ખાલસા કર્યો હતો.

(૩) **હોલકર સાથે, ૧૮૧૮**—જશવંતરાવ હોલકર સને ૧૮૧૧ માં મરણ પામ્યો, તેથી તેનો સગીર પુત્ર મલ્હારરાવ ગાદીએ બેઠો. તેની મા તુલસીબાઇ તેના વતી કારભાર કરતી. તે બાજીરાવને મદદ કરવા પોતાનું લશ્કર લઇ ચાલી, પણ સર જોન માલ્કમે તેને સમજાવવાથી તેણે અંગ્રેજોને શરણે થવાની ઇચ્છા જણાવી તેથી સરદારોએ સીપ્રી નદી તટે તેનું માથું કાપી નાખી માહીદપુર આગળ અંગ્રેજો પર હુમલો કર્યો, પણ તેમાં તેમનો પરાજય થયો, તેથી તેમણે મંદેસર મુકામે કરાર કર્યા.

આ કરારથી તેમણે અંગ્રેજોનું રક્ષણ સ્વીકારી બ્રિટિશ રેસિડેન્ટ ઇંદોરમાં સ્વીકાર્યો તથા ખાનદેશ સહિતનો એક ભાગ અંગ્રેજોને આપ્યો, અને રજપુતો પરની બધી સત્તા ખોઇ.

(૬) **બાજીરાવ બીજાના ગુણદોષ**—તે બેવચની અને સત્તા-

લોભી હતો. કપટ કરવા પાછો રહેતો નહિ. તે નાલાયક હોવાથી પેશ્વાઇનો અંત આવ્યો. તેનું પેશ્વાપદ મરાઠી રાજ્ય માટે કમનસીબરૂપ હતું. દગો કોઇનો સગો નહિ એ પાઠ તેના ઇતિહાસથી જાણવાનો મળે છે.

(૭) **નાના ફડનવીસ**—બાલાજી જનાર્દન ભાનુ ઉર્ફે નાના ફડનવીસ ઇ. સ. ૧૭૪૧ માં જન્મ્યો હતો. ૨૦ વર્ષની વયે તે સદાશિવરાવ ભાઉના લશ્કર સાથે ગએલો પણ મરતાં મરતાં બચ્યો હતો. પેશ્વાના દરબારમાં તે મહાન રાજદ્વારી નર હતો. તેણે સને ૧૭૭૪ માં સવાઇ માધવરાવનો પક્ષ લઇ રાઘોબાની વિરૂદ્ધમાં સને ૧૭૭૬ માં પુરંધરના કરાર કર્યા હતા. સને ૧૭૯૫ માં નિઝામ સાથેના યુદ્ધમાં તે મહા સત્તાધીશ હતો. તે મહાદજી સિંધીઆનો પ્રતિસ્પર્ધી હોઇ ઝાઝાં વર્ષો સુધી મરાઠાઓનો આગેવાન હતો. જ્યારે મહાદજી સ્વતંત્ર થવા માગતો હતો, ત્યારે તેણે પોતાના બુદ્ધિબળથી પેશ્વાની સર્વોપરિ સત્તા કાયમ રાખી સરદારોને વશ રાખ્યા. તે જીવ્યો ત્યાં સુધી તેણે પેશ્વાને સહાય્યકારી લશ્કર સ્વીકારવા દીધું નહિ. તે સને ૧૮૦૦ માં મરણ પામ્યો કે તરતજ પેશ્વાઇ ડોલી ઉઠી. ખાનગી જીવનમાં તે સત્ય વદનાર, નમ્ર, અને દયાળુ હતો.

## પ્રશ્નો.

૧. બાજીરાવ બીજાને વસાઇના કરાર કઇ પરિસ્થિતિમાં કરવા પડયા, અને તેમાં કી શરતો હતી ?

૨. દેવગામ અને સિરંજે અંજેગામના કરારનું વર્ણન કરો.

૩. બીજા મરાઠી વિગ્રહનું શું પરિણામ આવ્યું ?

૪. ચોથા મરાઠી વિગ્રહનું કારણ તથા તેનું છેવટનું પરિણામ બોલો.

૫. રાઘોબા અને નાના ફડનવીસ વિષે તમે શું જાણો છો ?

---

# પ્રકરણ ૩૬ મું.

## મરાઠી કુટુંબો.

બાજીરાવ પહેલાએ કેટલાક મરાઠા સરદારોને સતારાની આજુ-બાજુ દૂર સુધી ચોથ ઉઘરાવવા મોકલ્યા હતા, ત્યાં તેમણે ધીમે ધીમે પોતાનાં રાજ્યો સ્થાપી સ્વતંત્રતા મેળવી. એમ હોલકર, સિંધીઆ, ભોંસલે, અને ગાયકવાડનાં કુટુંબ પ્રકાશમાં આવ્યાં.

### ૧. હોલકરનું કુટુંબ.

(૧) મલ્હારરાવ હોલકર, સને ૧૭૩૩–૧૭૬૬–મલ્હારરાવ હોલકર નામનો એક ભરવાડનો છોકરો બાલાજી વિશ્વનાથના વખતમાં પ્રકાશમાં આવ્યો, પહેલા બાજીરાવે તેને સને ૧૭૩૩માં ઇંદોરમાં ચોથ લેવા મોકલેલો ત્યાં તેણે રાજ્ય સ્થાપી ધીમે ધીમે સ્વતંત્રતા મેળવી. તે તે જમાનાનો એક બહાદુર સરદાર હોઇ સને ૧૭૬૬માં મરણ પામ્યો.

(૨) મલ્હારરાવ, સને ૧૭૬૬–૧૭૬૭–મલ્હારરાવનો પુત્ર ખંડેરાવ સને ૧૭૫૫માં મરણ પામેલો, તેથી તેનો પૌત્ર મલ્હારરાવ ગાદીએ બેઠો, પણ તે તેના દાદાના મરણ પછી તરત મરણ પામવા-થી તેની મા અહલ્યાબાઇ ઇંદોરનો કારભાર ચલાવવા લાગી.

(૩) અહલ્યાબાઇ, સને ૧૭૬૭–૧૭૯૫–ખંડેરાવની આ પ્રખ્યાત વિધવાએ તુકાજી હોલકર નામે એક વીર અને ઠરેલ પુરૂષને દત્તક લઇ તેને લશ્કરી સત્તા આપી, અને તેની મદદથી પોતે મુલકી કારભાર કરવા લાગી, તેના વખતમાં ઇંદોર ગામડામાંથી વધીને શહેર થયું. અહલ્યાબાઇ પવિત્ર, ધર્મિષ્ઠ, ઉદ્યોગી, દયાળુ, અને અસાધારણ હોશિયાર હતી. હજી તે માળવામાં દેવી તરીકે પૂજાય છે.

(૪) **તુકોજી હોલકર, સને ૧૭૯૫ ૧૭૯૭**–તે પોતાની પાછળ ચાર પુત્રોને મૂકી સને ૧૭૯૭ માં મરણ પામ્યો. તેના કારભારથી પ્રજા સુખી અને સંતોષી હતી.

(૫) **જશવંતરાવ હોલકર, સને ૧૭૯૯–૧૮૧૧**–તુકોજીનો પુત્ર જશવંતરાવ પોતાના ભાઇઓને મારી નાખી ગાદીએ આવ્યો. સિંધીઆ તથા બીજા બાજીરાવને પૂના આગળ હરાવેલા, તેથી બાજીરાવે વસાઇના કરાર કરેલા, અને એને પરિણામે બીજો મરાઠી વિગ્રહ સળગ્યો. તેમાં હોલકરે ભાગ ન લેતાં રજપુતો પાસેથી ચોથ લીધી; અને એને અંગે ત્રીજો મરાઠો વિગ્રહ થયો. તે ૧૮૦૪માં દીગ અને ફરૂકાબાદ આગળ હાર્યો, અને ૧૮૧૧માં મરણ પામ્યો.

(૬) **મલ્હારરાવ હોલકર, સને ૧૮૧૧–૧૮૩૩**–મલ્હારરાવની સગીર વયમાં તુલસીબાઇ કારભાર કરતી. તેનો અંગ્રેજો સાથે સલાહ કરવાનો વિચાર જાણી સરદારોએ તેને મારી નાખી, માહિદપુર આગળ અંગ્રેજો પર હલ્લો કર્યો, પણ તેમાં હાર થતાં મલ્હારરાવને ૧૮૧૮માં મંદેસર આગળ કરાર કરવા પડયા. તે ૧૮૩૩ માં મરણ પામ્યો.

(૭) **મલ્હારરાવના વંશજો.**–મલ્હારરાવના મરણ પછી તેનો દુરનો સગો હરિરાવ ગાદીએ બેઠો, તે સને ૧૮૪૩માં મરણ પામ્યો. તે પછી તેનો દત્તક પુત્ર ખંડેરાવ ગાદીએ આવ્યો, તે સને ૧૮૪૪માં મરણ પામ્યો. તે પછી તેનો દત્તક પુત્ર તુકોજી બીજો ગાદીએ બેઠો. તેના સને ૧૮૮૬માં થએલા મરણ બાદ તેનો જ્યેષ્ઠ પુત્ર શિવાજીરાવ ઉર્ફે બાલા સાહેબ ગાદીએ આવ્યો. તે સને ૧૯૦૩માં પોતાના પુત્રને માટે વાનપ્રસ્થ થયા.

(૮) હાલના હોલકર મહારાજા તુકોજીરાવ છે. તેમના

પિતા સને ૧૯૦૩ થી વાનપ્રસ્થ થયા, પણ સગીર વયને લીધે તેઓ રાજ્ય ચલાવી શક્યા નહિ. તેમનો કારભાર સને ૧૯૧૧ ના નવેમ્બરથી શરૂ થાય છે. તે પોતાના મુખ્ય પ્રધાન અને પાંચ સભ્યોની મદદથી કારભાર ચલાવે છે. તેમના રાજ્યકાજમાં ઉપજનો વધારો થતાં હાલ આવક અડસટે ૮૫ લાખની ધારવામાં આવે છે.

## ૨. સિંધીઆનું કુટુંબ.

( ૧ ) **રાણોજી સિંધીઆ**—સિંધીઆ કુટુંબનો મૂળ પુરુષ રાણોજી બાલાજી વિશ્વનાથના વખતમાં "પગરખાં ઉંચકનાર" તરીકે નોકરીમાં રહ્યો હતો. તે પોતાની લાયકાતથી ધીમે ધીમે ઉચ્ચ પદવીએ પહોંચ્યો. બાજીરાવ પહેલાએ તેને ચોથ ઉઘરાવવા નીમ્યો. તેણે ગ્વાલીઅરમાં ગાદી સ્થાપી, અને તેના વંશજો પેશ્વાથી સ્વતંત્ર થયા. તે સને ૧૭૫૦ મ મરણ પામ્યો.

( ૨ ) **મહાદજી સિંધીઆ**—સને ૧૭૬૧–૧૭૯૪ મહાદજી રાણોજીનો પુત્ર હોઇ ૧૭૬૧ માં ગાદીએ આવ્યો. તેણે પહેલા મરાઠી વિગ્રહ વખતે અંગ્રેજોને તાલેગામ આગળ હરાવી વારગામના કરાર કરાવેલા. ( ૧૭૭૯ ) વિગ્રહને અંતે સાલ્બાઇની સલાહથી તેને ભરૂચ મળ્યું હતું. ( ૧૭૮૨ ) તેણે બુંદેલખંડમાં પેસી રજપુતો પાસેથી ચોથ લીધી. શાહઆલમ કબજે આવતાં દિલ્હી અને આગ્રા તેના હાથમાં આવ્યા. સને ૧૭૮૫–૧૭૮૭ સુધી તે ઉત્તર હિંદમાં બહુ બળવાન હતો. સને ૧૭૯૦ માં તે પેશ્વાના પ્રતિનિધિ તરીકે દિલ્હીમાં પાદશાહના દરબારમાં નીમાયો. તેનો વિચાર પૂનામાં પેશ્વાની સત્તા તોડી પોતાને સ્વતંત્ર બનાવવાનો હતો, પણ તે ૧૭૯૪ માં મરણ પામ્યો. તે બહાદુર અને દયાળુ હતો.

(૪) **દોલતરાવ સિંધીઆ, સને ૧૭૯૪-૧૮૨૭**—તે મહાદજીના ભત્રીજાનો પુત્ર હતો. તેણે હોલકર અને બીજા બાજીરાવને પૂના આગળ હરાવ્યા હતા; અને પરિણામે બીજા મરાઠી વિગ્રહ વખતે તે હાર્યો હતો, અને અંજેગામના કરાર કરવા પડયા હતા. ત્રીજા મરાઠી વિગ્રહ વખતે તેણે હોલકરને માણસો અને પૈસાથી મદદ કરી હતી. સર જ્યોર્જ બાર્લોએ તેની પાસે પિંઢારાને મદદ નહિ કરવાના કરાર કરાવેલા, તે ૩૪ વર્ષ રાજ્ય કરી સને ૧૮૨૭માં મરણ પામ્યો.

(૫) **જંકોજી, સને ૧૮૨૮-૧૮૪૩**—તે દોલતરાવનો દત્તક પુત્ર હતો, અને ૧૮૪૩માં મરણ પામ્યો.

(૬) **જયાજી, સને ૧૮૪૩-૧૮૮૬**—જંકોજીના દત્તક પુત્ર જયાજીનીવતી બાલ્યાવસ્થામાં એક મંડળ કારભાર કરતું હતું. લોર્ડ એલનબરોએ નીમેલા કારભારી મામા સાહેબને જુવાન રાણીએ દૂર કરી દાદા ખાસજીને કારભાર સોંપ્યો. ગ્વાલીઅરમાં લશ્કરી બળ વધી જવાથી થએલી અવ્યવસ્થા દૂર કરવા લૉર્ડ એલનબરોએ સર હ્યુગોફને મોકલ્યો. તેણે મરાઠાઓને સને ૧૮૪૪માં મહારાજપુર અને પનિઆરના યુદ્ધમાં હરાવી વ્યવસ્થા કરી. તે પછી જયાજી કારભાર કરી સને ૧૮૮૬માં મરણ પામ્યો.

(૭) **હાલના સિંધીઆ માધુરાવ સને ૧૮૮૬ થી ચાલુ**—જયાજીના મરણ પછી તેમના પુત્ર માધુરાવ હાલ અંગ્રેજ સરકારના આશ્રય તળે લોકકલ્યાણના હિતમાં સાદું જીવન ગાળી "મજલિસે ખાસ" નામની કૌસિલના પાંચ સભ્યોની મદદથી સારી રીતે કારભાર કરે છે. તેઓ વિદ્યાવિનોદી છે. તેમના રાજ્યમાં રૂ કાંતવાનાં કારખાનાં, કાપડ વણવાની મિલો, ચામડાનો રોજગાર આદિ ઔદ્યોગિક પ્રગતિ ઘણી માલમ પડે છે.

## ૩. ગાયકવાડનું કુટુંબ.

(૧) ગાયકવાડ કુટુંબનો સ્થાપનાર દામાજી, બાજીરાવ પહેલાના વખતમાં નોકરીમાં રહ્યો હતો. તેણે ૧૭૩૧માં વડોદરામાં ગાદીસ્થાપી. ઇ. સ. ૧૮૨૦માં તેના મરણ પછી તેનો ભત્રીજો પિલાજી મરાઠી લશ્કરનો સેનાપતિ નીમાયો. તેનો પુત્ર દામાજી તેના કરતાંએ ઘણો આબાદ થયો. તેની પછી ફતેસિંહ, માનાજી, અને ગોવિંદરાવ થયા. છઠ્ઠા ગાયકવાડ આણંદરાવે ધોળકા, નડિઆદ, માતર, અને મહુધા અંગ્રેજ સરકારને આપ્યાં. તેના વખતમાં વડોદરામાં અંગ્રેજી છાવણી થઈ. પછી શિયાજીરાવ બીજો, ગણપતરાવ, અને ખંડેરાવ થયા. ખંડેરાવે દેશી સિપાઇઓના ૧૮૫૭ના બળવા વખતે અંગ્રેજોને ઘણી મદદ કરી. દશમા ગાયકવાડ મલ્હારરાવ પર અંગ્રેજ રેસિડેન્ટ કર્નલ ફેરને ઝેર દેવાનું તહોમત આવ્યું, તેથી તથા રાજ્યની અવ્યવસ્થાથી તેને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કરવામાં આવ્યો.

(૨) શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ ૧૮૭૫— સયાજીરાવ દામાજીના કુટુંબમાં ઉતરી આવેલા હોઈ જાતેજ ઘણા વિચારવંત અને વિદ્વાન રાજ્યકર્ત્તા છે. તેમણે જાપાન, ઈંગ્લંડ, અને અમેરિકા આદિ મુલકોમાં સફર કરી ત્યાંની હુન્નરકળા, વિજ્ઞાન અને કેળવણીનો લાભ પોતાની પ્રજાને આપ્યો. અને તેઓ પોતાની પ્રજાની શારીરિક માનસિક, અને આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે. તેમણે બાળલગ્નનો પ્રતિબંધ કરી હલકી વર્ણના લોકોને કેળવવા પ્રશંસનીય પ્રયાસ કર્યો છે. ટુંકામાં ગુજરાતમાં વડોદરાનું રાજ્ય આબાદ છે.

## ૪. ભોંસલે કુટુંબ.

(૧) બાજીરાવ પહેલાએ ભોંસલે કુટુંબના સ્થાપક પરસોજીને વરાડમાં મહેસુલ ઉઘરાવવા મોકલેલો, ત્યાં તેના પિત્રાઈ રાધોજીએ તેની પછી રાજાનો ઇલકાબ ધારણ કરી નાગપુરમાં ગાદી કરી. ઇ.

સ. ૧૭૫૩. તે પછી **હાનોજીએ** સને ૧૭૫૫ થી ૧૭૮૫ સુધી કારભાર કર્યો. પછી **રાઘોજી બીજાએ** ૧૭૮૬–૧૮૧૬ સુધી રાજ્ય ભોગવ્યું. તેણે વેલેસ્લીની "સહાયકારી લશ્કરની યોજના" સ્વીકારી નહિ, તેથી અંગ્રેજો સાથે લડાઈ થઈ. તેમાં હાર થવાથી તેને દેવગામના કરાર કરવા પડયા, સને ૧૮૦૩. રાઘોજી બીજા પછી તેનો દીકરો **પરસોજી બીજો** ગાદીએ આવ્યો, પણ તે નાલાયક હોવાથી તેનો પિત્રાઇ **આપાસાહેબ** તેને મારી ૧૮૧૭ માં ગાદીએ બેઠો. જ્યારે બાજીરાવ બીજાએ કરાર તોડી સને ૧૮૧૮ માં અંગ્રેજો સાથે લડાઇ જોડી ત્યારે આપાસાહેબે નાગપુર પાસે સિતાબલ્દીમાં રહેતા અંગ્રેજ રેસિડેન્ટ મિ. જેન્કીન્સ પર હુમલો કર્યો, પણ તે જબલપુર આગળ હારી જોધપુર જતો રહ્યો.

(૨) છેવટે ૧૮૧૮ માં રાઘોજી બીજાનો પૌત્ર **રાઘોજી ત્રીજાના** નામે ગાદીએ આવ્યો, પણ તે સને ૧૮૫૩ માં અપુત્ર મરણ પામ્યો, તેથી લૉર્ડ ડેલ્હાઉસીએ નાગપુર ખાલસા કર્યું. અત્યારે તે પ્રદેશ "મધ્ય પ્રાંતો અને વરાડ" નામે ઓળખાય છે. પહેલાં તે પર ચીફ કમિશ્નર નીમાતો, પણ સને ૧૯૨૦ ના અંતમાં ત્યાં ગવર્નરની નીમણુંક થઇ છે. ત્યાના પ્રથમ ગવર્નર સર ફ્રેંક સ્લાઇ છે.

### ૫. મરાઠી રાજ્યકાળનો ઉપસંહાર:—

(૧) **ચોથ**—દિલ્હીના પાદશાહની પડતી વખતે સૈયદ ભાઇઓએ બાલાજી વિશ્વનાથની મદદ માગી, તે બદલ **સૈયદહુસેને** પેશ્વાને મહમદશાહ પાસેથી દખ્ખણમાંથી ચોથ એટલે આવકનો ચોથો ભાગ ઉઘરાવવાનો હક્ક અપાવ્યો હતો. પાછળથી બાજીરાવ પહેલાએ પાદશાહ પાસેથી આખા હિંદમાંથી ચોથ ઉઘરાવવાનો હક્ક મેળવ્યો હતો.

(૨) **સરદેશ મુખી**—એટલે આવકનો દસમો ભાગ લેવો તે. આ હક્ક પણ સૈયદ **હુસેને** બાલાજીને અપાવ્યો હતો.

(૩) **મરાઠાઓની ચઢતીનાં કારણો**—(अ) પંદર અને સોળમી સદીમાં મરાઠાઓમાં સામાજિક, ધાર્મિક, અને રાજદ્વારી બાબતોમાં ઘણો ફેરફાર થયો. તે અરસાના કવિ અને તત્ત્વવેત્તાઓએ લોકોને ઉચ્ચ જીવન ગાળવા ઉત્તેજન આપ્યું, માટે તેઓ આબાદ થયા. (ब) મહારાષ્ટ્રની કુદરતી રચનાથી મરાઠાઓ રક્ષણ પામી મજબુત, બહાદુર અને સમયસૂચક થયા. (क) બિજાપુર અને અહમદનગરની નોકરીમાં જોડાઇ તેઓએ લશ્કરી તાલીમ મેળવી બળ વધાર્યું. (ड) મરાઠાઓને વશ રાખનાર દખ્ખણમાં મુસલમાની રાજ્યો ઔરંગઝેબે ઉથલાવી નાખ્યાં, તેથી મરાઠાઓ વધુ જોર પર આવ્યા. (इ) શિવાજીએ પોતાના સદ્‌ગુણોથી પ્રજાપ્રેમ મેળવી ઐક્ય કર્યું હતું, તેથી રાજ્યનો પાયો મજબુત થયો હતો. (इ) પહેલા બે પેશ્વાના ડહાપણ ભર્યા અમલથી રાજ્ય વૃદ્ધિ પામ્યું. (क) પાણીપતની ત્રીજી લડાઇ પછી પણ માધવરાય પહેલાના રૂડા કારભારથી મરાઠાઓ પુનઃ ચઢતીમાં આવ્યા.

(૪) **મરાઠાઓની પડતીનાં કારણો**—(अ) શિવાજી પછીના મરાઠા રાજાઓ નબળા હતા, માટે પોતે વ્યવસ્થા રાખી શકયા નહિ. (ब) રાઘોબાના પંજાબ પર હલ્લો કરવાના અવિચારી કૃત્યથી ૧૭૬૧માં પાણિપતમાં મરાઠાઓનો ઘાણ નીકળી જતાં મરાઠી સામ્રાજય સ્થાપવાનું સ્વપ્નું સદા માટે જતું રહ્યું. ( क ) નારાયણરાવના ખૂનથી રાજ્યમાં પક્ષ પડયા, તેને પરિણામે મરાઠાઓને અંગ્રેજો સાથે કરાર કરવા પડયા. વસાઇના કરારથી મરાઠી સ્વાતંત્ર્યનો અંત આવ્યો. (ड) મરાઠા સરદારો એક બીજાથી સ્વતંત્ર થવા માંહોમાંહે લડયા અને નબળા પડયા. (इ) પેશ્વા અને તેના સલાહકાર બ્રાહ્મણ હતા, સિંધીઆ અને હોલકર શૂદ્ર હતા, અને રાઘોજી ભોંસલે ક્ષત્રીય હતો, તેથી આગળ જતાં તેઓનું એકત્રિત બળ તૂટી ગયું. (फ) નાના ફડનવીસ જેવા બુદ્ધિમાન સરદારોની ખોટ પડી (ग) છેલ્લો પેશ્વા અવિચારી અને ઉતાવળીઓ હતો. (ह) બ્રિટિશ સત્તા આ અરસામાં પ્રબળ

થતી હતી, તેણે ૧૯ મી સદીની શરૂઆતમાં મરાઠાઓની પડતીનો લાભ લઇ તેઓને વશ કર્યા. એમ મરાઠાઓની અવનતિ થઇ.

(૬) જાતમહેનતથી શિવાજીએ ઔરંગઝેબ જેવા પાદશાહના જમાનામાં હિંદુ રાજ્ય સ્થાપ્યું. એશઆરામથી શંભાજી અને શાહુની સ્થિતિ બગડી ગઇ, બ્રાહ્મણ છતાં પેશ્વાઓએ બહાદુરીથી રાજ્યની વૃદ્ધિ કરી, અને છેલ્લા જમાનામાં કુસંપે જબરૂં મૂળ ઘાલતાં મરાઠી સામ્રાજ્યની અવનતિ થઇ, એ બધી બાબતો આપણને અગત્યનો નીતિબોધ આપ્યા વગર રહેતી નથી.

## પ્રશ્નો.

૧. મરાઠી કુટુંબો ક્યાં ક્યાં હતાં, અને તેઓની સ્થાપના ક્યારે, કેવી રીતે, અને ક્યાં થઇ હતી?
૨. જશવંતરાવ હોલકર, મહાદજી સિંધીઆ, અને રાઘોજી ભોંસલે વિષે શું જાણો છો?
૩. મરાઠાઓની ચઢતી અને પડતીનાં કારણો કયાં હતાં?
૪. મરાઠાઓના ઇતિહાસ પરથી આપણે શું શીખી શકીએ?
૫. ભોંસલે કુટુંબનો અંત ક્યારે અને કેવી રીતે આવ્યો તે, તથા હાલ તે મુલકમાં રાજ્યકારભારની શી વ્યવસ્થા છે તે લખો.
૬. મરાઠાઓ અને અંગ્રેજો વચ્ચે સર્વોપરિ સત્તા માટે સને ૧૮૦૨–૧૮૦૫ સુધીમાં થએલી લડાઇનો સંક્ષેપ બોલો.
. સ. ૧૮૦૦–૧૮૧૮ સુધીના મરાઠી ઇતિહાસના મુખ્ય મુદ્દા કયા હતા?
૮. અહલ્યાબાઇ, આપાસાહેબ, અને દોલતરાવ સિંધીઆ વિષે શું જાણો છો?
૯. મહાદજી સિંધીઆ અને નાના ફડનવીસના હેતુઓ સરખાવો.
૧૦ પાણીપતના ત્રીજા યુદ્ધ વિષે ટુંકી મુદ્દાસર નોંધ લખો.

---

# બ્રિટિશ રાજ્યકાળ.

## પ્રકરણ ૩૭ મું.

### પાશ્ચાત્ય પ્રજાઓનો હિંદ સાથે વ્યાપારી સંબંધ.

**૧. વેપારી રસ્તા:—**હવે આપણે હિંદના ઇતિહાસના છેલ્લા રાજ્યકાળ પર આવીએ છીએ. આ અર્વાચીન સમયની શરૂઆત આપણને હિંદુસ્તાન અને યુરોપની વચ્ચેનો વેપારી સંબંધ બતાવે છે. આ બે પ્રદેશોની વચ્ચે મુખ્ય ત્રણ રસ્તે વેપાર ચાલતો હતો. તેમાંનો સૌથી દક્ષિણનો જળમાર્ગ હતો. તે રસ્તે અરબી સમુદ્ર, રાતો સમુદ્ર, અને સુએજની સંયોગી ભૂમિમાં થઇ એલેકઝેન્ડ્રિઆ બંદરે માલ જતો; ત્યાંથી ભૂમધ્યમાં થઇ વેનિસ અને જીનોઆ જતો. ઉત્તરનો રસ્તો મુખ્યત્વે જમીનમાર્ગે હતો. તે રસ્તો હિંદની વાયવ્ય સરહદ પર આવેલા હિમાલયના ખાયબર, બોલન આદિ ઘાટો આળંગી અફઘાનીસ્તાન અને ઇરાનમાં થઈ ઑાકસસ નદીની ખીણમાં જતો. ત્યાંથી તેના બે ફાંટા પડતા. તેમાંનો એક ફાંટો કાસ્પિઅન સમુદ્રની ઉત્તરે થઇ વૉલ્ગા નદી સુધી પહોંચતો, અને ત્યાંથી નિજની નોવગરોડ આગળ થઇ બાલ્ટિક અને ઉત્તર સમુદ્રનાં બંદરે જતો. બીજો ફાંટો કાળા સમુદ્રમાં થઇ કોન્સ્ટાન્ટીનોપલ આગળ આવી ભૂમધ્ય સમુદ્રનાં બંદરે જતો. આમ પૂર્વના દેશો સાથેનાં યુરોપનાં વેપારી મધ્ય સ્થળોમાં દક્ષિણમાં વેનિસ અને જનોઆ અને ઉત્તરમાં કેટલાંક જર્મન શહેરો હતાં.

ઇ. સ. ની ૧૫ મી સદીના અંતમાં ખ્રિસ્તી યુરોપને નવો રસ્તો શોધવાની જરૂર પડી, કારણ કે જુના રસ્તાનો મુસલમાનોએ કબજો લીધો હતો. તેમના ઑટોમન રાજ્યે વેપારી રસ્તાનાં અગત્યનાં બારાં રોક્યાં હતાં. હિંદના ઉત્તમ માલથી લોભાઇ મુસલમાનો સાથે ધાર્મિક દ્વેષ છતાં યુરોપી પ્રજા શત્રુઓથી વિઘ્ન નડે નહિ એવો રસ્તો

## (अ) પ્રથમના નાવિકો:—

૨. **પોર્ટુગીઝ નાવિકો:**—પ્રિન્સ હેન્રિના વખતમાં (ઇ. સ. ૧૩૯૪–૧૪૬૦) પોર્ટુગલનો નાનો મુલક પ્રખ્યાત હતો. તેણે મુરની સત્તામાંથી સ્વતંત્રતા મેળવી હતી. આ અરસામાં આટલાંટિક મહાસાગરનો દક્ષિણ ભાગ તથા આફ્રિકાનો પશ્ચિમ કાંઠો અપરિચિત હતો. પ્રિન્સ હેન્રિએ પોતાની પ્રયોગશાળામાં વહાણો તૈયાર કરાવ્યાં. તેની મદદથી બાર્થોલોમ્યુ ડાયાઝ નામનો નાવિક આફ્રિકાના દક્ષિણ બિંદુએ પહોંચ્યો. ડાયાઝે તે ભૂશિરને "તોફાની ભૂશિર" એવું નામ આપ્યું હતું, પણ ત્યાંથી હિંદ પહોંચવાની આશા હતી તેથી રાજાએ તેનું નામ "કેપ ઓવ્ ગુડ હોપ"–સારી આશાની ભૂશિર પાડયું, ઇ. સ. ૧૪૮૬. તે પછી વાસ્કો ડી ગામા નામનો વહાણવટી ઇ. સ. ૧૪૯૪ માં ટેગસના મુખમાં આવેલા લિસ્બન બંદરેથી નીકળી ઇ. સ. ૧૪૯૮ના મેની ૨૦ મી તારીખે મલબાર કાંઠે આવેલા કાલીકટ બંદરે આવ્યો. આ દિવસે હિંદ પહેલ વહેલું જ નવા જળમાર્ગે યુરોપ સાથે જોડાયું.

ગામાએ **કાલીકટના રાજા સમુદ્રરાય**—સમુરિન–ઝામોરીન સાથે વેપારી કરાર કર્યા. થોડા વખત પછી આરબ વેપારીઓના સમજાવવાથી રાજાએ ગામાને હેરાન કર્યો. તે ઇ. સ. ૧૪૯૯ માં પોર્ટુગલ ગયો, અને ઇ. સ. ૧૫૦૨ માં પાછાં હિંદમાં આવી ઝામોરીનના શત્રુ કોચીનના રાજાની મદદથી આરબ વેપારીઓને વશ કર્યાં. ગામા પોર્ટુગલ જઇ એક વખતે પોર્ટુગીઝ વાઇસરૉય તરીકે ઇ. સ. ૧૫૨૪ માં હિંદમાં આવ્યો હતો, પણ બીજે વર્ષે તે કોચીનમાં મરણ પામ્યો હતો.

(ब) **કાબ્રાલ**—ઇ. સ. ૧૫૦૦ માં કાલીકટ આવ્યો. તેના વખતમાં પણ આરબ પ્રતિસ્પર્ધીઓની સતામણી ચાલુ હતી, ઝામોરીનને વશ કરવામાં તે વાસ્કો ડી ગામાનો સહાયક હતો. તે ઇ. સ. ૧૫૦૧ માં પોર્ટુગલ ગયો, અને ઇ, સ. ૧૫૨૬ માં મરણ પામ્યો. **કાબ્રાલ** બ્રાઝીલના શોધક તરીકે જાણીતો છે.

(क) ફ્રાન્સિસ્કો આલ્મેડાનો ... 

(क) ડ્યુઆર્ટે પેશિકો નામનો મહાન પોર્ટુગીઝ સરદાર ઇ. સ. ૧૫૦૪ માં હિંદમાં આવ્યો. તેણે ઝામોરીન સાથે કજીઓ ચાલુ રાખ્યો. તેના વિજયથી સાબિત થયું કે હિંદનાં પ્રબળ દેશી રાજ્યોને હરાવવાં અને જીતી લેવાં એ શક્ય છે.

(ड) ફ્રાન્સિસ્કો આલ્મેડા નામનો પ્રખ્યાત નાવિક ઇ. સ. ૧૫૦૫ માં હિંદમાં જીતેલાં મથકો પર પહેલો પોર્ટુગીઝ ગવર્નર નીમાયો. તેના વખતમાં મિસરના સુલતાને પોર્ટુગીઝોને હિંદમાંથી હાંકી કાઢવા માટે મોટું લશ્કર મોકલ્યું. મુંબઇથી દક્ષિણે ૩૦ માઇલ દૂર ચૌલ આગળ વિગ્રહ થયો. તેમાં આલ્મેડાનો પુત્ર લોરેન્ઝો ઇ. સ. ૧૫૦૮ માં બહાદુરીથી લડતાં ઘણો ઘવાયો, પણ જીત મળી નહિ. બીજે વર્ષે આલ્મેડાએ હિંદી અને મિસરી સંયુક્ત લશ્કરને દીવ આગળ હરાવી હિંદી મહાસાગર પર પોર્ટુગીઝોની સત્તા સ્થાપી.

(ढ) આલ્ફોન્ઝો આલ્બુકર્ક સૌથી સબળ સરદાર હતો. તેણે ઈ. સ. ૧૫૦૮ માં હિંદમાં આવી પૂર્વમાં વાસ્તવિક રીતે પોર્ટુગીઝ સત્તા સ્થાપી. તેણે કોચીન જીતવા પ્રયત્ન કર્યો પણ તે ફાવ્યો નહિ, તેથી ઇ. સ. ૧૫૧૦ માં ગોવા જીતી ત્યાં રાજધાની કરી. તેણે ઇરાની અખાત પર આવેલું ઓર્મઝ જીતી લીધું, અને ઇ. સ. ૧૫૧૧ માં મલાક્કા જીતી લીધું. તે ચીન અને જાપાન સાથેનાં વેપારનું અગત્યનું સ્થળ હતું. તેણે કાનાનોર અને સિલોન પણ તાબે કર્યાં હતાં. આલ્બુકર્કે રાતા સમુદ્રનો કબજો લેવા એડન જીતવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ નીવડ્યો. તેનો મુખ્ય હેતુ હિંદમાં પોર્ટુગીઝ રાજ્ય સ્થાપવાનો હતો. તેણે અગત્યનાં વેપારી સ્થળ જીતી તથા ઘણા દેશી રાજ્યો પાસેથી ખંડણી મેળવી પોર્ટુગલના રાજાની સત્તા વધારી હતી. તે ઇ. સ. ૧૫૧૫ માં મરણ પામ્યો.

(फ) **હિંદમાં પોર્ટુગીઝોનું પ્રાબલ્ય**—પોર્ટુગીઝોએ હિંદના પશ્ચિમ કાંઠે દીવ, વસાઇ, અને માંગલોરાદિ સ્થળે કિલ્લા ચણાવ્યા હતા.

કેપ ઓવ ગુડ હોપના સંબંધમાં નાણાંની તકરાર થવાથી મિસરના સુલતાને ઇ. સ. ૧૫૫૮ માં લશ્કર મોકલ્યું. તેણે ગુજરાતના સુલતાનની મદદથી દીવ પર હલ્લો કર્યો, પણ હાર થવાથી મુસલમાન કાફલો મિસર પાછો ફર્યો. તે પછી ઇ. સ. ૧૫૭૦ માં બિજાપુરના રાજાએ ગોવા પર હલ્લો કર્યો પણ તેને સફળતા મળી નહિ. આમ ૧૬ મા સૈકામાં પોર્ટુગીઝો જોર પર આવ્યા.

**(ग) પોર્ટુગીઝોની ચઢતીનાં કારણો**—(૧) વિજ્ઞાન અને કળામાં સારો વધારો કરી રાજ્યની મદદથી તેઓ નવો જળમાર્ગ શોધવામાં સફળ થયા. (૨) પંદરમા અને ૧૬ મા સૈકામાં પોર્ટુગીઝોનું નોકાબળ પ્રબળ હતું, તેથી તેઓ આરબોને વશ કરી હિંદી વેપાર જમાવી શકયા. (૩) તેમનાં લશ્કર અને અન્ય સાહિત્ય ચઢતી કોટીનાં હતાં તેથી તેઓ દેશીઓ પર જય મેળવી શકયા. (૪) રાજ્યપ્રાપ્તિની અભિલાષાથી આલ્બુકર્કે અગત્યનાં મથકો કબજે કરી કિલ્લા ચણાવ્યા. જ્યાં સુધી આ રાજનીતિ ચાલુ રહી ત્યાં સુધી તેઓ પ્રબળ હતા. (૫) પોર્ટુગીઝોની ચઢતી વખતે થોડા વખત સુધી ધાર્મિક ગુરુ પોપના માન જોગ ફરમાનને લીધે બીજી યુરોપીય પ્રજાએ તેમને વિઘ્ન કર્યાં નહિ. (૬) હિંદમાં દેશી રાજાઓમાં કુસંપ હતો તેનો લાભ લઇ પોર્ટુગીઝોએ સ્વસત્તા જમાવી.

**(ह) પોર્ટુગીઝોની પડતી અને તેનાં કારણોઃ—**

ઇ. સ. ૧૪૯૮ થી ઇ. સ. ૧૬૦૦ સુધી હિંદનો વેપાર પોર્ટુગીઝોને હસ્તક હતો. સિકંદર લોદી, ઇબ્રાહીમ લોદી, બાબર, હુમાયુન, શેરખાન અને અકબરના રાજ્યકાળમાં તેમનો વેપાર આબાદ હતો. શરૂઆતે તેમનો હેતુ વેપારનો હતો. તે પછી રાજ્યલોભ પેઠો, અને તેને પોર્ટુગલ સરકારે ટેકો આપ્યો, છેવટે તેમણે ખ્રિસ્તી ધર્મ ફેલાવવા પ્રયત્ન કર્યો, અને એને અંગે દેશીઓ પર ધાર્મિક જુલમ થયો. પૂર્વના પ્રદેશોમાં સ્વસત્તા સંપૂર્ણ જામી નહિ એટલામાં સ્વદેશમાં સંસ્થાનો

સ્થાપવાનો શોખ કમી થયો. નોકરો આળસુ, અદેખા, અને એકાળ-જીથી જીવન નિર્ગમન કરનારા થયા. ૧૭ મા સૈકાના અંતમાં હોલંડના વલંદાઓએ તેમને દરિઆઈ બળમાં હરાવ્યા. શાહજહાંએ હુગલી પરનાં મથકોનો નાશ કરી બંગાળામાં તેમની સત્તા ઉથલાવી નાખી. તેમની પડતીનો લાભ લઇ મરાઠાઓએ તેમને ચોથ આપવાની ફરજ પાડી. પાછળથી એવા નબળા ગવર્નરો આવ્યા કે તેઓ પોતાનો જીર્ણોદ્ધાર કરી શકયા નહિ. ઇ. સ. ૧૬૫૮ માં ઔરંગઝેબના રાજ્યારંભે પોર્ટુગીઝોએ વેપારી સર્વોપરિપણું ખોયું હતું. ઓર્મઝ પણ ઇરાની-ઓએ જીતી લીધું હતું. ઇ. સ. ૧૭૩૯ માં વસાઇ પડયું અને પોર્ટુ-ગીઝોની સત્તાનો પૂર્ણ નાશ થયો, જે પોર્ટુગીઝો પારાવાર મુશ્કેલીઓ દૂર કરી હિંદમાં પ્રબળ થયા હતા તેજ પોર્ટુગીઝોએ એક દૃષ્ટિબિંદુ રાખ્યું નહિ; એકી વખતે અનેક બાબતોમાં માથું માર્યું, અને સમય વિચાર્યો નહિ. પરિણામે તેઓની પડતી થઈ. "બે મનવાળું માણસ પોતાના સર્વ માર્ગોમાં અસ્થિર છે."

૩. **વલંદાઃ**—ઇ. સ. ૧૫૦૨ માં રોમના પોપે જાહેર કર્યું હતું કે "પૂર્વના પ્રદેશો સાથે વેપાર કરવાનો, સંસ્થાનો સ્થાપવાનો, અને દરીઆ પરનો હક માત્ર પોર્ટુગીઝોનોજ છે." આ ફરમાનને માન આપી પોર્ટુગીઝોના પ્રતિસ્પર્ધી તરીકે કોઇ પ્રજા તરત તો બહાર પડી નહિ. ઇ. સ. ૧૪૯૭ માં કેબટ નામક અંગ્રેજ વહાણવટીએ બ્રિસ્ટલ બંદરેથી નીકળી ન્યુફાઉન્ડલેન્ડ તરફ પ્રયાણ કર્યું. હવે અંગ્રેજ પ્રજાનો વિચાર ઉત્તર અમેરિકાની વાયવ્યમાં થઇને કે ઇશાનમાં રશિઅન સમુદ્રમાં થઇને દરિઆઇ સફર કરવાનો હતો. આ વ્યર્થ પ્રયત્નમાં વિલોબી, ફ્રોબિશર, અને ડેવિસાદિ વહાણવટીઓએ ઘણા ધન અને પ્રાણનો ભોગ આપ્યો.

પોપે પોર્ટુગીઝોને આપેલા હક ઉપરથી ઇંગ્લંડની રાણી ઇલિ-ઝાબેથે કહ્યું કે "પાણી અને પવનના ઉપયોગનો હક દુનિયાની બધી પ્રજાને માટે સામાન્ય હોવો જોઇએ." તે પછી ઇ. સ. ૧૫૭૭ થી

૧૫૮૦ સુધીમાં ડ્રેક અને માગેલન નામના પ્રખ્યાત કપ્તાનોએ પૃથ્વી પ્રદક્ષિણા કરી. ઇ. સ. ૧૫૮૮ માં યુરોપમાં સ્પેનના નૌકાસૈન્યનો નાશ થયા પછી અંગ્રેજોએ પોર્ટુગીઝ અને સ્પેનિશ લોકો પર હલ્લો કર્યો, અને લેંકાસ્ટર નામના નાવિક સીધા દક્ષિણમાં મલયેશિઆ જઇ વેપારી માલ ભરી આણ્યો. વેપારમાં ઘણો નફો મળતો હતો, તેથી વલંદાઓએ પણ અંગ્રેજોનું અનુકરણ કર્યું, અને જળમાર્ગ હવે ખુલો થયો.

ઇ. સ. ૧૬૦૨ માં બહોળા ભંડોળ અને રાજ્યના સમર્થ રક્ષણ સાથે **વલંદા ઇસ્ટ ઇંડિઆ કંપની** સ્થપાઇ. આ અરસામાં અંગ્રેજ કંપનિ પણ સ્થાપઇ હતી. બંને કંપનિઓ મસાલાના ટાપુઓમાં પગભર જમીન મેળવવા અત્યાતુર હતી. તજ, લવિંગ, મરી આદિ કિંમતી પદાર્થોનો વેપાર વલંદાઓ પોતે એકલાજ કરવા ઇચ્છતા હતા, તેથી તેઓના આડતીઆની સલાહ મુજબ તેઓએ ઇ. સ. ૧૬૨૩ માં આંબોયના ટાપુના મુઠ્ઠીભર અંગ્રેજોને હરાવી મારી નાખ્યા. ઇ. સ. ૧૬૫૪ માં ઓલિવર ક્રોમવેલે હોલંડ જીત્યું ત્યાં સુધી વલંદા જોરપર હતા.

વલંદાઓ ઇ. સ. ૧૬૧૯ માં બટેવિઆમાં, ઇ. સ. ૧૬૬૦ માં પોર્ટુગીઝોને હરાવી મલક્કામાં, અને ૧૬૫૮ મા સિલોનમાં વેપારી મથકો મેળવ્યાં, તેઓએ ૧૭ મા સૈકાનાં પહેલાં ૬૦ વર્ષ એટલે જહાંગીર અને શાહજહાંના જમાનામાં પોર્ટુગીઝોનો વેપાર તોડી પાડી પશ્ચિમ કાંઠે સુરત અને કોચીન તથા પૂર્વ કાંઠે પુલીકટ, મચ્છ-લીપટ્ટણ, અને ચિન્સુરાદિ મુખ્ય વેપારી મથકો કર્યા. ૧૭ મી સદીમાં હિંદનો વેપાર વલંદાના હાથમાં હતો. જ્યાં સુધી યુરોપમાં વલંદાનું નૌકાબળ બળવાન રહ્યું ત્યાં સુધી તેમનો વેપાર આબાદ હતો. પાછળથી તેમનું નૌકાબળ કમી થયું તેથી તેઓ હિંદમાં ટકી શકયા નહિ.

૪. **ડેન્માર્કના લોકો**—પહેલી ડેનિસ ઇસ્ટઇંડિઆ કંપનિ

ઇ. સ. ૧૬૧૨ માં અને બીજી ૧૬૭૦ માં સ્થપાઇ હતી. તેઓએ ઇ. સ. ૧૬૧૬ માં ત્રાંકવેબાર અને હુગલીપર સિરામપુરમાં કોઠીઓ ઘાલી હતી, પણ વેપારમાં નફો થયો નહિ તેથી તેઓએ પોતાનાં મથકો ઇ. સ. ૧૮૪૫ માં અંગ્રેજોને વેચી દીધાં.

૫. **આસ્ટ્રીઅનો:**—ઇ. સ. ૧૭૨૩ માં આસ્ટ્રિઆના રાજાએ ઓસ્ટેન્ડ ઇસ્ટ ઇંડિઆ કંપનિને વેપાર કરવાની પરવાનગી આપી. તેઓના આગમનથી વલંદા અને અંગ્રેજોને સ્પર્ધામાં ઉતરવું પડયું. ઇ. સ. ૧૭૨૭ માં તેઓએ નફો નહિ થવાથી વેપાર બંધ કર્યો.

૬. **જર્મન અને સ્વીડીશ** ( સ્વીડનના વતની ) લોકોએ પણ વેપાર શરૂ કર્યો. તેમાં સ્વીડનના લોકોને બિલકુલ નફો મળ્યો નહિ તેથી થોડા વખત પછી તેમણે હિંદ સાથેનો વેપાર બંધ કર્યો. જર્મનોને બંગાળાના નવાબે ફ્રેંચ અને અંગ્રેજોની મારફતે હિંદમાંથી કાઢી મૂકાવ્યા.

૭. **અંગ્રેજોનું આગમન:**—અકબરના વખતથી લંડનના વેપારીઓની એક ખાનગી કંપનિએ હિંદમાં ઘણાં વર્ષો સુધી નાણાંના વટાવ અને વેપારનું કામ ચલાવ્યું હતું. અંગ્રેજોએ પહેલી સફર મલય આર્કિપેલેગોમાં કરી અને સુમાત્રામાં આવેલા બન્ટામમાં કોઠી ઘાલી. જ્યારે વલંદાઓએ ત્યાં પોતાની સત્તા સ્થાપી ત્યારે અંગ્રેજોનો મુખ્ય વેપારી સંબંધ હિંદુસ્તાન સાથે જોડાયો.

જેમ પોર્ટુગીઝોને દરીઆઇ સત્તા મેળવવા ૧૬ મી સદીની શરૂઆતમાં આરબો સાથે લડવું પડયું, તેમાં ૧૭ મી સદીની શરૂઆતમાં અંગ્રેજોને પોર્ટુગીઝો સાથે લડવું પડયું હતું ઇ સ. ૧૫૯૯ ના ડિસેમ્બરની ૩૧ મીએ ઇલિઝાબેથ રાણીએ "ઇસ્ટ ઇંડીઝ સાથે વેપાર કરનાર લંડનના વેપારીઓની ઇસ્ટ ઇંડિઆ કંપનિ અને ગવર્નરને" હિંદ અને પાસેના દેશો સાથે વેપાર કરવાની પરવાનગી આપી. તેઓએ ઇ. સ. ૧૬૧૨ માં સુરતમાં પગભર જગા મેળવી. તે વખતે સુરત મોગલાઇનું મુખ્ય બંદર હતું. લગભગ ૫૦ વર્ષ કરતાં વધુ

મુદ્દત સુધી હિંદના પશ્ચિમ કાંઠે સુરત અંગ્રેજોના મુખ્ય મથક તરીકે કાયમ રહ્યું. તેઓનો વેપારી ગવર્નર પણ ત્યાંજ રહેતો.

ઇ. સ. ૧૬૧૨ માં કેપ્ટન બેસ્ટ નામના અંગ્રેજે સુરતમાં પોર્ટુગીઝોને હરાવ્યા; અને ઇ. સ. ૧૬૧૫ માં ડાઉન્ટન નામના સરદારે ગોવાના ગવર્નરને હરાવ્યો. આ જીતથી અંગ્રેજો ચઢતીમાં આવ્યા, અને જહાંગીરે તેમને સુરત, અમદાવાદ, અને ખંભાતમાં વેપાર કરવાની મંજુરી આપી. અંગ્રેજોએ ઇ. સ. ૧૬૨૨ માં પોર્ટુગીઝનો ઓર્મઝ ટાપુ જીતી લીધો ત્યારથી ઇ. સ. ૧૬૩૫ સુધી બંને પ્રજાઓ વચ્ચે લડાઇ ચાલુ રહી.

ઇ. સ. ૧૬૧૫ માં સર ટોમસ રો નામનો બ્રિટિશ એલચી હિંદના પાદશાહ અને ઇંગ્લંડના રાજા વચ્ચે નિયમિત વેપારી કરાર કરવા હિંદમાં આવ્યો હતો. તેણે ઇ. સ. ૧૬૧૬ માં કંપનિના ડિરેક્ટરોને સલાહ તરીકે કાગળ લખ્યો કે "જો તમે નફો મેળવવા ચહાતા હો, તો દરીઆઈ બળ વધારો, અને શાંતપણે વેપાર કરો." પાદશાહની મંજુરીથી નિર્ભય થઇ અંગ્રેજો શાંતપણે વેપાર કરવા લાગ્યા. તેઓએ ઇ. સ. ૧૬૨૮ માં મચ્છલીપટ્ટણમાં અને તે પછી થોડા વખતમાં ઓઢીઆના હરિહરપુરમાં, ઇ. સ. ૧૬૩૩ માં બાલાસોરમાં કોઠીઓ ઘાલી. ઇ. સ. ૧૬૩૯ માં ચંદ્રગિરિના રાજા પાસેથી ચિંગલપુટ પાસેનું ચેનાપ્પા ખરીદ્યું, તે હાલ મદ્રાસ નામથી ઓળખાય છે. ત્યાં તેમણે ફોર્ટ સેંટ જ્યૉર્જ બાંધ્યો. ઇ. સ. ૧૬૫૦ માં શાહજહાંના વખતમાં બંગાળાના નવાબે અંગ્રેજોને પોતાના પ્રદેશમાં વેપાર કરવાની અને વખારો બાંધવાની પરવાનગી આપી, તેથી તેઓએ કાસીમબજાર અને હુગલીમાં કોઠી ઘાલી. તેજ વર્ષે ઇંગ્લંડના રાજા બીજા ચાર્લ્સનું પોર્ટુગલના રાજાની કુંવરી કેથરિન સાથે લગ્ન થયું, તેથી કુંવરીના બાપે મુંબઇ અને સાલ્સેટ ટાપુઓ ચાર્લ્સને પહેરામણીમાં આપ્યા. પોર્ટુગીઝોએ સાલ્સેટ ટાપુ સોંપ્યો નહિ તેથી તેને એકલો મુંબઇ બેટ મળ્યો. તે તેણે ઇ. સ. ૧૬૬૮ માં વાર્ષિક ૧૦ રૂપીઆના ગણોતે અંગ્રેજ કંપનિને સ્વાધીન કર્યો.


હિંદમાં શરૂઆતનાં
બ્રિટીશ વહેપારી
થાણાં.
બંગાળા
ઉપસાગર
અરબી
સમુદ્ર
મુંબઈ
ગોવા
મચ્છલીપટ્ટણ
પુલીકટ
મદ્રાસ
પોંડિચેરી
ફોર્ટ સેંટ ડેવીડ
માહે
કોચીન
ઢાકા
હિંદી
મહાસાગર.
M.A.

મોગલ રાજ્યની પડતીનો લાભ લઈ શિવાજીએ ઇ. સ. ૧૬૬૪ અને ૧૬૭૦ માં સુરત પર હલ્લો કર્યો, પણ અંગ્રેજોએ તેને ફાવવા દીધો નહિ. ઇ. સ. ૧૬૮૪ માં રાજ્યમાં અવ્યવસ્થા થઈ તેથી કંપનિના ડાયરેક્ટરોને લાગ્યું કે સર ટોમસ રોની સલાહ પ્રમાણે શાંતપણે વેપાર કરવાથી સ્વરક્ષણ થઈ શકશે નહિ, તેથી તેઓએ પોતાના પટાવાળા અને સિપાઇઓથી વેપારનું રક્ષણ કર્યું.

જોકે અંગ્રેજો પાદશાહી ફરમાનથી સ્થાનિક કરથી મુક્ત હતા, તોપણ બંગાળાના સુબા શાઇસ્તખાને તે લેવા પ્રયત્ન કર્યો, તેથી અંગ્રેજોને સત્ય અને ન્યાયની ખાતર ઇ. સ. ૧૬૮૫-૧૬૯૦ સુધી મોગલો સાથે વિગ્રહ થયો. ઇ. સ. ૧૬૮૮ માં અંગ્રેજોએ મક્કા હજ કરવા જતાં વહાણોને લૂટી લીધાં. તે પછી ઓરંગઝેબે અગ્રેજો સાથે સલાહ કરી, અને અયુબ કર્નાકે વેપારના પરવાના બદલ દોઢ લાખ રૂપીઆ આપવા કબુલવાથી મોગલોએ જીતેલી બંગાળાની કોઠીઓ તેઓએ પાછી મેળવી.

અંગ્રેજોએ ઇ. સ. ૧૬૯૨ માં હુગલીના મુખમાં કાલીઘાટ, સુતાનુતી, અને ગોવિંદપુર નામનાં ત્રણ ગામડાં ખરીદયાં. પહેલું ગામ પાછળથી કલકત્તા નામે ઓળખાયું, અને અંગ્રેજોએ ત્યાં એક કિલ્લો ચણાવી ઇંગ્લંડના રાજા ૩ જા વિલિઅમના નામ પરથી તેને ફોર્ટ-સેંટ વિલિઅમ નામ આપ્યું.

**દેશીઓઃ**—મોગલો સાથેના કજીઆના અનુભવ પરથી કંપનિના ડિરેક્ટરોએ મદ્રાસના ગવર્નરને સૂચના કરી કે ભાવી જમાનાને પહોંચી વળવા મુલ્કી અને લશ્કરી બળ વધારવું. હવે તેઓ પાદશાહી ફરમાન પર આધાર ન રાખતાં પોતાના બાહુબળ પર રાખવા લાગ્યા.

સત્તરમા સૈકાના અંતમાં એક અગત્યની બાબતનો નિર્ણય થયો. ઇંગ્લંડમાંના ઘણા વેપારીઓએ પોતાને માટે હિંદી વેપારની

બંધી સામે વાંધો ઉઠાવ્યો. તેમાંના ' કેટલાક હિંદમાં સફર કરી પોતાના વેપારીઓ રાખ્યા. આ પક્ષ એવો સમર્થ થઇ પડયો કે ઇ. સ. ૧૬૯૮ માં ઇંગ્લંડની પાર્લમેન્ટમાં કંપનિના બંધારણને લગતો ઠરાવ પસાર કરવામાં આવ્યો, તેથી " ઇસ્ટ ઇંડીઝ સાથે વેપાર કરતી અંગ્રેજ કંપનિ "તરીકે તેણે ઇંગ્લંડના રાજા પાસેથી વેપારી પરવાનગી મેળવી, અને રાજ્યરક્ષણ પણ મેળવ્યું. ઇ. સ. ૧૭૦૨ માં પાર્લમેન્ટના ઠરાવ પ્રમાણે બંને અંગ્રેજ કંપનિઓ જોડાઇ ગઇ, પણ ઇ. સ. ૧૭૦૮ સુધી તેઓનું જોડાણ નક્કી થયું નહોતું. હવે તે અંગ્રેજ કંપનિ "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિઆ કંપનિ" નામથી ઓળખાવા લાગી, અને બ્રિટિશ પાર્લમેન્ટના અધિકારમાં આવી.

કંપનિનો કારભાર ઇંગ્લંડમાં કોર્ટ ઓવ્ પ્રોપ્રાયટર્સ અને બોર્ડ ઓવ ડિરેક્ટર્સની મારફતે ચાલતો હતો, અને હિંદમાં કંપનિના નોકરો બોર્ડ ઓવ ડિરેક્ટર્સની સૂચનાઓ પ્રમાણે ચલાવતા હતા. ૫૦૦ રૂપીઆ અને તેથી વધુ નાણું રોકનારને કંપનિના પ્રોપ્રાયટર–માલિક નીમવામાં આવતા. એવા ભંડોળ રોકનારા સમૂહને કોર્ટ ઓવ્ પ્રોપ્રાયટર્સ કહેતા હતા. વર્ષમાં ૪ વખતે ડિરેક્ટરોના રિપોર્ટ અને કંપનિના કારભાર પર વિચાર કરવા તેઓની સભાઓ ભરાતી. તેઓને ડિરેક્ટરોને રજા આપવાનો અને નવા નીમવાનો હક હતો. કોર્ટ ઓવ્ પ્રોપ્રાયટર્સ ૨૪ સભ્યોને ચુંટી કાઢતી. તેઓ ડિરેક્ટરો કહેવાતા. તેઓ પોતાને માટે વાર્ષિક ૫૦૦ રૂ. ના પગારથી પ્રમુખ અને ઉપપ્રમુખ ચુંટી કાઢતા હતા.

કંપનિનાં હિંદનાં મથકોને ૩ ઇલાકામાં વહેંચવામાં આવ્યાં હતાં. કલકત્તા, મદ્રાસ, અને મુંબઇ તેમનાં મુખ્ય શહેરો હતાં. દરેક ઇલાકાનો કારભાર ગવર્નર પોતાની કૌંસિલની મદદથી ચલાવતો હતો. તેઓએ યુરોપીઅનો અને હિંદીઓ માટે કાયદાઓ ઘડી કાઢયા હતા, અને કચેરીઓ તથા લશ્કરી અમલદારોની મારફતે વ્યવસ્થા રાખવા

ગોઠવણ કરી હતી. કંપનિના નોકરોના ૪ વર્ગ હતા; કારકુનો, કોઠીના ઉપરીઓ, નવા વેપારીઓ અને જુના વેપારીઓ. કારકુનોને માસિક ૧૦ રૂપીઆ પગાર મળતો હતો, તેમાંથી તેઓ કોઠીના ઉપરીઓ થઇ શકતા, અને લાયકાત પરથી વધુ સારી પદવી મેળવી શકતા. જુના વેપારીઓમાંથી ગવર્નરની કૉંસિલ માટે પસંદગી થતી હતી. તેઓને ખાનગી વેપાર કરવાની રજા હતી, પણ ધીમે ધીમે તે રીવાજ બંધ કરવામાં આવ્યો.

૮. **ફ્રેંચોનું આગમનઃ**—હિંદમાં વેપાર માટે આવનાર પાશ્ચાત્ય પ્રજાઓમાં ફ્રેંચો છેલ્લા હતા. તેઓની પહેલી કંપનિ ઇ. સ. ૧૬૦૪ માં, બીજી ૧૬૧૧ માં, ત્રીજી ૧૬૧૫ માં, ચોથી ૧૬૪૨ માં, પાંચમી ૧૬૬૪ માં, અને છઠ્ઠી ૧૭૧૯ માં સ્થપાઇ હતી. ૧૪ મા લુઇના રાજ્યકાળમાં મહાન નર કૉલ્બર્ટની આગેવાની નીચે પાંચમી કંપનિએ સુરતમાં વેપાર શરૂ કરી સારો લાભ મેળવ્યો. વેપારી ઇર્ષાને કારણે વલંદા સાથે કજીઓ થયો, તેમાં મદ્રાસ પાસેનું સેંટ થોમે ફ્રેંચોએ જીતી લીધું, પણ ઇ. સ. ૧૬૭૪ માં તે વલંદાઓએ પાછું મેળવ્યું હતું. તે પછી ફ્રેંચોએ પોંડેચેરી ખોયું, અને મિ. માર્ટિનની સરદારી નીચે બિજાપુરના સુબા શેરખાન લોદી પાસેથી જીંજી નદીના મુખમાં થોડી જમીન ખરીદી ત્યાં વખાર ઘાલી, પણ ઇ. સ. ૧૬૯૩ માં વલંદાઓએ તેનો નાશ કર્યો. ઇ. સ. ૧૬૯૭ માં સલાહ થવાથી ફ્રેંચોને પાંડિચેરી પાછું મળ્યું, ફ્રેંચોએ ઇ. સ. ૧૭૨૫ માં મલબાર કાંઠે આવેલું માહી જીતી લીધું હતું, અને બહાદુર કપ્તાન માહે ડી લાબાર્ડોનિસના નામ પરથી તેને માહે નામ આપ્યું હતું સુરત, મચ્છલીપટ્ટણ, ત્રિકોમાલી, પાંડીચેરી, ચંદ્રનગર, અને માહે ફ્રેંચોનાં મુખ્ય વેપારી મથકો હતાં.

**ડુમાસઃ**—ઇ. સ. ૧૭૩૫ થી ૧૭૪૧ સુધીમાં પાંડીચેરીમાં ડુમાસ નામે ગવર્નર હતો. તેના વખતમાં દખ્ખણમાં અમાત્યના રાજ-

કીય ફેરફારની શરૂઆત થઇ. તેણે કર્ણાટકના આર્કટના નવાબ દોસ્ત-અલીખાન સાથે સારો સંબંધ રાખી દખ્ખણમાં વેપાર કરવાની પરવાનગી મેળવી, અને ઇ. સ. ૧૭૩૯ માં કારીકલ બંદર મેળવ્યું. નવાબને સાફદરઅલીખાન નામનો પુત્ર અને ચંદાસાહેબ નામનો હોશિયાર અને બહાદુર જમાઇ હતો.

શિવાજીના પિતા શાહજીના જમાનાથી તાંજોરમાં મરાઠા વંશજો રાજ્ય કરતા હતા. ઇ. સ. ૧૭૩૮ માં રાજા તુકાજીના મરણ પછી તેના પુત્રો ગાદી માટે લડયા. તેમાંના એક શાહજીએ કારીકલનો વાસ્તવિક કબજો આપવાની શરતે ફ્રેંચોની મદદ મેળવી, પણ ગાદી મેળવ્યા પછી તેણે સ્વવચન પાળ્યું નહિ, તેથી ચંદાસાહેબે (કે જે સ્વતંત્રપણે કારભાર કરતો હતો), ત્રિચિનોપલીથી સવારી કરી કારીકલ ફ્રેંચોને સ્વાધીન કર્યું.

**મરાઠાની ધાડ–ઇ. સ. ૧૭૪૦**—આ બનાવે ફ્રેંચોને હિંદના રાજકીય વાતાવરણમાં વધુ આગળ આણ્યા. મરાઠા લાંબા વખતથી કર્ણાટકમાંથી ચોથ માગતા હતા. હવે તેમણે દખ્ખણ પર ચઢાઇ કરી. દોસ્તઅલીખાન દામલચેરીના ઘાટ આગળ હાર્યો. સાફદરઅલી ઇલોરા નાસી ગયો, અને ચંદા સાહેબ ત્રિચિનોપલીમાં ભરાયો. તેને પકડી સતારામાં કેદ કીધો. ઇ. સ. ૧૭૪૮ માં તે પાછો પ્રકાશમાં આવ્યો દોસ્તઅલીખાન અને ચંદાસાહેબની બેગમોએ કુટુંબ અને મીલકત સાથે પાંડીચેરીમાં–ફ્રેંચોનો આશ્રય લીધો. રઘોજી ભોંસલેએ પાંડીચેરી ઘેર્યું, અને આશ્રિત કુટુંબની માગણી કરી. ડુમાસે જુસ્સાથી જવાબ દીધો. કે "ચંદાસાહેબની બેગમ મારા સ્વામી ફ્રાંસના રાજાના રક્ષણની છાયામાં પાંડીચેરીમાં છે, અને હિંદના બધા ફ્રેંચો મરણ-પર્યંત તેનું રક્ષણ કરશે." આ નિશ્ચયી જવાબથી મરાઠાઓએ પોતાની ચઢતી કળા છતાં પણ ફ્રેંચોને જવા દીધા–છેડયા નહિ, તેથી તેઓ દખ્ખણમાં બળવત્તર થયા. નિઝામ–ઉલ્મુલ્કે ડુમાસને માન-

વંતો પોશાક મોકલ્યો, અને મોગલ પાદશાહે તેને 'નવાબ' નો ખિતાબ આપ્યો.

ડુપ્લે ઇ. સ. ૧૭૪૧-૧૭૫૪—ડુમાસે રાજીનામું આપ્યા પછી મહાન ફ્રેંચ સરદાર ડુપ્લે ગવર્નર થયો. તેણે બંગાળાના ચંદ્રનગરમાં કોઠી ઘાલવામાં ઘણી બહાદુરી બતાવી હતી. વિન્સર્સ નામના ફ્રેંચની વિધવા સાથે તે પરણ્યો હતો. તે હિંદમાં જન્મી હતી, અને દેશની ભાષા તથા રીતરિવાજથી ઘણીજ માહિતગાર હતી. તેની મદદથી ડુપ્લે ઘણાં કામ કરી શકતો હતો.

ઈ. સ. ૧૭૪૨ માં કર્ણાટકના નવાબ સાફદર—અલીને તેના બનેવી મુરતાઝઅલીએ મારી નાખી થોડી મુદત રાજ્ય કર્યું; પણ તેને વેલોર નાસી જવું પડયું, તેથી સાફદરઅલીનો પુત્ર ગાદીએ આવ્યો. આ વ્યવસ્થાને નાપસંદ કરી હૈદરાબાદના વૃદ્ધ નિઝામુલ્મુલ્કે આર્કટ પર ચઢાઇ કરી. નિઝામ દખ્ખણ પર સ્વસત્તા સાબિત કરી અન્વરૂદ્દીન નામના પોતાના સરદારને બાળક નવાબનો રક્ષક નીમી ઇ. સ. ૧૭૪૩ માં હૈદ્રાબાદ પાછો આવ્યો, પણ તેજ વર્ષે બાળકનું ખૂન થવાથી નિઝામે અન્વરૂદ્દીનને કર્ણાટકનો નવાબ નીમ્યો.

## પ્રશ્નો.

૧. હિંદ અને યુરોપ વચ્ચેના પ્રથમના વેપારી રસ્તા કયા હતા, તથા જળમાર્ગ શોધવાની શા કારણથી જરૂર પડી તે જણાવો.

૨. પોર્ટુગીઝોની ચઢતીનાં કારણો કયાં હતાં ?

૩. હિંદમાં વેપારાર્થે કઇ કઈ પાશ્ચાત્ય પ્રજાઓ આવી હતી, તેમાંની કઇ કઇ ફાવી શકી અને કઇ ફાવી ન શકી તે સકારણ બોલો.

૪. હિંદુસ્તાનના નકશાનો સ્કેચ કરી તેમાં અંગ્રેજો, ફ્રેંચો, અને વલંદાનાં થાણાંઓ બતાવો.

૫. હિંદમાં અંગ્રેજી ઇસ્ટ ઇંડિઆ કંપનિનો કારભાર કેવી વ્યવસ્થાથી ચાલતો હતો ?

૬. "મરાઠાઓની ધાડથી ફ્રેંચો દખ્ખણમાં ચઢતીમાં આવ્યા." એ વાક્યનો ખુલાસો કરો.

૭. કાબ્રાલ, ડુમાસ, ડુપ્લે, આલ્મૈડા, અને આલ્બુકર્ક વિષે ટુંકી નોંધ કરો.

---

## પ્રકરણ ૩૮ મું.

### દખ્ખણમાં અંગ્રેજો અને ફ્રેંચો.

૧. **અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે પહેલો વિગ્રહ**—ઇ. સ. ૧૭૪૪ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે લડાઇ સળગી. જેથી હિંદમાં સંસ્થાનોમાં કુદરતી રીતે તેની અસર થઇ. ફ્રેંચ ગવર્નરને પારીસથી શાંતિ જાળવવાનો હુકમ મળ્યો હતો, પણ મદ્રાસના ગવર્નરને લંડનથી હુકમ મળ્યો હતો કે "થોડા વખતમાં એક નૌકાસૈન્ય આવી પહોંચશે, તેની મદદથી ફ્રેંચોનો નાશ કરવો, અંગ્રેજોએ લડાઇની તૈયારી કરી તેથી ફ્રેંચોએ કર્ણાટકના નવાબની મદદ માગી. નવાબે ફરમાવ્યું કે "મારા રાજ્યમાં હું બે પ્રજાને લડવા દઇશ નહિ." અંગ્રેજ ગવર્નર મિ. મોર્સે સમય વિચારી નવાબના હુકમને માન આપ્યું.

ઇ. સ. ૧૭૪૬ ના જુનમાં બ્રિટિશ સરદાર પિટને સાંભળ્યું કે ફ્રેન્ચો સિલોનના વલંદા સંસ્થાનની મદદ માગે છે તેથી તેણે

ફ્રેંચોને હરાવ્યા. હવે લાબોર્ડોનેસની સરદારી નીચે ૧૧૦૦ ફ્રેંચો અને થોડા દેશી સિપાઇઓએ તા. ૧૫ મી સપ્ટેમ્બરે મદ્રાસ પર હલ્લો કર્યો. મિ. મોર્સ પાસે લશ્કર નહિ હોવાથી તેણે ૨૧ મી સપ્ટેમ્બરે શહેર તથા કિલ્લો ફ્રેંચોને સ્વાધીન કર્યાં.

૨. **ફ્રેન્ચોએ નવાબને હરાવ્યો:**—ફ્રેંચોએ મદ્રાસ જીત્યાના સમાચાર જાણી નવાબે તે પાછું આપવા ડુપ્લેને હુકમ કર્યો; પણ તેનો તેણે અનાદર કર્યો, તેથી નવાબે તેની સામે ૧૦,૦૦૦ નું લશ્કર મોકલ્યું. **સેંટ થોમે** આગળ થોડા ફ્રેંચ અને ૭૦૦ દેશી સિપાઇઓએ નવાબના સૈન્યને હરાવ્યું. અંગ્રેજો અને નવાબને હરાવવાથી ડુપ્લે ફુલાઇ ગયો.

૩. **રૉબર્ટ કલાઇવનું પ્રાથમિક જીવન અને હિંદમાં આગમન**—આ મહાન નર ઇંગ્લંડના શ્રોપશાયર નામના પરગણામાં માર્કેટ ડ્રેટન પાસે ઇ. સ. ૧૭૨૫ ના સપ્ટેમ્બરની ૨૯ મી તારીખે જન્મ્યો હતો. તે અરસામાં પહેલો હેન્રિ ઇંગ્લંડનો રાજા હતો. તેનાં માબાપ તેને ગાંડો ધારી બેચેન રહેતાં તે આળસુ અને તકરારી હતો, પણ હસવા જોગ નહોતો. તેના વિષે એકજ શિક્ષકે કહ્યું કે "આ છોકરો ભવિષ્યમાં મહાન નર થશે." તેનાથી કંટાળી તેના બાપે તેને માટે ઇ. સ. ૧૭૪૩ માં ઇસ્ટ ઇંડિઆ કંપનિમાં એક કારકુનની જગા શોધી કાઢી, તે તેણે આતુરતાથી સ્વીકારી. અઢારમા સૈકાના મધ્ય ભાગમાં સુએજ નહેર અને મેઇલ સ્ટીમરો નહોતી, તેથી હિંદની સફર અતિ મુશ્કેલ હતી. કલાઇવ ઇ. સ. ૧૭૪૩ ની શરૂઆતમાં ઇંગ્લેંડથી નીકળી ઇ. સ. ૧૭૪૪ ના અંતમાં હિંદમાં આવી પહોંચ્યો. થોડા મહીના કપડાં તેની મીલકત અને ગમગીની તેની જિંદગી હતી. જ્યારે ફ્રેંચોએ મદ્રાસ લીધું ત્યારે કલાઇવ પણ કેદી થયો હતો.

ઇ. સ. ૧૭૪૬ ના નવેમ્બરની ૯ મી તારીખે ફ્રેંચ સરદાર

કર્નલ પેરેડિસે ૪ દિવસમાં પાંડીચેરી જઇ કેદ રહેવાનો અંગ્રેજોને હુકમ કર્યો. ઘણા તે હુકમનો અનાદર કરી દક્ષિણે ૧૬ માઇલ પર આવેલા ફોર્ટ સેંટ ડેવિડના કિલ્લામાં નાસી છુટયા. આ કિલ્લો ઇ. સ. ૧૬૯૨ માં વેચાતો લીધો હતો. કલાઇવ પણ પોતાના એક મિત્ર સાથે દેશીનો વેશ ધારણ કરી ડેવિડ કિલ્લામાં ભરાયો. ફ્રેંચોએ કિલ્લો ઘેર્યો પણ કલાઇવે બહાદુરીથી તેનો બચાવ કર્યો. આ બહાદુરીએ તેને લખવાના કામથી મુક્ત કર્યો. ચાર વખત હુમલો કર્યા છતાં ફ્રેંચો કિલ્લો લઇ શક્યા નહિ, તેથી તેઓ પાંડીચેરી પાછા ગયા.

એડમિરલ બોસ્કવિન અને મેજર લૉરેન્સ લશ્કર લઇ ઇંગ્લંડથી આવી પહોંચ્યા. તેઓએ કલાઇવ સાથે મળી પાંડીચેરીને ઘેર્યું, પણ તે જીતાયું નહિ. એટલામાં યુરોપમાં એલાશાપેલના કરાર થયા, તેથી સલાહ થઇ, અને મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું; તથા થોડો વખત સલાહ રહી.

૪. દેવીકોટા જીત્યું—વિગ્રહ વખતે તાંજોરના રાજાનું રાજ્ય ગયું હતું. તે અંગ્રેજોનો મળતીઓ હતો, તેથી ફોર્ટસેંટ ડેવિડના ગવર્નરે ૪૩૦ અંગ્રેજ અને ૧૦૦૦ માણસોનું દેશી લશ્કર તેની મદદે મોકલ્યું. લડાઇનું કારણ ઉભું થયું. કલાઇવ સ્વયંસેવક તરીકે બહાર પડયો, પણ ચોમાસાને લીધે ફાવ્યું નહિ. બીજો પ્રયત્ન મેજર લૉરેન્સના આધિપત્ય નીચે આદર્યો. ફ્રેંચો કોલેરૂન નદીના મુખમાં આવેલા પોતાના સોઇવાળા દેવીકોટાના કિલ્લામાં રહી સામા થયા. કિલ્લામાં પ્રવેશ કરવાનો રસ્તો કરવાનું કામ કલાઇવને સોંપવામાં આવ્યું હતું. ૪ દિવસની લડાઇમાં એ કામ કરતાં ૨૯ માંથી કલાઇવ અને બીજા બે બચવા પામ્યા. ઘણા પ્રાણોના ભોગે ફ્રેંચોનો દેવીકોટા જીતાયો. તે પછી લશ્કર ફોર્ટ સેંટ ડેવિડ પાછું આવ્યું.

---

# પ્રકરણ ૩૯ મું.

## આર્કટનો ઘેરો.

**૧ દક્ષિણમાં રાજ્યખટપટ**—ઇ. સ. ૧૭૪૮ ના જુનની ૧૯ મીએ નિઝામ–ઉલ્મુલ્ક ૧૦૪ વર્ષની વયે મરણ પામ્યો, તેથી તેનો પુત્ર નાઝીર–જંગ હૈદ્રાબાદની ગાદીએ બેઠો, પણ નિઝામના દૌહિત્ર મુઝફ્ફરજંગે ગાદી મેળવવા ફ્રેંચોની મદદ માગી. આ અરસામાં કર્ણાટકના–આર્કટના નવાબ અન્વરૂદ્દીનની જગાએ તેના જમાઇ ચંદા સાહેબે પણ ગાદી માટે પ્રયત્ન કરી ડુપ્લેની મદદ માગી. ડુપ્લેએ તેમને મદદ કરવા હા પાડી.

૨. **ડુપ્લેના જય**—ડુપ્લે ધારતો હતો કે આ ઝઘડામાં હાથ ઘાલવાથી દક્ષિણ પર ફ્રેંચોની સત્તા જામશે, અને ભવિષ્યમાં ફ્રેંચ રાજ્ય સ્થાપી શકાશે. હવે ફ્રેંચ, નિઝામ, અને ચંદા સાહેબના સંયુક્ત લશ્કરે બુસીની સરદારી નીચે નાઝીર જંગને મારી મુઝફ્ફરને દક્ષિણનો સુબેદાર બનાવ્યો. તે પછી તેઓએ આર્કટ પર હલ્લો કર્યો. અન્વરૂદ્દીન મરાયો, અને ચંદા સાહેબને કર્ણાટકની નવાબી મળી. હવે સંયુક્ત લશ્કરે ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો તેથી અન્વરૂદ્દીનના પુત્ર મહંમદઅલીએ અંગ્રેજોની મદદ માગી આ અરસામાં અંગ્રેજોએ પોતાનું લશ્કર દૂર દરીઆ કાંઠે નાખી મૂકયું હતું, તેથી દક્ષિણમાં ફ્રેંચો ફાવી ગયા, અને તરત તો અંગ્રેજો કરતાં તેઓ ચઢતીમાં આવ્યા. મુઝફ્ફરજંગે ફ્રેંચોને પૂર્વ કાંઠે આવેલો ઉત્તર સરકારનો મુલક આપ્યો, અને ડુપ્લેને કર્ણાટકના ગવર્નરનો' ખિતાબ આપ્યો. ચંદાસાહેબે પણ ફ્રેંચોને મદદ બદલ કર્ણાટકમાં જમીન અને પૈસા આપ્યાં.

૩. **ત્રિચિનોપલીનો ઘેરો અને કલાઇવની યુક્તિ**:—મદ્રાસના ગવર્નરે મહમ્મદઅલીને મદદ કરવા એક નાનું લશ્કર તૈયાર કર્યું. કલાઇવ ત્રિચીનોપલીના ઇશાન કોણમાં આવેલા વોલકોંડાના ફ્રેંચ લશ્ક-

રને ત્રિચીનોપલી જતાં અટકાવવામાં મદદ કરતો હતો, પણ ત્યાંના સેનાપતિથી કંટાળી તે ફોર્ટસેંટ ડેવિડ પાછો આવ્યો. ત્યાં ૮૦ અંગ્રેજો અને ૩૦૦ દેશી સિપાઇઓનું લશ્કર તૈયાર હતું. તેને માટે યોગ્ય નેતા નહિ મળવાથી ગવર્નરે મિ. પીગોટ નામના મુલ્કી અમલદારને નીમ્યો. કલાઇવ તેની સાથે સ્વયંસેવક તરીકે જવા તૈયાર થયો. ૩ દિવસની મુસાફરી પછી બહુ ભય જણાયાથી તેઓ ફોર્ટસેંટ ડેવિડ પાછા આવ્યા. ગવર્નરે એક બાજું લશ્કર તૈયાર કરી કલાઇવની ગત બહાદુરી ધ્યાનમાં લઇ તેને કેપ્ટન નીમી કુચ કરવા હુકમ આપ્યો. ચંદાસાહેબના મોટા લશ્કરે અને ૯૦૦ ફ્રેંચોએ મહંમદઅલીને ૬૦૦ અંગ્રેજો અને ૫૦૦૦ સિપાઇઓ સાથે ત્રિચિનોપલીમાં ઘેર્યો. એ બધું લશ્કર એક નાલાયક સરદારની સત્તામાં હતું. દેશી સિપાઇઓને પગાર મળ્યો નહોતો તેથી સ્થિતિ ઘણી ગંભીર હતી. તેઓને ખાતરી હતી કે લડાઇમાં માર જ ખાવાનો છે, તેથી તેઓએ લડવા ના પાડી. કલાઇવે જોયું કે ચાંપતા ઉપાય કરવાની જરૂર છે.

કલાઇવને વાંચનનો ઘણો શોખ હોવાથી તે મહાન યોદ્ધાની વાતો વાંચી તેમના જેવા થવા પ્રયત્ન કરતો. તેણે એક યુક્તિ શોધી કાઢી કે ચંદાસાહેબે ત્રિચિનોપલી લેવા બળવાન યોદ્ધા આણ્યા છે, અને રાજધાની આર્કટનું રક્ષણ કરવા યોગ્ય માણસ મૂકયાં નથી. આ વખતે કલાઇવ તક જોઇ ફોર્ટ સેંટ ડેવિડ પાછો ફર્યો, અને તેણે મદ્રાસના ગવર્નર મિ. સાઉન્ડર્સને આર્કટ જડતી લેવા વિષેના પોતાના વિચાર જણાવી ત્રિચિનોપલીનો ઘેરો ઉઠાવવાની યુક્તિ બતાવી.

૪. આર્કટ જીત્યું—ગવર્નર જવાબદારી માથે લેતાં ડરતો નહોતો. તેણે ૩૫૦ અંગ્રેજોમાંથી ૨૦૦ કલાઇવને આપવા વચન આપ્યું. કલાઇવ ૨૦૦ અંગ્રેજો, ૩૦૦ સિપાઇઓ અને ૩ તોપો લઇ ઇ. સ. ૧૭૫૧ ના ઑગસ્ટની ૨૬ મી તારીખે મદ્રાસથી નીકળ્યો. ૮ અમલદારમાંના ૬ કદી લડાઇમાં ગયા નહોતા, અને લશ્કર પણ બિનઅ-

નુભવી હતું. ક્લાઇવે તેને કેળવ્યું. ૩ દિવસની મુસાફરી પછી તે આર્કટથી ૨૭ માઇલ પર આવી પહોંચ્યો. તે જાણતો હતો કે કિલ્લામાં ૧૨૦૦ બિનઅનુભવી સિપાઇઓ છે તેથી જીત મળશે. એવામાં ભારે વરસાદ થયો; તેથી બે દિવસ સુધી એકાએક કુચ કરી એક દરવાજેથી શહેરમાં પેઠો, અને એક પણ માણસની ખુવારી વગર શહેર અને કિલ્લો જીતી લીધાં. તે પછી ફ્રેંચોનો તીમેરી કિલ્લો જીતી તે આર્કટ પાછો આવ્યો, અને કિલ્લાની મજબુતી કરી, કારણ કે તે જાણતો હતો કે ચંદાસાહેબ અને અસંખ્ય ફ્રેંચો આર્કટ પાછું લેવા આવશે. રાજધાની ખોયાના સમાચાર સાંભળી ચંદાસાહેબનો પુત્ર રાજા સાહેબ મોટા લશ્કર સાથે આર્કટ પાછું લેવા આવ્યો.

૫. **આર્કટનો ઘેરો**—(૧૭૫૨) શત્રુઓને હરાવી કિલ્લો ટકાવવો એ કામ મુશ્કેલ હતું. કોટ ઘણી જગાએથી તૂટી ગયો હતો, અને સાંકડી ખીણોમાં થઇ તોપો લઈ જવી એ કામ મુશ્કેલ હતું. માંદગીથી અને ઘવાયાથી ૧૨૦ અંગ્રેજો, ૨૦૦ સિપાઇઓ, અને ૪ અમલદારો રહ્યા હતા, પણ નવાબ અને ફ્રેંચોના લશ્કર આગળ તેનું કાઇ લેખું નહોતું. તા. ૨૩ મી સપ્ટેમ્બરે ચંદાસાહેબના લશ્કરે ફ્રેંચો સાથે મળી શહેરને ઘેર્યું. ૫૦ દિવસ સુધી રાત દિવસ હલ્લા કર્યા પછી કાંઇ વળ્યું નહિ. કારણ કે અંગ્રેજો જીતે કે હારે તે પર દક્ષિણમાં તેમની કે ફ્રેંચોની સ્વતંત્રતાનો આધાર હતો. ઘેરા દરમિઆન દેશીઓએ સ્વનકાર કરી ચોખા અંગ્રેજોને આપી પાણીથી ચલાવ્યું. આર્કટ લેવાને દુશ્મનોએ બધાજ ઉપાયો અજમાવ્યા. છેવટે તેમણે લાલચ આપી ક્લાઇવને ફોડવા યત્ન કર્યો, પણ તેમાં તેઓ નિષ્ફળ નીવડયા. ૭ અઠવાડીઆંની ચાલુ લડાઇ પછી રાજાસાહેબે છેલ્લો પ્રયત્ન કર્યો, પણ તેઓને જીવ બચાવવા રાતોરાત નાસવું પડયું. એમ આર્કટનો ઘેરો પુરો થયો. તેના નેતાએ દેશીઓ પર ભારે છાપ પાડી અને સર્વત્ર આબરૂ ફેલાવી. તે પછી ફ્રેંચોનું જોરાવર લશ્કર સામે આવ્યું, પણ ક્લાઇવે તેને બહાદુરીથી હરાવી હાંકી કાઢ્યું.

ત્યાર પછી મેજર લોરેન્સ અને કલાઇવ ત્રિચિનોપલી ગયા, અને તેઓએ ફ્રેન્ચો તથા તેના સાથીઓને હરાવી કેદ કર્યા. અંગ્રેજોએ મહંમદઅલીને કર્ણાટકનો નવાબ નીમ્યો.

૬. **કોવરેપાક અને સમીઆવેરામ**—ત્રિચિનોપલીથી આર્કટ પાછા ફરતાં કલાઇવ કોવરેપાક આગળ આવી પહોંચ્યો. અહીં ફ્રેંચોનું છુપું લશ્કર એકાએક સામે થયું. આ વખતે વધુ ભય હોવા છતાં કલાઇવે વધુ શાંતિ જાળવી. ફ્રેંચો પાસે મજબુત પાયદળ લશ્કર ઉપરાંત ૨૫૦૦ બહાદુર યોદ્ધા હતા. આ વખતે દખ્ખણ ખોવાની વકી હતી. એન્સાઇન સિમોન્ડ્સને ફ્રેંચ બોલતાં આવડતું હતું. તેણે તપાસ કરી બાતમી મેળવી, અને લેફ્ટેનેન્ટ કીને ફ્રેંચોને હરાવ્યા. આ લડાઇમાં દેશીઓ નવો પાઠ ભણ્યા કે ફ્રેંચો કરતાં અંગ્રેજો બહાદુર લડવૈયા છે, અને એ વાત તેઓ ભુલી ગયા નહિ.

તે પછી કલાઇવે સમાઆવેરામ આગળ ફ્રેંચોને હરાવ્યા; અને પેચંડા જીત્યું તેથી ફ્રેંચ સરદાર વોલકોંડા જતો રહ્યો. લડાઇમાં ઘણો શ્રમ પડવાથી કલાઇવની તબીયત બગડી તેથી તે આરામ માટે મદ્રાસ આવ્યો. અહીં તે પોતાના મિત્રોમાંના એક સાથે કલાર્કની બેન **મિસ માસ્કેલીન** સાથે પરણ્યો, પણ તબીયત વધુ બગડવાથી તેને સ્વદેશ જવાની જરૂર જણાઈ. તેણે ઇંગ્લંડ જતાં પહેલાં મદ્રાસ અને પાંડીચેરી વચ્ચે આવેલા ફ્રેંચોના **કોવેલોંગ** અને **ચિંગલપટ** કિલ્લા જીતી લીધા.

૭. **કલાઇવ સ્વદેશ ગયો**—ઇ. સ. ૧૭૫૩ ના ફેબ્રુઆરિમાં તે મદ્રાસથી ઇંગ્લંડ જવા ઉપડયો. સ્વદેશ છોડયાં તેને ૧૦ વર્ષ થયાં હતાં. હવે તે જુવાન, મહીમાથી ભરપુર, દુનીઆની નજરમાં વીર, ધનવાન, અને અજબ સફળ થયો હતો ! કંપનિની બોર્ડ ઓવ્ ડિરેકટર્સે તેને ઘણું માન આપી એક હીરાજડિત મુઠવાળી તરવાર ભેટ આપી.

પણ તે હમેશ ઉદાર હતો તેથી તેણે શરત કરી કે એવીજ એક તરવાર મેજર લોરેન્સને પણ આપવી જોઇએ.

૯. **કલાઇવનું પુનરાગમન ઇ. સ. ૧૭૭૫**—ઇસ્ટ ઇંડિઆ કંપનિએ કલાઇવને મદ્રાસના લશ્કરના સેનાપતિ તરીકે હિંદમાં પાછો મોકલ્યો. તે મુંબઇ પહોંચ્યો કે તરત મુંબઇ કૌંસિલના પ્રમુખે તેને મરાઠા સરદાર આંગરીઆને વશ કરવા મોકલ્યો. તે શિવાજીના સરદારોમાંનો હતો; અને પેશ્વાની આણ સ્વીકારતો નહોતો. કલાઇવે તેનો કોંકણને કાંઠે આવેલો ઘેરીઆ ગઢ જીતી લીધો, અને એડમિરલ વૉટસને તેનાં વહાણોનો નાશ કર્યો. તે પછી કલાઇવ મદ્રાસ ગયો.

---

## પ્રકરણ ૪૦ મું.

### બંગાળાના બનાવો.

૧. **મુર્શિદકુલીખાન**—૧૮ મા સૈકાની શરૂઆતમાં મોગલાઈના પૂર્વના બંગાળા, બહાર, અને ઓઢીઆ પ્રાંતોમાં મુર્શિદકુલીખાન નામના ડાહ્યા રાજ્યકર્તાના અમલ નીચે શાંતિ અને આબાદી હતી. તેણે ઇ. સ. ૧૭૦૪ માં પોતાનું મુખ્ય મથક મુક્શુદાબાદમાં કર્યું, જે તે વખતથી મુર્શિદાબાદ નામથી ઓળખાયું. તેણે દિવાન, નાયબ નિઝામ, અને સુબેદાર તરીકે ઘણાં વર્ષ સુધી અમલ કર્યો હતો. તેણે અકબરના મહેસુલની પદ્ધતિમાં સુધારો કરી સારી આવક વધારી હતી, અને દિલ્હીના દરબારમાં તે માનવંતો હતો તે ઇ. સ. ૧૭૨૫ માં મરણ પામ્યો હતો. અને તેના જમાઇ શુજાઉદ્દીને મહા સામર્થ્યથી ૧૪ વર્ષ સુધી બંગાળાનો કારભાર ચલાવ્યો. તેના પછી

તેનો પુત્ર સરફ્રાઝખાન ગાદીએ બેઠો. આ નબળા રાજકર્તાએ અલી-વર્દીખાન નામના એક જુના અનુભવી અમલદારની મારફતે કારભાર ચલાવ્યો. તેના વખતમાં નાગપુરનો રાઘોજી ભોંસલે બંગાળામાં ચઢી આવ્યો, તેથી અલીવર્દીખાને દિલ્હીના પાદશાહની મદદ માગી તેથી મરાઠાઓએ બંગાળા જવા દીધું.

૨. ઓઢીઆ મરાઠાઓને આપ્યું—રાઘોજીએ ફરીથી બંગાળા પર ચઢાઇ કરી, અને હુગલી સુધીનો ભાગ લૂટી ઉજ્જડ કર્યો, તેથી બંગાળામાં મરાઠીઓનું જોર વધ્યું. છેવટે અલીવર્દીખાને મરાઠાઓને ઇ. સ. ૧૭૫૨ માં ઓઢીઆ પ્રાંત આપ્યો, અને બંગાળા અને બહારને માટે વાર્ષિક ૧૨ લાખ રૂપીઆ ચોથ આપવાની શરતે સલાહ કરી.

૩. સુરાજ-ઉદ્દોલા—અલીવર્દીખાન ઇ. સ. ૧૭૫૬ ના એપ્રિલમાં મરણ પામ્યો, અને તેનો દૌહિત્ર સુરાજ-ઉદ્-દોલા ૧૭ વર્ષની વયે બંગાળાનો નવાબ થયો. તે સ્વચ્છંદી અને ઉદ્ધત હતો, અને તેને બહારની દુનીઆનું કાંઇ ભાન નહોતું.

૪. અંગ્રેજો પર હુમલો—ઇ. સ. ૧૭૫૬. આ અરસામાં અંગ્રેજોને ફ્રેંચોની બીક હતી તેથી તેઓએ ફોર્ટ સેંટ વિલિઅમ સમરાવવા માંડયો. સુરાજ-ઉદ્-દૌલાએ તેમને મના કરી, પણ તેના હુકમનો અમલ કરવા જેવી સ્થિતિમાં અંગ્રેજો હતા નહિ. વળી નવાબના કુટુંબનો કિસનદાસ મિલ્કત સાથે કલકત્તા નાસી આવ્યો તેને અંગ્રેજોએ સંઘર્યો. આ બે કારણો ઉભાં કરી નાવાબે પોતાના સ્વાર્થને લીધે કાસીમબજાર જીતી લીધું, અને કલકત્તામાં વિશાળ ખજાનો સંતાડેલો છે એવા વિચારે તે કલકત્તા ઉપડયો. નવાબની સવારીના સમાચાર સાંભળી ગવર્નરે ૩ અઠવાડીઆંથી તૈયારી કરવા માંડી હતી, તથા મુંબઇ અને મદ્રાસ મદદના પત્રો લખ્યા હતા; પણ તેઓ જમીનમાર્ગે વખતસર આવવા અસમર્થ હતા, અને ચોમાસાને લીધે જળમાર્ગ

નિરુપયોગી હતો. ફ્રેંચોએ પ્રત્યક્ષ, અને વલંદાઓએ પરોક્ષ રીતે મદદ આપવા ના પાડી.

તા. ૧૬ મી જુને નવાબ કલકત્તા આવી પહોંચ્યો. કિલ્લામાંનાં ૫૧૪ માણસોમાં ૧૭૪ અંગ્રેજો, બાકીના મિશ્ર ( પોર્તુગીઝ-આર્મિનીઅન ) ઉપરાંત ૧૫૦૦ દેશીઓ હતા; પણ તેઓ બીકણ હોવાથી બારરૂપ થઇ પડયા. બપોરે મી. પિકાર્ડે ૫૦ અંગ્રેજો અને બે તોપોથી ૪૦૦૦ દુશ્મનોને હરાવી તેમની તોપો પડાવી લીધી. રાત્રે બૈરાંછોકરાં સાથે ઘણાં માણસો હોડીઓમાં બેસી નાસી છુટયાં. મિ. હોલ્વેલે થોડો વખત કિલ્લાનો બહાદુરીથી બચાવ કર્યો; પણ તેને બિલકુલ મદદ નહિ, અને નવાબે કિલ્લો સર કર્યો.

૫. કલકત્તાનું કારાગૃહ—સુરાજ-ઉદ્-દૌલા અને સરદાર મિરજાફરના કિલ્લામાં આવ્યા પછી તેમણે મિ. હોલ્વેલને કેદીઓ માટે સારી વ્યવસ્થા કરી આપવા વચન આપ્યું હતું. નવાબ કિલ્લો છોડીને ગયો તે પછી કેદીઓને બંધ કરવાનો હુકમ થયો. હુકમ કોના તરફથી આવ્યો તેની ખબર નથી. જે ઓરડી પહેલાં દારૂડીઆ માટે રાખવામાં આવતી અને જેને બે નાની જાળી હતી, તથા જેમાં વધુમાં વધુ ૬ માણસો તન્દુરસ્ત સ્થિતિમાં રહી શકે, તેમાં નવાબના અમલદારે તરવારની ધારની બીક બતાવી ૧૪૬ કેદીઓને મુશ્કેલીએ ઘોંચી ઘાલી દરવાજો બંધ કર્યો. મિ. ઓર્મે નામનો હિંદનો ઇતિહાસકાર લખે છે કે "વર્ષમાં આ ઋતુ સૌથી ગરમ અને રાત સૌથી ભયંકર હતી. કેદીઓ આખી રાત જીવે એ અશક્ય હતું. ઘણાએ દરવાજો ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ ઉઘડયો નહિ." મિ. હોલ્વેલે અમલદારને બોલાવી જો કેદીઓને બે ઓરડીમાં પુરવામાં આવે તો ૨૦૦૦ રૂપીઆ આપવા કહ્યું. તેણે જવાબ આપ્યો કે એ અશક્ય છે. નવાબ સુઇ ગયો છે; તેને જગાડવાની કોઇને હિંમત નથી. ગરમી ઘણીજ વધી અને પછી જે બન્યું તે કહેવાની કોઇમાં શક્તિ નથી. કેદીઓએ દરવાજો ઉઘાડવા પુનઃ પ્રયત્ન કીધો, પણ તેઓ

નિષ્ફળ નીવડયા. ગરમી ઘણીજ વધી અને હવા બગડી ગઈ. નિરાધાર કેદીઓએ "પાણી, પાણી, ખુદાની ખાતર કોઇ પાણી આપો" એવા હૃદયભેદક પોકાર કર્યા ! પાણી આવતાં જાળી આગળ પશુઓની પેઠે પડાપડી થઈ, અને જેઓને પાણી મળ્યું તેઓ કરતાં જેમને મળ્યું નહોતું તેઓની સ્થિતિ સારી હતી. સિપાઇઓ પ્રતિક્ષણે મરણ પામતા હતા તે જોઇ નવાબના સિપાઇઓ ખુશ થતા હતા ! રાત્રે બે વાગે ૫૦ કરતાં વધુ કેદીઓ જીવતા રહ્યા નહોતા. મિ. હોલ્વેલે જાળીમાંથી અમલદારને બુમ મારી. અમલદારે નવાબને ખબર આપી અને તરત દરવાજો ઉઘાડવાનો હુકમ થયો. અર્ધા કલાકમાં તાજી હવા મળવાથી ૨૨ પુરુષ અને એક સ્ત્રી મિસિસ કેરી બહાર નીકળ્યાં. નવાબે સહેજ પણ દિલસોજી ધરાવી નહિ. તેણે મિ. હોલ્વેલ અને બીજાઓને સંતાડેલો ખજાનો બતાવવા બહુ પીડા દીધી. તેણે ધાર્યું કે મેં અંગ્રેજોને લુછી કાઢયા છે, અને મારા દેશમાં તેઓ હવે ઉભા રહી શકશે નહિ.

૬. **કલકત્તાની પુનઃ પ્રાપ્તિ**—બંગાળાના બનાવોના સમાચાર સાંભળી મદ્રાસના ગવર્નરે કલાઇવ તથા નૌકાધિપતિ વોટસનને કલકત્તા મોકલ્યા, અને મેજર કિલ્પાટ્રિકને હુગલી તરફ રવાના કર્યો. કલકત્તા મેળવ્યાના આનંદમાં નવાબ મુર્શિદાબાદમાં રહેતો હતો. અંગ્રેજો મારી સામા અને વળી મારાજ મુલકમાં ચઢી આવશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. વોટસને તેને કાગળ લખ્યો "તમે જે નુકસાન કર્યું છે તેનો યોગ્ય બદલો જો નહિ આપો તો હું પોતે મારા હાથમાં કાયદો પકડીશ." આથી નવાબે વિશાળ સૈન્ય તૈયારી કરી કલકત્તા તરફ સવારી કરી. અંગ્રેજોએ રસ્તામાં આવેલો બજબજ કિલ્લો તાબે કરી ઇ. સ. ૧૭૫૭ ના જાન્યુઆરિની બીજી તારીખે કલકત્તા જીતી લીધું, અને થોડા દિવસ પછી હુગલી શહેર પણ કબજે કર્યું.

૭. **ચંદ્રનગર લીધું**—નવાબ ૪૦૦૦ માણસ સાથે કલકત્તા

તરફ ધસી આવતો હતો. કલાઇવ તેની સામે થયો, પણ નવાબની તૈયારી જોઇ પાછો હઠયો. નવા સિપાઇઓની મદદથી તે લડવા તૈયાર થયો, પણ પોતે ઘેરાયો, છતાં તે હિંમતથી આગળ વધ્યો અને નવાબનું લશ્કર વિખરાઇ ગયું. નવાબ ગભરાયો અને તેણે કેદીઓને છૂટા કરી કરેલું નુકસાન ભરી આપવા કહ્યું. થોડાં અઠવાડીઆં પછી કલાઇવે સાંભળ્યું કે યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વિગ્રહ શરૂ થયો છે; અને નવાબ ચંદ્રનગરના ફ્રેંચોની મદદ માગે છે, તેથી તેણે ચંદ્રનગર જીતી લીધું. આથી નવાબ વધારે બીધો, કે હવે અંગ્રેજોને જીતી શકાશે નહિ.

૮. **લાલ દસ્તાવેજ**—નવાબને તેનાં દુરાચરણોને લીધે ધિક્કારનારા અને તેને કલાઇવને સોંપનારામાંનો એક તેનો મુખ્ય સરદાર મિરજાફર હતો. તેણે બંગાળાની ગાદી મેળવવાની શરતે અંગ્રેજોને મદદ કરવા કાગળ લખ્યો. કલાઇવે તેને બંગાળાનો નવાબ નીમવા વચન આપ્યું. આ બાબતમાં બંગાળાના આગેવાન શેઠીઆઓ પણ ભળ્યા હતા. કલાઇવ પણ કાવતરાની બાજીમાં ભળ્યો, અને તેણે હિંદને બગડવાનું કારણ આપ્યું. આ બાબત છાની રાખવા માટે કલકત્તાના અમીચંદ નામના એક શ્રીમંત વણીકે ૩૦ લાખ રૂપીઆ લેવા માગણી કરી. કલાઇવે સમય વિચારી તેની માગણી સ્વીકારી. બે દસ્તાવેજમાંના એક સફેદ કાગળ ઉપર લખેલામાં તેનું નામ નહોતું પણ લાલ દસ્તાવેજમાં તે રાખવામાં આવ્યું હતું. વૉટસને તેમાં તેમાં સહી કરવા સાફ ના પાડી, તેથી મિ. લુસિંગ્ટને તેના નામની સહી કરી! અલબત, આ નીતિ વિરૂદ્ધ હતું. કલાઇવ અંગત સ્વાર્થને માટે નહિ, પણ દેશહિતને માટે નીતિપથ ચુક્યો હતો, કારણ કે તે તો એક સાધનરૂપ હતો.

૯. **પ્લાસીનું યુદ્ધ: ઈ. સ. ૧૭૫૭**—નવાબે મિરજાફર અને શેઠીઆઓ પર ભરોસો રાખી અંગ્રેજોને બંગાળા બહાર હાંકી કાઢવા

મારે મુર્શિદાબાદની દક્ષિણે ૨૦ માઇલ પર આવેલા પ્લાસી ગામ આગળ છાવણી કરવા પોતાના વિશાળ લશ્કરને હુકમ કર્યો. તેની પાસે ૫૦ હજાર પાયદળ, ૧૮,૦૦૦ હયદળ, થોડા ફ્રેન્ચ લડવૈયા, અને ૫૦ તોપો હતી. ક્લાઇવ પાસ ૯૦૦ અંગ્રેજો, ૨૦૦ ફીરંગીઓ, ૨૧૦૦ સિપાઇઓ અને ૧૦ હલકી તોપો હતી. તે લઇ તે નવાબના સમુહને મળવા નીકળ્યો. ૧૭ મીએ મેજર આયર કૂટે દુશ્મનો પાસેથી કાટલા કિલ્લો જીતી લીધો, અને મિરજાફર ભરોસા લાયક નથી એવો અનુભવ મેળવ્યો. તે પછી લડાઇની કોંસિલ ભરાઈ, તેમાં ક્લાઇવ અને બીજા ૧૨ અમલદારોએ લડાઇ મુલતવી રાખવાનો મત આપ્યો, પણ કુટ અને બીજા ૭ જણે એથી વિરૂદ્ધ અભિપ્રાય જણાવ્યો, તેથી તરત તો લડાઇ બંધ રહી. ક્લાઇવે વિચાર કરી પોતાનો અભિપ્રાય બદલ્યો; અને તેણે કૂટને મળી ભાગીરથી ઓળંગવા તૈયારી કરી. એક નાના લશ્કરે સૂર્યાસ્ત સમયે નદી ઓળંગી નદીતટે આવેલી પ્લાસીની આંબાવાડીમાં છાવણી કરી. ત્યાંથી નવાબનું લશ્કર એક માઇલ કરતાં વધુ દૂર નહોતું.

ઇ. સ. ૧૭૫૭ ના જુનની ૨૩ મી તારીખે સવારના ૮ વાગે યુદ્ધ શરૂ થયું. ક્લાઇવ ઘણી ચિંતામાં હતો, પણ તેણે ધીરજ અને શાંતિ જાળવી. અગિઆર વાગતાં સુધી લડાઇ ચાલુ હતી. બધાએ શત્રુની તરફેણમાં જીતની ધારણા કરી. બપોરે ઇંગ્લંડમાં કદી જોએલો નહિ. એટલો વરસાદ પડયો. તે વખતે ક્લાઇવે દારૂખાનું બચાવ્યું, અને નવાબનું નકામું થયું. હવે બાજી ફેરવાઇ ગઇ નવાબના લશ્કરે વૃક્ષોનો સમુહ હાથ કરવા પ્રયત્ન કર્યો, તેમાં મીરમદન અને અન્યનાં મરણ થયાં. નવાબે મિરજાફરને કાલાવાલા કર્યા, તેણે તેને શબ્દોમાં દિલાસો આપ્યો. નવાબ રાજા દુલાબરામ નામના એક બીજા વિશ્વાસઘાતીને મળ્યો. તેણે તેને રણક્ષેત્ર તજી નાસી જવાની સલાહ આપી, તેથી તે ઉતાવળી સાંઢ પર બેસી ૨૦૦૦ બહાદુર અંગરક્ષકો સાથે મુર્શિદાબાદ જતો રહ્યો. બાકીનું લશ્કર વિખરાયું અને અંગ્રેજોને જય મળ્યો.

આ લડાઇ હિંદમાં સૌથી અગત્યની હતી, કારણ કે તેણે હિંદમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના કરી. લડાઇ મોટી નહોતી, પણ જીત મોટી હતી. ઘણાં લશ્કર રોકાયાં નહોતાં, ઘણાં માણસ મરાયાં નહોતાં, છતાં તેની અસર ભારે થઇ, અને રાજ્યની સ્થાપના થઇ.

૧૦. **સુરાજુદ્દૌલ્લાનું મરણ**:—બેગમે નવાબને ફ્રેન્ચોના રક્ષણ માટે નદી વાટે ભાગલપુર રવાના કર્યો, પણ એક દુશ્મનના હાથમાં તે આવ્યો, તેણે તેને મિરજાફરના પુત્ર મિરાનને સોંપ્યો. તેણે જે કાલે તેનો રાજા અને મિત્ર હતો તેને કેદમાં નાખ્યો અને ત્યાં તેનું મરણ થયું.

૧૧. **લડાઈનો બદલો**:—વચન પ્રમાણે ક્લાઇવે મિરજાફરને બંગાળાનો નવાબ નીમ્યો. તેણે વિશ્વાસઘાતથી રાજ્ય મેળવ્યું, તેથી ક્લાઇવે કદી તેનો ભરોસો કર્યો નહિ. નવા નવાબે અંગ્રેજોને લડાઇનો ખર્ચ અને કલકત્તાની દક્ષિણનો મરાઠી ખાઇની આજુબાજુનો મુલક આપ્યો. **આમ બંગાળાની શરૂઆત થઈ.** બંગાળાની બધી વેપારી કોઠીઓ અંગ્રેજોને પાછી મળી; ઉપરાંત નવાબે કંપનિ અને તેના નોકરોને નાણાંની ભારે રકમો આપી. આ વખતે અમીચંદને કાંઇજ મળ્યું નહિ ! ખરેખર, આ ઘણું ખોટું હતું. તે પછી ક્લાઇવ કલકત્તા આવ્યો.

## પ્રશ્નો.

૧. રૉબર્ટ ક્લાઇવનું પ્રાથમિક જીવન બોલો.

૨. આર્કટના ઘેરાનું સંક્ષિપ્ત વર્ણન કરી તેમાં થએલી અંગ્રેજોની જીતથી દખ્ખણમાં થએલો ફેરફાર સમજાવો.

૩. કલકત્તાનું કારાગૃહ વર્ણવો તથા તેનું પાછળથી શું પરિણામ આવ્યું તે કહો.

૪. પ્લાસીનું યુદ્ધ શીખવવા મુદ્દાસર ટુંકી નોંધ લખો.

૫. પ્લાસીના વિજયનું શું પરિણામ આવ્યું ?

૬. ક્લાઇવ, સુરાજ-ઉદ્-દૌલા, તથા મીરજાફરના વૃત્તાંત પરથી આપણે શું શીખી શકીએ.

---

# પ્રકરણ ૪૧ મું.

## દખ્ખણમાં ફ્રેંચ સત્તાનો નાશ.

**૧. કર્ણાટકમાં બુસીનો પ્રયત્ન—**બુસી હૈદરાબાદમાં રહેતો હતો, તે દરમિઆન મુઝફ્ફરજંગ બે માસ રાજ્ય કરી મરણ પામ્યો, તેથી બુસીએ નિઝામુલ્મુલ્કના બીજા પુત્ર સલાબતજંગને ગાદીએ બેસાડયો. તે ઘણો નબળો હતો, તેથી તેણે પોતાનો બધો ભાર ફ્રેંચો પર નાખ્યો. બુસીએ રાજ્યખટપટ કરનાર બધા ઉમેદવારોને બહાદુરીથી વશ રાખ્યા. નવાબે ઇ. સ. ૧૭૫૩ માં ઉત્તર સરકાર પ્રાંત ( ૪૦ લાખની આવકનો ) ફ્રેંચોને સોંપ્યો.

**૨. ડુપ્લેને પાછો બોલાવ્યો—**ફ્રેંચ કંપનિના ડિરેકટરો હિંદનું અનિયમિતપણું જોયા કરતા હતા. વિગ્રહમાં વેપારનો બધો નફો ખરચાતાં છતાં દેવું થયું હતું; અને દિનપ્રતિદિન ફ્રેંચોની પડતી થતી હતી. તેથી ફ્રેંચ સરકારે ગૉડેહિયુ નામના પ્રતિનિધિને હિંદમાં શાંતિ કરવાનો અને ડુપ્લેને પાછો મોકલવાનો હુકમ આપી મોકલ્યો. તે ઈ. સ. ૧૭૫૪ માં પાંડીચેરી આવી પહોંચ્યો, અને ઓકટોબરની ૧૪ મી તારીખે સરકારનો સંદેશો ડુપ્લેને જાહેર કર્યો. ડુપ્લેએ મળેલા પ્રસંગોનો લાભ લેવામાં સહેજ પણ કસુર કરી નહોતી. તે ધારતો હતો કે હું હિંદમાં ફ્રેંચ સત્તા જમાવી શકીશ. તે શક્તિમાન હતો

પણ લાયક માણસો મેળવી શકયો નહિ તેથી નિષ્ફળ નીવડયો. તેણે વેપાર તરફ તદ્દન દુર્લક્ષ રાખ્યું. તેને ફ્રાંસ બોલાવ્યો ત્યારે કંપનિની તિજોરી તદ્દન ખાલી હતી. તેણે પોતાના પૈસા પણ ખર્ચી નાખ્યા હતા. તે કંપનિના હુકમોનો અનાદર કરતો અને પોતાના માણસોનું અપમાન કરતો. બુસીની નિષ્ફળતા પરથી જણાય છે કે તેની યુક્તિનો પાયો કાચો હતો. તેણે પોતાનું બળ અને દેવ પોતાના રાજા અને દેશની સેવામાં ખર્ચ્યું હતું. હિંદ છોડયા પછી ૧૦ વર્ષે તે મરણ પામ્યો.

**૩. ફ્રેંચો સાથે છેલ્લો વિગ્રહ ઈ. સ. ૧૭૫૭–૧૭૬૧.** ગૉડેહિયુ અને મદ્રાસના ગવર્નર સાઉન્ડર્સે. ઇ. સ. ૧૭૫૫ના જાન્યુઆરિમાં સલાહનો ખરડો તૈયાર કર્યો. તેને યુરોપીય કંપનિની મંજુરી મળી તે પહેલાં ગોડેહિયુ લીરીટ નામના સરદારને કારભાર સોંપી ફ્રાંસ પાછો ફર્યો. થોડા વખત પછી આ ખરડો બંને પક્ષને નાપસંદ પડયો, અને ઇ. સ. ૧૭૫૬ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વિગ્રહ થયો. ફ્રેંચ સરકારે કાઉન્ટ લૅલિ નામના બહાદુર પણ ગરમ, મિજાજી અને ઉતાવળીઆ સરદારને મોટા લશ્કર સાથે હિંદમાં મોકલ્યો. ફ્રેંચ લશ્કરનું બે હજાર ઉત્તમ પાયદળ ઇ. સ. ૧૭૫૮ માં પાંડીચેરી આવી પહોંચ્યું. તરતજ લીરીટ અને લૅલિને કજીઓ થવાથી લશ્કરી તૈયારી થઇ શકી નહિ. અનાજ, હથિયાર, અને નાણું વગેરેની તંગી છતાં તેણે ફોર્ટ સેંટ ડેવિડ પર હલ્લો કરી તે સહેલાઇથી જીતી લઇ કિલ્લાનો નાશ કર્યો. આ કિલ્લો લેવામાં ડુપ્લે નિષ્ફળ નીવડયો હતો.

**૪. લૅલિની રાજદ્વારી ભૂલ અને દખ્ખણમાં ફ્રેંચ સત્તાનો નાશ**—હવે લૅલિએ મદ્રાસને ઘેરો ઘાલવા તૈયારી કરી, અને બુસીને હૈદરાબાદથી તથા મોરેચિનને મચ્છલીપટ્ટણથી પાછા બોલાવ્યા. તેમની ગેરહાજરીનો લાભ લઇ કલાઇવે કર્નલ ફોર્ડને ઉત્તર સરકારના મુલકમાં મોકલ્યો. તેણે વિજાગાપટ્ટણના રાજાની

મદદથી ઈ. સ. ૧૭૫૮ માં કન્દુર આગળ સલાબતજંગને હરાવ્યો. તેણે મચ્છલીપટ્ટણ પણ બીજે વર્ષે જીત્યું તેથી નવાબે ફ્રેંચોની ઝુંસરી કાઢી નાખી ઇ. સ. ૧૭૫૯ માં ઉત્તર સરકાર અંગ્રેજોને આપ્યો. આમ દખ્ખણમાં ફ્રેંચોની સત્તા પડી ભાગી.

**૫. મદ્રાસનો ઘેરો અને લૅલિની નિષ્ફળતા:**—મોટા લશ્કર સાથે લૅલિએ મદ્રાસ ઘેર્યું, પણ મેજર લૉરેન્સે ૬ મહીના સુધી શહેરનો બહાદુરીથી બચાવ કર્યો. ઇ. સ. ૧૭૫૯ના ફેબ્રુઆરિમાં એડમિરલ પોકોક નૌકાસૈન્ય લઈ આવી પહોંચ્યો, તેણે લાલીને મદ્રાસથી હાંકી કાઢ્યો.

**૬. વાંડિવાશની લડાઇ**—તે પછી કર્નલ આયર કુટે ફ્રેંચોને મદ્રાસ તથા પાંડીચેરીની વચ્ચે આવેલા વાંડીવાશ આગળ હરાવ્યા; (ઇ.સ.૧૭૫૯ અને બુસી કેદ પકડાયો. લૅલિ રક્ષણ માટે પાંડીચેરીમાં ભરાયો. અને જિંજી ઇ. સ. ૧૭૬૧ માં જીતી લીધાં. આ કિલ્લા ખોવાથી હિંદમાં ફ્રેંચોના લશ્કરી મહીમા અને સત્તાનો અંત આવ્યો, અને ફ્રેંચ સામ્રાજ્ય સ્થાપવાનું ફ્રેંચોનું સ્વપ્નું ઉડી ગયું.

**૭. પારીસની સલાહ, ઈ. સ. ૧૭૬૩**—આ સલાહથી યુરોપમાં ૭ વર્ષની લડાઇનો અંત આવ્યો, તેથી હિંદમાં પણ અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે સલાહ થઇ. તેમાં મુખ્ય કરાર એ હતો કે હિંદમાં પાંડીચેરી, ચંદ્રનગર, અને માહે ફ્રેંચોના વેપારનાં મથક તરીકે રહેવા દેવાં.

**૮. ફ્રેંચોની પડતીનાં કારણો:**—( ૧ ) ફ્રેંચ અમલદારોના ઐક્યની મહાન ખોટ હતી. નૌકાધિપતિઓ સહકારથી કામ લેતા નહોતા. ( ૨ ) ડુપ્લેએ રાજ્ય સ્થાપવા જે પ્રયત્નો આદર્યા તેને ફ્રેંચ સરકારે ઉત્તેજન આપ્યું નહિ; ઉલટું જ્યારે તેની નોકરીની જરૂર હતી ત્યારે તેને પાછો બોલાવ્યો. ( ૩ ) ફ્રેંચ સરકાર બુસીને

અપવાદરૂપ ગણાતાં અંગ્રેજો સાથે લડવાને બહાદુર અમલદારો મેળવી શકી નહિ. ( ૪ ) લૅલિની રાજદ્વારી ભૂલથી ઉત્તર સરકાર નામનો ધનવાન અને અગત્યનો મુલક ખોયો અને દખ્ખણમાં ફ્રેંચ સત્તા પડી ભાગી. ( ૫ ) પ્લાસીના યુદ્ધ પછી બંગાળામાં અંગ્રેજોનું બળ વધ્યું. તેમણે કર્નલ કૂટને મોકલી વાંડિવાશના યુદ્ધમાં કર્ણાટકમાં ફ્રેંચોના મહીમાનો અંત આણ્યો. ( ૬ ) સાત વર્ષના યુદ્ધમાં ફ્રેંચોએ હાર ખાધી તેથી તેઓનું નૌકાસૈન્ય ઓછું અને નબળું થયું તેથી તેઓ અંગ્રેજો સામે ટકી શક્યા નહિ; અને આખરે ફ્રેંચ સત્તા હિંદમાં પડી ભાગી. અદેખાઇ જ્યારે ત્યારે પણ વ્યક્તિને, સમાજને, કોમને કે દેશને પાયમાલ કર્યા વિના રહેતી નથી.

### પ્રશ્નો.

૧. દખ્ખણમાં ફ્રેંચોના સત્તા કેવી રીતે પડી ભાગી તે સમજાવો.
૨. ફ્રેંચોની પડતીનાં કારણો બોલો.
૩. ડુપ્લેના જમાનામાં ફ્રેંચ કંપનિની સ્થિતિ કેવી હતી?

---

## પ્રકરણ ૪૨ મું.

### બંગાળામાં કલાઇવનો પ્રથમ કારભાર ( ૧૭૫૭–૧૭૬૦ )
### અંગ્રેજો બંગાળાના વાસ્તવિક માલિક.

**૧. મિરજાફરનો રાજ્યારંભ અને મોગલ પાદશાહની ચઢાઇ:**—કલાઇવે મિરજાફરને રજા વગર ગાદીએ બેસાડ્યો તેથી દિલ્હીના પાદશાહ આલમગીર બીજાએ પોતાનો પુત્ર અલીગોહર કે જે પાછળથી શાહઆલમ બીજાના નામથી ઓળખાયો તેને બંગાળા મોકલ્યો. તેણે અયોધ્યાના નવાબ શુજાદૌલાની મદદથી પટણા ઘેર્યું,

પણ તેના સુબા રામનારાયણે બહાદુરીથી બચાવ કર્યો. મીરજાફરે કલાઇવની મદદ માગી તેથી મોગલોએ બંગાળા ખાલી કર્યું. આ મદદ પેટે નવાબે બંગાળાની વાર્ષિક ૩૦,૦૦૦ પૌંડની આવક થાય એટલી જમીન કલાઇવને આપી; પણ પાછળથી કલાઇવે તે કંપનિને સોંપી દીધી.

૨. **મિરજાફરની સ્થિતિ**—કલાઈવના વખતમાં હિંદમાં ગાદી પર બેસનાર પાસેથી ઇનામ—Prize-money લેવાતાં, પણ હાલ ઘણા વખતથી એ રિવાજ નાબુદ થયો છે. મિરજાફર કંપનિનાં નાણાં પુરાં કરી શક્યો નહિ, તેથી તેણે પ્રજા પર ભારે કર મૂક્યા. આથી બળવાન માણસોએ બળવો કર્યો. તે દબાવવા નવાબ અશક્ત હતો તેથી તેણે કલાઇવની મદદ માગી. આ પ્રમાણે અંગ્રેજો બંગાળાના વાસ્તવિક માલીક થયા.

૩. **મિરજાફરનો સ્વતંત્ર થવાનો પ્રયત્નઃ અને અંગ્રેજોએ વલંદાને વશ કર્યા**—મિરજાફરે મોજમઝામાં દ્રવ્યનો દુરુપયોગ કર્યો, અને બંગાળાના હિંદુ શરાફોને લૂટવાનો પ્રયત્ન કર્યો. અંગ્રેજોએ તેને દાબમાં રાખ્યો તેથી તેણે સ્વતંત્ર થવા ઇચ્છયું. તેણે ચિન્સુરાના વલંદાની મદદ માગી. વેપારની અદેખાઇને કારણે વલંદાઓએ નવાબની માગણી સ્વીકારી બટવીઆથી લસ્કર મંગાવ્યું. ઇ. સ. ૧૭૫૯ ના ઓકટોબરમાં તેમનાં ૪ મોટાં વહાણો ૩૬–૩૬ તોપો સાથે હુગલીના મુખમાં આવી પહોંચ્યાં. તેમાં ૭૦૦ વલંદા અને ૮૦૦ મલય હતા. ચિન્સુરામાં ૧૫૮ વલંદા અને થોડું દેશી લશ્કર હતું. નવાબની રીતભાત પરથી કલાઇવને શક આવ્યો, પણ તેને બીક નહોતી. તેની પાસે ૩૩૦ અંગ્રેજો, ૧૨૦૦ દેશી સિપાઇઓ અને ૩ વહાણ હતાં. તે દરેકમાં ૩૦ તોપો હતી. અણીને વખતે કર્નલ ફોર્ડ દખ્ખણમાંથી આવી પહોંચ્યો. વલંદાઓએ વેપારી હક માટે માગણી કરી, પણ કલાઇવે તેમને સંતોષકારક જવાબ

આપ્યો નહિ, તેથી તેઓએ હુગલીના મુખમાં આવેલાં કાફલાનાં ૭ વહાણો કબજે કરી નદીકાંઠાનાં બ્રિટિશ મથકોનો નાશ કર્યો. આ પ્રસંગનો લાભ લઈ ક્લાઇવે કર્નલ ફોર્ડને ચિન્સુરા મોકલ્યો, અને કોમોડોર વિલ્સનને વલંદાનાં વહાણો પર હુમલો કરવા રવાના કર્યો. વલંદાનાં વહાણો હાર્યાં અને ફોર્ડે તેમને ચિન્સુરામાં હરાવ્યા. વલંદાઓએ પુનઃ પ્રયત્ન કર્યો, પણ ફોર્ડે તેમને બિડ્ડ્રા—Biddrra—આગળ ફરીથી હરાવ્યા. વલંદાઓએ મોટી રકમ આપવા કબુલાત આપી, તેથી અંગ્રેજોએ ચિન્સુરા વેપારના મથક તરીકે પાછું આપ્યું, અને ત્યાં કિલ્લો નહિ બાંધવાની અને લશ્કર વહિ રાખવાની કબુલાત લીધી.

૪. **દ્વિતીય સ્વદેશગમન**—ક્લાઇવ તન્દુરસ્તીમાં ફેરફાર થવાથી ઇ. સ. ૧૭૬૦ માં ૩૫ વર્ષની વયે બીજી વખતે ઇંગ્લંડ જવા નીકળ્યો. તેને ૪૦,૦૦૦ પૌંડની વાર્ષિક આવક હતી. ત્યાં તેને હાઉસ ઓવ કોમન્સમાં બેઠક મળી. લોર્ડ ચેથામે તેનાં ઘણાં વખાણ કર્યાં.

પ્રશ્નો.

૧. રાજ્યારૂઢ થયા પછી મીરજાફરની થએલી સ્થિતિનું વર્ણન કરો.
૨. અંગ્રેજોએ વલંદાને કેવી રીતે વશ કર્યા ?
૩. અંગ્રેજો બંગાળાના વાસ્તવિક માલીક કેવી રીતે થયા ?

---

# પ્રકરણ ૪૩ મું.

## બંગાળામાં વાન્સિટાર્ટનો અમલ ( ૧૭૬૦–૧૭૬૫ )

૧. **વાન્સિટાર્ટ**—ક્લાઇવના ગમન પછી વાન્સિટાર્ટ નામનો મદ્રાસનો એક મુલ્કી અમલદાર બંગાળાનો નવાબ થયો. તેનામાં

ચારિત્ર્યબળ અને ઇચ્છાબળની ન્યૂનતા હતી, તેથી કંપનિના કારભારમાં અવ્યવસ્થા થઇ, અને વેપાર મંદ થયો.

૨. **શાહઆલમની સવારી**—બંગાળાની અવ્યવસ્થાનો લાભ લેવા શાહઆલમ બીજો અયોધ્યાના નવાબની મદદ લઇ ફરીથી બંગાળા પર ચઢી આવ્યો અને ઇ. સ. ૧૭૬૦ માં તેણે પટણાને ઘેર્યું. અંગ્રેજ સરદાર કર્નલ કાલિયડ આવી પહોંચતાં સુધી રામનારાયણે શહેરનો બચાવ કર્યો. અંગ્રેજોએ સંયુક્ત લશ્કરને હરાવ્યાં. કેપ્ટન નૉકસે અયોધ્યાના નવાબને હરાવી હાંકી કાઢ્યો.

૩. **મીરજાફરની નબળાઈ**—મીરજાફરે ૩ વર્ષ સુધી અસંતોષકારક રીતે કારભાર ચલાવ્યો, અને તેમાં તે નિષ્ફળ નીવડયો; ખજાનો ખાલી કર્યો, અને લશ્કરોને પગાર આપી શક્યો નહિ એટલુંજ નહિ પણ કંપનિનું લેણું પણ આપી શક્યો નહિ, તેથી ગવર્નરે તેને પદભ્રષ્ટ કરી તેના જમાઇ મીરકાસમને જવાબ નીમ્યો. ઇ. સ. ૧૭૬૦.

૪. **મીરકાસમનો અમલ**:—ઇ. સ. ૧૭૬૦–૧૭૬૩ મીરકાસમ શ્રીમંત અને શક્તિમાન રાજકર્તા હતો. તેણે મીરજાફરનું દેવું પતાવ્યું, અને પોતાને ગાદી આપ્યા બદલ અંગ્રેજોને બરદ્વાન, ચિતાગાંગ, અને મેદનીપુર પરગણાં આપ્યાં. તેણે બાહોશીથી રાજકારભાર ચલાવી ગત નવાબના વખતનું અંધેર દૂર કર્યું; યોગ્ય અમલદારો નીમ્યા, જમીનની વ્યવસ્થા કરી, મહેસુલમાં સુધારો કર્યો, અને દરેક રાજકીય ખાતું વ્યવસ્થિત કર્યું. પોતે બંગાળાનો વાસ્તવિક નવાબ થવા ઇચ્છતો હતો. તેણે પોતાની રાજધાની મોંગીર રાખી, અને ત્યાં તે શાંત રીતે લશ્કર કેળવી અંગ્રેજોથી સ્વતંત્ર થવાની તૈયારી કરવા લાગ્યો.

**૫. અંગ્રેજો સાથે વિગ્રહ. ઈ. સ. ૧૭૬૩–૧૭૬૫.**

**(અ) કારણ**:—મોગલ પાદશાહે આપેલા વેપારી પરવાનાની

રૂપીએ ઇસ્ટ ઇંડિઆ કંપનિ સ્થાનિક કરથી મુક્ત હતી. કંપનિના નોકરો પોતાનો ખાનગી વેપાર પણ વગર દાણે કરી શકતા હતા. એટલુંજ નહિ પણ તેમના દેશી નોકરો પણ એનો લાભ લેતા હતા. પાછળથી અંગ્રેજો પોતાને નામે બીજા દેશીઓનો માલ લાવજા કરવા લાગ્યા, અને તે બદલ કંપનિનો સાધારણ નોકર પણ દેશી વેપારીઓ પાસેથી માસિક ૩૦૦૦ રૂપીઆ કમાતો હતો. આવા બનાવથી નવાબની આવકને ઘણું નુકસાન થતું હતું, તેથી તેણે તે બંધ કરવા કલકત્તાની કોંસિલને અરજ કરી, પણ વાન્સિટાર્ટ અને કોંસિલના સભ્ય વૉરન હેસ્ટિંગ્સે તેનો કાંઇ ખુલાસો કર્યો નહિ, તેથી મીરકાસમે પોતાના મુલકમાંના બધા વેપારની દાણ માફ કરી, અને બધા દેશી વેપારીઓને પણ એકસરખા વેપારી રસ્તા પર મૂક્યા. કલકત્તા કોંસિલે નવાબને પોતાનો ઠરાવ બદલવા માગણી કરી, પણ નવાબે તેનો અનાદર કર્યો તેથી વિગ્રહ સળગી ઉઠયો.

(ब) પટણાની કતલ ઇ. સ. ૧૭૬૩—પટણામાં રહેતા કંપનિના આડતીઆ મિ. એલીસે શહેરનો કબજો લીધો, તેથી નવાબે બંગાળામાંના અંગ્રેજોનો નાશ કરવાનો હુકમ કર્યો તેણે પટણા પાછું લીધું, અને અંગ્રેજોને કેદ કર્યા. બ્રિટિશ લશ્કરે મુર્શિદાબાદ જીતી નવાબને ઘેરીઆ આગળ હરાવ્યો. મિ. એડમ્સ મોંગીર તરફ વધ્યો, તેથી નવાબે કહેવરાવ્યું કે જો તમો મારી રાજધાનીમાં જશો તો તો હું તમારા કેદીઓને ઠાર કરીશ. મિ. એલીસે સેનાપતિને મોંગીર જવા સલાહ આપી તેથી મિ. અડમ્સે ઉદવાતુલ્લા આગળ નવાબના સૈન્યને હરાવી મોંગીર જીતી લીધું. આથી નવાબે પટણામાંના અંગ્રેજ કેદીઓનો નાશ કરવા પોતાના અમલદારોને હુકમ કર્યો, પણ તેઓએ આ કલંકરૂપ કામ ન કરતાં કહ્યું કે અમે રણક્ષેત્ર પર બહાદુરી બતાવવા તૈયાર છીએ, આથી નવાબે પોતાના જર્મન અમલદાર વૉલ્ટર રેમન્ડ કે જે સમરૂ નામથી ઓળખાતો હતો તેની મદદથી કેદખાનાની બારીઓમાંથી ગોળીબાર કરી અંગ્રેજ કેદીઓને

હાર કર્યા. આ ઘોર કર્મ **પટણાની** કતલ નામે પ્રખ્યાત છે. તે પછી અંગ્રેજોએ તરત પટણા જીતી લીધું, તેથી મીરકાસમ અયોધ્યાના નવાબ શુજાદૌલાના દરબારમાં નાસી ગયો.

(क) બકસારનું યુદ્ધ ઈ. સ. ૧૭૬૪—શાહઆલમ અને શુજાદૌલાએ બંગાળામાંથી અંગ્રેજોની સત્તા તોડવાના વિચારે મીરકાસમનો પક્ષ લીધો, અને લડાઇની તૈયારી કરી. મેજર મનરોએ ત્રણેના સંયુક્ત સૈન્યને બકસાર આગળ ઇ. સ. ૧૭૬૪ માં સખ્ત હાર ખવડાવી. શુજાદૌલાએ ફરીથી પ્રયત્ન કર્યો પણ તે ઇ. સ. ૧૭૬૩માં કોરા આગળ ફરીથી હાર્યો અને સ્વદેશ નાશી ગયો. શાહઆલમ અંગ્રેજોને શરણ થયો; અને મીરકાસમ વાયવ્યમાં નાસી ગયો અને તેના વિષે પછી કાંઇ સાંભળવામાં આવ્યું નહિ. બકસારની જીતથી અયોધ્યાના સમર્થ નવાબનું જોર ઘટ્યું, અને શાહઆલમ શરણે આવવાથી ઉત્તર હિંદમાં અંગ્રેજોનું જોર ઘણું વધ્યું.

૬. **મીરજાફરનો ફરીથી કારભાર** ઇ. સ. ૧૭૬૩–૧૭૬૫ મીરકાસમ સાથે યુદ્ધ શરૂ થયું કે તરતજ કલકત્તા કૌંસિલે મીરજાફરને ફરીથી ગાદીએ બેસાડયો. તે ઇ. સ. ૧૭૬૫ સુધી નામના નવાબ તરીકે રાજ્ય કરી મરણ પામ્યો. મિરાન વીજળી પડવાથી મરણ પામ્યો હતો, તેથી તેનો બીજો પુત્ર નિઝામુદૌલ્લા બંગાળાનો નવાબ થયો.

### પ્રશ્નો.

૧. મીરકાસમે ગાદી માટે અંગ્રેજોને આપેલો બદલો તથા તેણે કરેલા સુધારા બોલો.
૨. પટણાની કતલ વિષે શું જાણો છો?
૩. મીરકાસમ અને અંગ્રેજો વચ્ચે થએલા યુદ્ધનું વર્ણન કરો.
૪. મીરજાફર અને મીરકાસમનો મુકાબલો કરો.

# પ્રકરણ ૪૪ મું.

## કલાઇવનો બંગાળામાં બીજી વખતનો કારભાર.

### ઇ. સ. ૧૭૬૫-૧૭૬૭.

**૧. કલાઈવનું છેલ્લું આગમન**—બંગાળાના બનાવના અને વાન્સિટાટની નિષ્ફળતાના સમાચાર સાંભળી કોર્ટ ઓવ ડિરેકટરે લોર્ડ કલાઇવને બંગાળાનો ગવર્નર અને મુખ્ય સેનાપતિ નીમી હિંદમાં એક વખતે ફરીથી પાછો મોકલ્યો. તેના આવ્યા પહેલાં મીરજાફરને નવાબ નીમવામાં આવ્યો હતો.

**૨. અલાહાબાદના કરાર, ઇ. સ. ૧૭૬૫**—આ અરસામાં શાહઆલમ અને શુજાદૌલા અલાહાબાદની બ્રિટિશ છાવણીમાં રાજકેદી હતા. તેથી કલાઇવે તેમની સાથે કરાર કર્યા. તેણે શાહઆલમને અલાહાબાદ અને કોરા પ્રાંતો આપ્યા તથા વાર્ષિક ૨૬લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું. શાહઆલમે તે બદલ અંગ્રેજોને બંગાળા, બહાર અને ઓઢીઆની દિવાની એટલે કરવેરા ઉઘરાવવાનો હક આપ્યો. આથી અંગ્રેજો બંગાળાના ધણી થયા. ઓઢીઆ મરાઠાના કબજામાં હતો તેથી અંગ્રેજો તે તરત તો લઇ શક્યા નહિ. શુજાદૌલાને અયોધ્યા પાછું સોંપ્યું પણ લડાઇના ખર્ચ પેટે ૫૦ લાખ રૂપીઆ લીધા. બનારસના રાજા બળવંતસિંહે અંગ્રેજોનું રક્ષણ કર્યું હતું તેથી તેને તેના પ્રાંતો સ્વાધીન કર્યા; વળી પાદશાહે કંપનિનો ઉત્તર સરકાર સ્વતંત્ર જાહેર કર્યો.

**૩. કલાઇવની દ્વિરાજક પદ્ધતિ**—ઇ. સ. ૧૭૬૫-૧૭૭૨. કલાઇવે બંગાળાના નવાબ નિઝામુદ્દૌલાને દેશનો બધો મુલકી કારભાર સોંપ્યો હતો. તે પોતે કારભાર કરી શકતો નહિ તેથી તેના હાથ નીચે બંગાળા અને બહારના મદદનિશો નીમવામાં આવ્યા હતા.

તેઓ કરવેરા ઉઘરાવી તમામ રકમ અંગ્રેજોને આપતા હતા. તે પેટે અંગ્રેજો વાર્ષિક ૫૩ લાખ રૂપીઆ નવાબને આપતા હતા. દેશનું રક્ષણ કરવા લશ્કરી સત્તા અંગ્રેજોએ રાખી હતી. આ પ્રમાણે બંગાળામાં અર્ધી દેશી અને અર્ધી અંગ્રેજી સત્તા ચાલતી હતી. કલાઇવની આ વ્યવસ્થાને દ્વિરાજક પદ્ધતિ કહે છે. આથી અંગ્રેજો બંગાળાના વાસ્તવિક ધણી થયા, અને નવાબ તો માત્ર નામનોજ હતો. આ વ્યવસ્થા ઈ. સ. ૧૭૭૨ સુધી ચાલી.

૪. કલાઇવના સુધારા—વાન્સિટાર્ટના અરસામાં કંપનિનું રાજકીય અને વેપારી વાતાવરણ બગડી ગયું હતું. કલકત્તાની કૌંસિલ નાણાંની લાલચે દેશી રાજકર્તાઓમાં ઉથલપાથલ કરતી હતી, અને વેપારીઓ પોતાનો ખાનગી વેપાર કરતા હતા, તેથી કંપનિના વેપારને નુકસાન થતું હતું. કલાઇવનું છેલ્લું કામ આ બાબતોમાં સુધારો કરવાનું હતું.

(अ) મુલકી નોકરીમાં સુધારા—કંપનિના મુલકી નોકરો પ્રજા પાસેથી ઇનામ અને લાંચ લેતા હતા તેથી કલાઇવે દરેક નોકર પાસે તે ન લેવા લેખી કરાર પર સહી કરાવી, અને તેઓનો પગાર વધાર્યો. ખાનગી વેપાર તદ્દન બંધ કર્યો નહિ કારણ કે નોકરોનો પગાર હજી પુરતો નહોતો. તેણે મીઠાના વેપાર માટે એક મંડળ ઠરાવ્યું, અને તેમાંથી મળતો નફો મોટા અમલદારો વચ્ચે વહેંચવાનો બંદોબસ્ત કર્યો, પણ આ રચનાને કોર્ટ ઓફ ડિરેક્ટરે મંજુરી આપી નહિ. આ અરસામાં કૌંસિલના સભ્યોને વાર્ષિક ૩૦૦ રૂપીઆથી વધુ પગાર મળતો નહિ, અને આડતીઆને વાર્ષિક ૧૪૦ રૂપીઆ મળતા હતા. કલાઇવે કૌંસિલનું બંધારણ પણ બદલ્યું, અને તેમાંથી ઘણા ખરાની બદલી કરી.

(ब) લશ્કરી સુધારા—મીરજાફરે જ્યારે વિગ્રહ ચાલુ હોય ત્યારે લશ્કરને બેવડું ભથ્થું આપવાનો રિવાજ દાખલ કર્યો હતો.

ક્લાઇવે તે બંધ કરી લશ્કરનો પગાર વધાર્યો. ઘણાખરા અમલદારોએ રાજીનામાં આપ્યાં, પણ ક્લાઇવે મદ્રાસથી મુલકી અમલદારો બોલાવી તેમની જગાઓ પુરી. આથી બળવો થયો, પણ ક્લાઇવે તે બહાદુરીથી બેસાડી દઈ પોતાનો હુકમ દ્રઢતાથી અમલમાં મૂક્યો.

**૫. ક્લાઇવના કારભારમાંથી અંગ્રેજો ચઢતીમાં આવ્યાઃ**– (૧) પ્લાસીના યુદ્ધ પછી બંગાળામાં બ્રિટિશ રાજ્યસત્તા દઢ રીતે સ્થાપન થઇ તેથી, (૨) પાદશાહ પાસેથી દિવાનીનો હક મેળવ્યો તેથી, અને (૩) ક્લાઇવની બીજી વખતની રાજપદ્ધતિથી ક્લાઇવે ઇસ્ટ ઇંડિઆ કંપનિને બંગાળામાં રાજદ્વારી અને વેપારી સ્થિતિમાં ઘણીજ આબાદ કરી. દિવાનીના હકથી કંપનિને વાર્ષિક ૨૫૦ લાખ રૂપીઆની આવક થતી હતી, અને ૧૨૮ લાખ રૂપીઆ ખર્ચ થતો હતો, તેથી વાર્ષિક ૧૨૨ લાખ રૂપીઆ કંપનિને લાભ થતો હતો.

**૬. ક્લાઇવનું છેલ્લું ગમનઃ**—નાદરસ્ત તબીઅતની લીધે ક્લાઇવ ઇ. સ. ૧૭૬૭ની શરૂઆતમાં ઇંગ્લંડ ગયો. તેણે જે અમલદારોને રજા આપી હતી તેઓએ તેના પર હાઉસ ઓફ કોમન્સમાં તેના કારભાર વિષે તપાસ કરવા અરજ કરી. તેઓએ તેના પર સુરાજુદ્દોલા સામે કરેલા કાવતરા વિષે તથા અમીચંદ સાથેની દગાઇ સંબંધી આરોપો મૂક્યા હતા. હાઉસ ઓવ કોમન્સમાં તપાસ ચાલતાં તેણે સ્પષ્ટ કહ્યું કે ' જો હું તે સ્થિતિમાં હાલ હોઉં, તો હમણાં પણ એવુંજ કરૂં. " તેણે દેશની કરેલી સેવાની કદર કરી હાઉસ ઓફ કોમન્સે તેના મક્કમ જવાબ પરથી તેની તારીફ કરી તેને માન સાથે છોડી દીધો.

**૭. અવસાન અને આચરણ**—આખર અવસ્થામાં દરદને લીધે ક્લાઇવને ઉંઘ આવતી નહોતી, તેથી તેણે ઇ. સ. ૧૭૭૪ના નવેમ્બરમાં આપઘાત કરી પોતાની જિંદગીનો અંત આણ્યો. તે

બહાદુર યોદ્ધા અને મહાન નેતા તરીકે જન્મ્યો હતો. ભયને તેણે ગણકાર્યું નથી. મેજર લોરેન્સ તેના વિષે કહેતો કે "તે મહાન વિચારક, સ્વભાવે શાંત, મગજનો હાજર, અને ભયથી અપરિચિત એવો બહાદુર સિપાઈ હતો." તે એક કારકુન, સિપાઇ, અને રાજદ્વારી નર તરીકે પ્રખ્યાત થયો છે. સુરાજુદ્દૌલા સાથેના વિગ્રહમાં તે નીતિપથ ચુકયો, પણ આપણે જોઇ ગયા છીએ કે તે સ્વાર્થ સારૂ નહિ, પણ સ્વદેશસેવાને સારૂ. અલબત્ત, દેશસેવા સારૂ પણ નીતિપંથ ચૂકવો એ કોઇપણ રીતે ઇષ્ટ ગણાય નહિ.

## પ્રશ્નો.

૧. અલાહાબાદના કરારે અંગ્રેજોને કેવી રીતે બંગાળાના માલીક બનાવ્યા ?

૨. દ્વિરાજક પદ્ધતિ સમજાવો; તેથી તાત્કાલિક શી અસર થઇ ?

૩. કલાઇવના કારભારથી અંગ્રેજો કેવી રીતે ચઢતીમાં આવ્યા ?

૪. કલાઇવ કેટલી વખતે હિંદમાં આવ્યો તે લખી તે દરેક વખતે તેણે કરેલાં કાર્યોથી ટુંકી નોંધ કરો.

૫. કલાઇવ અને ડુપ્લેનો મુકાબલો કરો.

---

# પ્રકરણ ૪૫ મું.

## મ્હૈસુરનું રાજ્ય.

૧. **મ્હૈસુર સંસ્થાન**—ઇ. સ. ના ૧૪ મા સેકાના અંતથી યાદવો વિજયનગરના રાજયની સત્તા નીચે મ્હૈસુરમાં રાજ્ય કરતા હતા. બિજાપુરની પડતીનો લાભ લઇ મ્હૈસુર ક્રમે ક્રમે સ્વતંત્ર થયું, અને પાડોશનાં નાનાં હિંદુ રાજ્યો જીતી સમર્થ બન્યું. તેણે શ્રીરંગપટ્ટણમાં

રાજધાની કરી. જુના હિંદુ વંશજનો ઇ. સ. ૧૭૭૩માં અંત આવ્યો; અને મુસલમાનોએ કૃષ્ણરાય નામના એક દૂરના રાજકુટુંબીને ગાદીએ બેસાડયો. તેણે ઇ. સ. ૧૭૩૪થી ૧૭૬૦ સુધી રાજ્ય કર્યું. નંદરાજ નામનો તેનો પ્રધાન વાસ્તવિક કારભાર કરતો હતો.

૨. હૈદરઅલી—ઇ. સ. ૧૭૦૨માં ગરીબ માબાપને ત્યાં જન્મ્યો હતો. તેનો બાપ મ્હેસુર રાજ્યમાં પોલિસ અમલદાર હતો. હૈદરે લુટારા તરીકે જિંદગી શરૂ કરી અને લૂટની લાલચે ઘણાં માણસો મેળવ્યાં. તેણે મ્હેસુરના રાજ્યમાં લશ્કરી નોકરી કરવા માંડી અને ધીમે ધીમે મહાન લશ્કર તથા મજબુત સ્વપક્ષ મેળવી રાજકીય બાબતોમાં તે પડવા લાગ્યો. છેવટે મ્હેસુરના રાજા અને તેના પ્રધાન વચ્ચે થએલા કુસંપનો લાભ લઇ રાજાને કેદ કરી તે ઇ. સ. ૧૭૬૧ માં મ્હેસુરનો સ્વતંત્ર સુલતાન થયો.



હૈદરઅલી.

૩. હૈદરઅલી અને મરાઠા—હૈદરે ઇ. સ. ૧૭૬૫માં બેદનુર પ્રાંત જીતી લીધો, અને રાજધાની લૂટી ૧૨ કરોડ રૂપીઆ મેળવ્યા, આ દ્રવ્યથી તે જોરાવર થયો. મ્હેસુરની ગાદી વગર હકે પડાવી લીધી એટલુંજ નહિ પણ બેદનુરની જીતથી મરાઠાઓનું ધ્યાન હૈદર તરફ ખેંચાયું. પેશ્વા માધવરાવ પહેલાએ મોટું સૈન્ય મોકલી હૈદરને હરાવી તેને સલાહ કરવાની ફરજ પાડી, અને તેની પાસે ૩૨ લાખ રૂપીઆ આપવાની કબુલાત લીધી.

**૪. પહેલો મ્હેસુર વિગ્રહ, ઈ. સ. ૧૭૬૭-૧૭૬૯**—હૈદરે કર્ણાટકના રાજાને હેરાન કર્યો. અને મરાઠાઓના મુલકમાં વચ્ચે પડવા લાગ્યો. હવે તેણે અંગ્રેજોના મળતીઆ નિઝામના મુલક પર ચઢાઈ કરી. હૈદરનું વધતું જોર અટકાવવા મરાઠા અને નિઝામે તૈયારી કરી તથા તેઓએ અંગ્રેજોની મદદ માગી, તેથી મદ્રાસ કૌંસિલે કર્નલ સ્મિથને મોકલ્યો. સંયુક્ત લસ્કરોએ બેંગલોર જીતી લીધું. હૈદરે મરાઠાઓને નાણાં આપી પાછા કાઢ્યા, અને નિઝામને કર્ણાટક જીતી આપવાની લાલચથી મેળવી લીધો. તે પછી તેણે કર્નલ સ્મિથ પર ચંગામ અને ત્રિનોમાલી આગળ હલ્લો કર્યો પણ તેમાં તેને સખત હાર ખાવી પડી, ઈ. સ. ૧૭૬૭. તે પછી કર્નલ સ્મિથે ઈ. સ. ૧૭૬૮માં અંબુર આગળ હૈદરને ફરીથી હરાવ્યો. એટલામાં મુંબઈનું લશ્કર આવી પહોંચ્યું, તેની મદદથી અંગ્રેજોએ માંગલોર અને ઓનોર જીતી લીધાં. વિગ્રહમાં હૈદરે પોતાનો લગભગ અર્ધો મુલક ખોયો; તેથી ૬૦૦૦ ઘોડેસવારો સાથે ૪ દિવસમાં ૧૩૦ માઈલની મુસાફરી કરી તેણે મદ્રાસથી ૫ માઈલ પર છાવણી નાખી ગવર્નરને સલાહ માટે પૂછાવ્યું. લડાઈના ખર્ચથી કંટાળી મદ્રાસ કૌંસિલે હૈદર સાથે ઈ. સ. ૧૭૬૯માં સલાહ કરી. તેમાં એકબીજાના જીતેલા મુલકો પાછા આપવાની અને વિગ્રહ વખતે એકબીજાને મદદ કરવાની શરતો કરી હતી.

નિઝામે હૈદરાબાદ જઈ અંગ્રેજો સાથે ઈ. સ. ૧૭૬૮માં સલાહ કરી હતી; તેથી તેણે ઉત્તર સરકાર પરનો પોતાનો હાથ ઉઠાવી લીધો, અને અંગ્રેજોની આણ સ્વીકારી.

**૫. મરાઠાની સવારી**:—ઈ. સ. ૧૭૭૦માં મરાઠાઓએ હૈદર પર ચઢાઈ કરી, તેથી તેણે કરાર પ્રમાણે અંગ્રેજોની મદદ માગી. પૈસા અને લડાયક સાહિત્ય નહિ હોવાથી મદ્રાસ કૌંસિલ પોતાના વચન પ્રમાણે હૈદરને મદદ કરી શકી નહિ. હૈદર મેલ્યુકોટ આગળ

શરમભરી રીતે હાર્યો, અને તે મરાઠાઓને ચોથ આપવા કબુલ થયો. કરાર પ્રમાણે પોતાને મદદ કરી નહિ તેથી હૈદર અંગ્રેજોનો કટ્ટો દુશ્મન બન્યો.

### પ્રશ્નો.

૧. મ્હૈસુર સંસ્થાનની સ્થાપના કેવી રીતે થઇ ?

૨. પહેલા મ્હૈસુર વિગ્રહનું વર્ણન કરો.

૩. મરાઠાઓની સવારીથી હૈદર અંગ્રેજોનો શત્રુ કેવી રીતે થયો ?

---

## પ્રકરણ ૪૬ મું.

### વૉરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર, ઈ. સ. ૧૭૭૨–૧૭૭૪.

૧. **હેસ્ટિંગ્સનું પ્રાથમિક જીવન**—પિનેસ્ટનનો ૩ જો પુત્ર વૉરન તા. ૬ ઠ્ઠી ડિસેમ્બર ૧૭૩૨ ને રોજ ઑકસફર્ડ પરગણાના ચર્ચહિલમાં જન્મ્યો હતો. કાઉપર અને સર ઇલાયઝા એમ્પી તેના સહાધ્યાયી હતા. તે ૧૭ મા વર્ષે ઓકસફર્ડ કૉલેજ છોડી ગણિત અને નામું ભણી કંપનિની નોકરીમાં એક કારકુન તરીકે ઇ. સ. ૧૭૫૦ ના જાન્યુઆરિમાં બંગાળા તરફ રવાના થયો, અને ઑકટોબરમાં આવી પહોંચ્યો. કલકત્તામાં બે વર્ષ રહી કાસીમબઝાર ગયો, અને ત્યાંથી ઇ. સ. ૧૭૫૫ માં કેદ પકડાઇ મુર્શિદાબાદ ગયો. હુગલીની લડાઇમાં તે કલાઇવની જોડે હતો. ઇ. સ. ૧૭૫૮ માં તે મીરજાફરનો રેસિડંટ બની મુર્શિદાબાદમાં રહેવા લાગ્યો, અને ઇ. સ. ૧૭૬૧ માં કલકત્તા કૌંસિલનો સભ્ય નીમાયો. તે ઇ. સ. ૧૭૬૪ માં ઇંગ્લંડ ગયો અને ત્યાં ૪ વર્ષ રહ્યો. ત્યાં તેને મહાન નર જોન્સનનો મેળાપ થયો. તેણે ઇ. સ. ૧૭૬૯ માં એક પ્રવાસની નવલકથા લખી હતી. ઇ. સ. ૧૭૭૨ માં તેણે બંગાળાના ગવર્નરનો ઓદ્દો સ્વીકાર્યો.

## ૨. હેસ્ટિંગ્સે બંગાળાની વ્યવસ્થા સુધારી—

(अ) **દ્વિરાજક પદ્ધતિનો નાશ**—હેસ્ટિંગ્સે નાયબ દિવાનોને દૂર કરી અંગ્રેજ કલેક્ટરો રાખ્યા. તેઓ કરવેરા ઉઘરાવતાં. તિજોરી મુર્શિદાબાદથી કલકત્તા આણી. જમીનદારોને પાંચ વર્ષ પેટે જમીન આપી અને તેઓ પાસેથી લેવાનો મહેસૂલનો આંકડો નક્કી કરવામાં આવ્યો. મહેસૂલ પર દેખરેખ રાખવા માટે અંગ્રેજ અમલદારોનું એક મંડળ નીમાયું, તેથી મહેસૂલનું ખાતું અંગ્રેજોની સંપૂર્ણ સત્તામાં આવ્યું. હેસ્ટિંગ્સે વેપારની સ્થિતિ સુધારી અને નોકરોને કબજે રાખ્યા.



વૉરન હેસ્ટિંગ્સ

(ब) **ન્યાયખાતુ ઉભું કર્યું**—તેણે દેશને જિલ્લાઓમાં વહેંચી અંગ્રેજ કલેક્ટરોની મારફતે ન્યાય કરવા માંડયો. કલકત્તામાં બે કચેરીઓ સ્થાપવામાં આવી, તેમાંની મુલકી અદાલતનો ન્યાયાધીશ હેસ્ટિંગ્સ પોતે હતો, અને બીજી કચેરીનો ન્યાયાધીશ દેશી નીમ્યો હતો. હેસ્ટિંગ્સે હિંદુ મુસલમાનો માટે સાદો ધારાસંગ્રહ તૈયાર કર્યો, અંગ્રેજ ન્યાયાધીશોને મદદ કરવા કાજી અને હિંદુ ધારાશાસ્ત્રીઓ રાખ્યા. આવા સુધારાથી બંગાળાનો કારભાર થાળે પડયો.

**(ક) આર્થિક સ્થિતિ સુધારી**—કંપનિના ડિરેક્ટરોની ઇચ્છાનુસાર હેસ્ટિંગ્સે નાણાંવિષયક સ્થિતિ સુધારવા પ્રયત્ન કર્યો. તેણે બંગાળાના નવાબને મળતું વર્ષાસન ઓછું કરી વાર્ષિક ૧૬ લાખ રૂપીઆ આપવા માંડયા અને એમ વર્ષાસનનું બંધારણ સુધારી નાણાં બચાવ્યાં. શાહઆલમ બીજો અંગ્રેજોની રજા વગર અલ્લાહાબાદ છોડી મરાઠાને મળી જઇ દિલ્હી ગયો તેથી તેનું ૨૬ લાખ રૂપીઆનું વર્ષાસન બંધ કર્યું, અને ઇ. સ. ૧૭૭૪ માં બનારસના કરારથી ૫૦ લાખ રૂપીઆ લેવાની શરતે અલ્લાહાબાદ અને કોરા પ્રાંતો અયોધ્યાના નવાબને સોંપ્યા; ઉપરાંત રોહિલા વિગ્રહમાં મદદ કરી નવાબ પાસેથી ૪ લાખ રૂપીઆ મેળવ્યા. નવાબે બનારસ જિલ્લો કંપનીને સોંપ્યો.

**૩. રોહિલા વિગ્રહ ઇ સ. ૧૭૭૪**—રોહિલખંડના રોહિલા પર મરાઠાઓ ચઢી આવ્યા ત્યારે તેઓએ ૪૦ લાખ રૂપીઆ આપવાની શરતે અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાની મદદ લીધી હતી, પણ વિગ્રહ પુરો થયા પછી તે રકમ તેઓએ આપી નહિ તેથી નવાબે ૪૦ લાખ રૂપીઆ આપવાની શરતે અંગ્રેજોની મદદ માગી. રોહિલા દેશને પાયમાલ કરતા હતા, અને તેઓ મરાઠાઓ સાથે અંગ્રેજોની વિરૂદ્ધ લડવા તૈયારી કરતા હતા; તેથી તેઓને વશ કરવાની જરૂર હતી, માટે હેસ્ટિંગ્સે કર્નલ ચેમ્પીઅનને નવાબની મદદે મોકલ્યો. તેણે કાતરા આગળ રોહિલાને હરાવી નસાડયા.

**૪. હેસ્ટિંગ્સની સફળતા**—તેણે દેશમાં સુધારા કરી કંપનિની રાજકીય અને આર્થિક સ્થિતિ સુધારી. પાદશાહનું વર્ષાસન બંધ કરવાથી તથા દ્વિરાજક પદ્ધતિનો નાશ કરવાથી બંગાળા અને બહારને સંપૂર્ણ બ્રિટિશ કાબુમાં આણ્યાં. આમ હેસ્ટિંગ્સનો પ્રથમ કારભાર સફળ થયો.

**૫. રેગ્યુલેટિંગ ઍક્ટ ( નિયામક કાયદો )**—કંપનિના

નોકરો વેપાર પર જેઓએ તેવું ધ્યાન આપતા નહોતા, અને વ્યવસ્થા પણ સંતોષકારક નહોતી. બંગાળામાં દુકાળ પડયો ત્યારે કંપનિએ ઇંગ્લંડના વડા પ્રધાન લૉર્ડ નોર્થને લોન લેવા અરજ કરી હતી. તેણે તે બાબત પાર્લમેન્ટમાં રજુ કરી તેથી કંપનિનો વેપાર નિયમિત ચલાવવા લૉર્ડ નોર્થે જે બિલ રજુ કર્યું તે ઇ. સ. ૧૭૭૩ ના જુનની ૧ લી એ પાર્લમેન્ટે મંજુર કર્યું તેમાંના મુખ્ય ઠરાવ નીચે પ્રમાણે હતાઃ—

(૧) કંપનિના ૨૪ ડિરેકટરોમાંથી પ્રતિવર્ષે ૬ બદલી તેમની જગાએ નવા નીમવા. (૨) બંગાળાના ગવર્નરને વાર્ષિક ૨૫૦૦૦ રૂપીઆના પગારે બ્રિટિશ હિંદ પર કારભાર કરવાને હિંદના ગવર્નર જનરલ તરીકે નીમવો તથા મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને તેના હાથ નીચે નીમવા. (૩) ગવર્નર જનરલને મદદ કરવાને ૪ સભ્યોની એક કૌંસિલ નામવી, તેના દરેક સભ્યને વાર્ષિક ૧૦,૦૦૦ રૂપીઆ પગાર આપવો, અને તેમની સત્તા ગવર્નર જનરલના જેટલીજ રાખવી. (૪) કલકત્તામાં એક વરિષ્ઠ ન્યાયમંદિર સ્થાપવું, અને તેમાં વાર્ષિક ૮૦૦૦ રૂપીઆના પગારથી એક વડો ન્યાયાધીશ અને ૬૦૦૦ રૂપીઆના પગારથી બીજા ૩ અંગ્રેજ મદદનિશ ન્યાયાધીશો નીમવા. (૫) ગવર્નર જનરલ અને તેની કૌંસિલથી ન્યાયાધીશોને સ્વતંત્ર રાખવા. (૬) ગવર્નર જનરલ, કૌંસિલરો, ન્યાયાધીશો, અને ગવર્નરોની નીમણુકો કંપનિના ડિરેકટરોના અભિપ્રાયથી પાર્લમેન્ટે કરવી. (૭) મુંબઇ અને મદ્રાસમાં ગવર્નરો અને કૌંસિલો નીમવી. (૮) કંપનિના નોકરોને બક્ષિશો લેવાની કે ખાનગી વેપાર કરવાની બંધી કરવી. (૯) વખતો વખત કંપનિના કારભાર પર દેખરેખ રાખી તેને જરૂરી મદદ પુરી પાડવી, (૧૦) કંપનિનો પટો દર વીસ વર્ષે બદલવો. આ બિલથી કંપનિ પાર્લમેન્ટના પ્રત્યક્ષ કાબુમાં આવી, અને તેના સભ્યોએ તેમાં વધુ રસ લેવા માંડયો, અને કારભાર સુધર્યો. રેગ્યુલેટિંગ એકટ પ્રમાણે હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જનરલ નીમાયો.

## લોર્ડ હેસ્ટિંગ્સના વખતનું બ્રિટિશ હિંદ. ઈ.સ. ૧૮૨૩.



# પ્રકરણ ૪૭ મું.

## હિંદમાં ગવર્નર જનરલનો અમલ.

### ૧. વૉરન હેસ્ટિંગ્સ ઇ. સ. ૧૭૭૫-૧૭૮૫.

**૧. હેસ્ટિંગ્સની કોંસલ**—ઇ. સ. ૧૭૭૪ માં રેગ્યુલેટિંગ એક્ટનો અમલ હિંદુસ્તાનમાં થયો. આખા બ્રિટિશ હિંદ પર અમલ ચલાવવાને એક ગવર્નર જનરલ અને એક કચેરીથી કલકત્તા બ્રિટિશ હિંદની રાજધાની બન્યું. મિ. બાર્વેલ, સર ફિલિપ ફ્રાન્સિસ, જનરલ ક્લેવરિંગ, અને કર્નલ મોન્સન પ્રથમ કોંસિલર હતા. છેલ્લા ત્રણ ઇગ્લંડથી નવા આવેલા, અને હેસ્ટિંગ્સની વિરુદ્ધ હતા. દરેક કોંસિલરને તથા હેસ્ટિંગ્સની એક સરખી સત્તા હતી તથા ગવર્નર જનરલને કાસ્ટીંગ વોટ-વધારાનો મત આપવાનો હક નહોતો. દરેક કામ મત ઉપર થતું હતું, તેથી હેસ્ટિંગ્સ ધારી શકતો નહોતો.

**૨. અયોધ્યાના નવાબ સાથે કરાર**—શુજાદૌલાના મરણ પછી તેનો પુત્ર અસફ-ઉદ્‌-દૌલા અયોધ્યાનો નવાબ થયો. તેની સાથે અંગ્રેજોએ નવા કરાર કર્યા. નવાબે બનારસની મહેસુલ ઉઘરાવવાનો અંગ્રેજોને હક આપ્યો, તથા અયોધ્યામાં રહેતા બ્રિટિશ લશ્કરને માટે ૫૦,૦૦૦ રૂપીઆ વધાર્યા. નવા નવાબે પિતાની મિલકતના લગભગ ૨ કરોડ રૂપીઆ પોતાની માતાને આપ્યા. હેસ્ટિંગ્સે આ બાબતમાં વાંધો લીધો તેથી કોંસિલરો વિરુદ્ધ પડયા.

**૩. નન્દકુમાર**—શરૂઆતમાં તે બંગાળાનો દિવાન હતો. હેસ્ટિંગ્સે રાજા ગુરુદાસને બંગાળાની દિવાની આપી. નન્દકુમારે હેસ્ટિંગ્સ પર મીરજાફરની વિધવા પાસેથી સાડાત્રણ લાખ રૂપીઆ લેવા બાબતનું તહોમત મૂક્યું. તેનો નિવેડો થયા પહેલાં મોહનપ્રસાદ નામના માણસના સંબંધમાં બનાવટી દસ્તાવેજ લખવાની બાબતમાં નન્દકુમાર દોષિત ઠર્યો. વરિષ્ઠ ન્યાયમંદીરના મુખ્ય ન્યાયાધીશ સર

ઇલાઇઝા એમ્પીએ ઇંગ્લંડનો કાયદો લાગુ પાડી નન્દકુમારને ફાંસીની શિક્ષા ફરમાવી. તેને ઇ. સ. ૧૭૭૫ ના ઑગસ્ટની ૫ મી તારીખે કલકત્તામાં ફાંસી દેવામાં આવી.

૪. કલકત્તા કૌંસિલમાં ફેરફાર—કર્નલ મોન્સન ઇ. સ. ૧૭૭૬ માં મરણ પામ્યો, અને હેસ્ટિંગ્સને પ્રમુખ તરીકે વધારાનો મત આપવાનો હક મળ્યો. જનરલ ક્લેવરિંગ ઇ. સ. ૧૭૭૭ માં મરણ પામ્યો તેથી ફ્રાન્સિસનો પક્ષ નબળો બન્યો. ખાલી પડેલી જગાઓ મી. વ્હીલર નામના ઇંગ્લંડથી એક નવા આવેલા માણસથી અને સર આયર કૂટથી પુરી. આવા ફેરફારથી હેસ્ટિંગ્સ જોર પર આવ્યો.

૫. પહેલો મરાઠા વિગ્રહ—ઇ. સ. ૧૭૭૫-૧૭૮૨. સાલબાઇની સલાહથી આ લાંબા ઝગડાનો અંત આવ્યો તેથી સાલ્સેટ ટાપુ અંગ્રેજોને મળ્યો. પેશ્વાએ પોર્ટુગીઝ અને અંગ્રેજો સિવાય બીજા કોઇ પણ યુરોપિયનને દેશમાં પેસવા ન દેવાનું વચન આપ્યું. (જુઓ મરાઠાના ઇતિહાસમાં પૃષ્ઠ. ૧૮૫ મું.)

૬. બીજો મૈસુર વિગ્રહ—ઇ. સ. ૧૭૮૦-૧૭૮૪. મરાઠાઓએ હૈદર પર ચઢાઇ કરી હતી તે વખતે અંગ્રેજોએ કરાર પ્રમાણે મદદ કરી નહોતી, તેથી હૈદર અંગ્રેજોનો દુશ્મન થયો હતો. ઇ. સ. ૧૭૭૮ માં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે વિગ્રહ સળગ્યો તેથી અંગ્રેજોએ દક્ષિણમાંનાં ફ્રેન્ચ મથકો લેવા માંડયાં. ફ્રેન્ચોનું માહે ન જીતવા હૈદરે અંગ્રેજોને કહ્યું, કારણકે તે મથકથી પોતાને યુરોપના ફ્રેન્ચોની લડાયક સાહિત્યની મદદ મળતી હતી. અંગ્રેજોએ તેના હુકમનો અનાદર કરી માહે જીત્યું. હૈદરે માહે આગળ પોતાનો મુલક અંગ્રેજોએ દબાવ્યાનું બહાનું કાઢી ૮૦,૦૦૦ માણસોના લશ્કર સાથે કર્ણાટક પર હુમલો કર્યો. કર્નલ બેલીનાં ૪૦૦૦ માણસો

ઇ. સ. ૧૭૮૦ ના સપ્ટેમ્બરમાં પોર્ટોનોવો આગળ હાર્યો. આ અરસામાં સર હેક્ટર મનરો મુખ્ય લશ્કર સાથે ૧૦ મૈલ દૂર હતો. તે હારના સમાચાર સાંભળી મદ્રાસ તરફ પાછો ફર્યો. આ સમાચાર કલકત્તા પહોંચતાં હેસ્ટિંગ્સે સર આયર કૂટને મદ્રાસ મોકલ્યો. તેણે ઇ. સ. ૧૭૮૧ માં પોર્ટોનોવો આગળ હૈદરને હરાવ્યો. તે પછી હૈદર ફરીથી પોલીલોર અને સોલિંગઢની લડાઇમાં હાર્યો. આ અરસામાં લોર્ડ મેકાર્ટિને નામે નવો ગવર્નર મદ્રાસ આવ્યો. તેણે યુરોપમાં અંગ્રેજો અને વલંદા વચ્ચે સળગેલા વિગ્રહના સમાચાર કહ્યા; તેથી અંગ્રેજોએ વલંદાનું નેગાપટ્ટણ જીતી લીધું હૈદરે ઇ. સ. ૧૭૮૨ ની શરૂઆતમાં કર્નલ બ્રેથવેટનાં ૨૦૦૦ માણસને તાંજોરમાં હરાવ્યો. આ અરસામાં યુરોપથી એડમીરલ સફ્રોનની સરદારી નીચે ફ્રેન્ચોને લશ્કરી મદદ આવી પહોંચી. તેણે બુસી સાથે મળી મ્હૈસુરમાં આવેલા કુદલોરમાં વિશાળ સૈન્ય જમા કર્યું. અંગ્રેજ સરદાર એડમીરલ હુગ્ઝે ઇ. સ. ૧૭૮૨ માં ફ્રેન્ચોને હરાવ્યા. હૈદર ડિસેમ્બરમાં મરણ પામ્યો અને તેના પુત્ર ટીપુએ મ્હૈસુરના સુલતાન તરીકે વિગ્રહ જારી રાખ્યો. જનરલ મેથ્યુની સરદારી નીચેના અંગ્રેજ લશ્કરે ઇ. સ. ૧૭૮૩ માં ટીપુનાં ઘણાં શહેરો અને કિલ્લા જીતી લીધાં, તેમાં સૌથી અગત્યનું બેદનુર હતું. એવામાં યુરોપમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે થએલી સલાહના સમાચાર સાંભળી ટીપુએ ઇ. સ. ૧૭૮૪ ના માર્ચમાં માંગલોર મુકામે સલાહ કરી, તેથી એક બીજાએ જીતેલા મુલક પાછા આપી કેદીઓની અદલાબદલી કરી.

૭. **ફ્રાન્સિસનું સ્વદેશગમન**—એક વખતે હેસ્ટિંગ્સે ફ્રાન્સિસના અસત્ય બોલવા વિષે નોંધ કરી, તેથી રિવાજ મુજબ બન્ને વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ થયું. ઈ. સ. ૧૭૮૪. ફ્રાન્સિસ ઘણો ઘવાયો અને થોડા વખત પછી ઇંગ્લંડ ગયો તેથી હેસ્ટિંગ્સ નિષ્કંટક બન્યો.

૮. **પૈસાની પ્રાપ્તિ**—હૈદર, મરાઠા, અને વલંદા સાથેના વિગ્રહમાં કંપનિને ઘણો ખર્ચ થયો, અને ડિરેક્ટરોએ તે ખર્ચને પહોંચી વળવા દબાણ કર્યું, તેથી હેસ્ટિંગ્સને ખાસ રીતે નાણાં મેળવવાની જરૂર પડી. ઇ. ૧૭૭૫ માં અયોધ્યાના નવાબ અસફ઼ ઉદ્‌દોલ્લાએ બનારસ પ્રાન્ત કંપનિને સ્વાધીન કર્યો હતો. તેથી ત્યાંનો રાજા વાર્ષિક સાડી બાવીસ લાખ રૂપિયા કંપનિને આપવા બંધાએલો હતો. હેસ્ટિંગ્સે તેની પાસે પાંચ લાખ રૂપિયાની ખાસ મદદની માગણી કરી પણ રાજાએ તે સ્વીકારી નહિ, તેથી હેસ્ટિંગ્સ તે વસુલ કરવા જાતે બનારસ ગયો. ત્યાંની પ્રજાએ બળવો કર્યો તેથી હેસ્ટિંગ્સે ચુનારના કિલ્લામાં આશ્રય લીધો. તેણે કર્નલ પોપહામની મદદથી બનારસના રાજા ચૈયતસિંહને હરાવ્યો તેથી તે ગ્વાલિયરમાં ભરાયો. હેસ્ટિંગ્સે રાજાના ભત્રિજાને વાર્ષિક ૪૦,૦૦૦૦૦ રૂ. લેવાની શરતે ગાદીએ બેસાડયો.

અયોધ્યાનો નવાબ અસફ઼ ઉદ્દૌલ્લા કંપનિનું લેણું આપવા અશક્ત હતો, કારણકે તેના પિતાની લગભગ બે કરોડ રૂપિયાની દોલત અયોધ્યાની બેગમને આપવી પડી હતી. બેગમોએ ચૈયતસિંહને મદદ કરી હતી, તેથી નવાબે હેસ્ટિંગ્સની પરવાનગીથી બેગમો પાસેથી ૭૬ લાખ રૂપીઆ કઢાવી પોતાના દેવા પેટે કંપનિને ભર્યા.

૯. **ફૉક્સનું હિંદી બિલ**—રેગ્યુલેટિંગ એક્ટથી કંપનિનો કારભાર સંતોષકારક રીતે ચાલ્યો નહિ, અને દેશી રાજાઓ સાથેના કજીઆ ચાલુજ રહ્યા, તેથી મિ. ફૉકસે પાર્લમેન્ટમાં એક બિલ રજુ કર્યું. તેનો મુખ્ય હેતુ કંપનિ પાસેથી સત્તા લઇ ઈંગ્લંડના તાજને સોંપવાનો અને કોર્ટ ઓવ પ્રોપ્રાયટર્સ અને બોર્ડ ઓવ ડિરેક્ટર્સને દૂર કરી હિંદી કારભાર પર દેખરેખ રાખવા એ નવાં મંડળ નીમવાનો હતો. આ બિલ મંજુર થયું નહિ. ઇ. સ. ૧૭૮૩.

## ૧૦. પિટનું હિંદનું બિલ. ઇ. સ. ૧૭૮૪.

ફોકસનું બિલ નામંજુર થયાથી ઇંગ્લંડના પ્રધાન મિ. પિટે જાતે એક બિલ ઘડી પાર્લમેન્ટમાં રજુ કર્યું. તેના મુખ્ય મુદ્દા નીચે મુજબ હતાઃ—

(૧) હિંદના કારભાર પર દેખરેખ રાખવા એક મંડળ નીમવું. તેમાં ૬ સભ્યો અને એક પ્રમુખ નીમવો. આ મંડળ બોર્ડ ઓવ કંટ્રોલ (નિયામક મંડળ) કહેવાતું. તેની નીમણુક ઇંગ્લંડના રાજાએ કરવી અને પ્રમુખ પાર્લમેન્ટને પ્રત્યક્ષ જવાબદાર રહે. આ નિયામક મંડળ હિંદમાં લડાઇ કે સલાહ કરવાની પરવાનગી આપનાર હતું. નવો કાયદો તેની પરવાનગી વગર રચી શકાતો નહિ, અને કંપનિના ડિરેક્ટરોને પણ દરેક કામમાં આ મંડળની પરવાનગી લેવી પડતી હતી. (૨) ઇંગ્લંડ, અમેરિકા, અને હિંદના વિગ્રહોથી સરકાર થાકેલી હતી. તેથી સ્વરક્ષણ સિવાય બીજા કોઇપણ કારણસર વિગ્રહ ન કરવા ગવર્નર જનરલને તાકીદ આપવી. (૩) વેપારી કારભાર નિયામક મંડળની દેખરેખ નીચે ચલાવવો. (૪) ગવર્નર જનરલની કૌંસિલના સભ્યોની સંખ્યા ચારને બદલે ત્રણની કરવી અને તેમના પર તેને સત્તા આપવી. (૫) મુંબઇ અને મદ્રાસના ગવર્નરોની કૌંસિલોની રચના ગવર્નર જનરલની કૌંસિલના જેવી કરવી. (૬) ગવર્નર જનરલ, મુખ્ય સેનાપતિ, અને અન્ય મુખ્ય અમલદારોની નીમણુક નિયામક મંડળની સલાહ મુજબ ઇંગ્લંડના રાજાએ કરવી. (૭) કંપનિના નોકરોએ આર્થિક બાબતોમાં હાથ ઘાલવો નહિ.

આ બિલ મંજુર થયું, અને તેથી હિંદનો કારભાર નિયામક મંડળના હાથમાં આવ્યો, તથા બ્રિટિશ હિંદ પર ઇંગ્લંડના રાજાની સર્વોપરિ સતા નીચે પાર્લમેન્ટની પણ સત્તા સ્થપાઇ.

૧૧. રાજીનામું—કંપનિના ડિરેક્ટરોએ હેસ્ટિંગ્સની ચૈયતસિંહ

તથા અયોધ્યાની બેગમો પ્રતિની વર્તણુક ના પસંદ કરી, અને જ્યાં સુધી બેગમોએ ચૈયતસિંહને કરેલી મદદની સાબિતી થાય નહિ ત્યાં સુધી તેઓની પાસેથી કઢાવેલાં નાણાં પાછાં આપવાનો હુકમ કર્યો. આથી હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૭૮૩ માં રાજીનામું આપ્યું.

૧૨ **સ્વદેશગમન અને આવકાર**—ઇ. સ. ૧૭૮૫માં હેસ્ટિંગ્સ ઇંગ્લંડ જવા નીકળ્યો. તે પછી સુપ્રિમ કૌંસિલના સિનયર સભ્ય સર જોન મેકફર્સને ૧ વર્ષ સુધી ગવર્નર જનરલના હોદ્દાનું કામ ચલાવ્યું. હેસ્ટિંગ્સે હોશિયારીથી ૧૩ વર્ષ કારભાર ચલાવ્યો તેથી હિંદના લોકોએ તેને માન આપ્યું. તે ઈંગ્લંડ પહોંચ્યો ત્યારે તેનો સારો આદરસત્કાર થયો.

૧૩ **મુકદ્દમો**—ઈંગ્લંડમાં ૩ વર્ષ રહ્યા પછી નંદકુમાર, ચેયતસિંહ, અને અયોધ્યાની બેગમો સાથેની નીતિ વિષે તેના પર પાર્લમેન્ટ આગળ તહોમત મુકાયું, બર્ક, શેરિડન અને ફોકસ આદિ મહાન વક્તાઓએ તેની વિરુદ્ધ અસરકારક ભાષણ કર્યા. સાત વર્ષ કામ ચાલ્યા પછી પાર્લમેન્ટે ૨૯માંથી ૭ વિરુદ્ધ મતે તેને નિર્દોષ ઠરાવી માન સાથે છોડી મૂક્યો. હેસ્ટિંગ્સને આ મુકદ્દમામાં ૫૦ હજાર પાઉન્ડ ખર્ચ થયો હતો. કંપનિએ તે નાણાં તેને વગર વ્યાજે ધીર્યાં, અને બોર્ડ ઑાવ કન્ટ્રોલે તેને માટે ચાર હજાર પાઉન્ડનું વાર્ષિક પેન્શન મંજુર કર્યું, અને દશ વર્ષનું પેન્શન અગાઉથી આપ્યું.

૧૪ **મુકદ્દમો—છેલ્લા દિવસો અને અવસાન.**

હેસ્ટિંગ્સ છેલ્લાં ૨૪ વર્ષ પિતાના વતન ડેલ્સફોર્ડમાં રહ્યો. ઓક્સફર્ડ વિશ્વવિદ્યાલયે તેને ડૉકટર ઑાવ લૉઝની માનવંતી પદવી આપી હતી, તેને ઇ. સ. ૧૮૧૩માં પ્રિવિકાઉન્સિલમાં લીધો હતો. એક વખતે રશિયાનો ઝાર અને પ્રશિયાનો રાજા ઇંગ્લંડ આવ્યા ત્યારે લંડનના ગીલ્ડ હૉલમાં તેને હિંદનાં મથક બચાવવા માટે ઘણું માન મળ્યું હતું. તે ઇ. સ. ૧૮૧૮ના ઑાગસ્ટની ૨૨મી તારીખે ૮૬ વર્ષની

વયે મરણ પામ્યો. તે વિદ્વાન અને વિદ્યાનો શોખીન હોવાથી દર સવારે પુસ્તકનો અમુક ભાગ લખતો હતો.

**૧૫ હેસ્ટિંગ્સના વખતનું બ્રિટિશ હિંદ**—ઇ. સ. ૧૭૮૫ સુધીમાં બંગાળામાં બિહાર અને બનારસ, મદ્રાસ ઇલાકામાં ઉત્તર સરકાર અને મુંબઇ ઇલાકામાં વસાઇ અને સાલસેટ અંગ્રેજોને તાબે હતાં. વળી અયોધ્યા અને આર્કાટના નવાબ, તથા તાંજોરનો રાજા અંગ્રેજ સરકારના રક્ષણ નીચે હતા.

## પ્રશ્નો.

૧. દ્વિરાજક પદ્ધતિ કેવી રીતે નિષ્ફળ નીવડી ?

૨. હેસ્ટિંગ્સનું પ્રાથમિક જીવન બોલો.

૩. હેસ્ટિંસે બંગાળાની સ્થિતિ કેવી રીતે સુધારી ?

૪. કઇ પરિસ્થિતિમાં રેગ્યુલેટિંગ એક્ટ ઘડાયો, અને તેના મુખ્ય મુદ્દા કયા હતા ?

૫. રેગ્યુલેટિંગ એક્ટની કઇ બાબત હેસ્ટિંગ્સને અટકાવ રૂપ નીવડી અને તે કેવી રીતે ?

૬. બીજા મ્હૈસુર વિગ્રહનું વર્ણન કરો.

૭. હેસ્ટિંગ્સે કોની પાસેથી અને કેવી રીતે નાણાં મેળવ્યાં ?

૮. ફોક્સ અને પિટના હિંદી બિલોનું વર્ણન કરો.

૯ હેસ્ટિંગ્સના વખતનું બ્રિટિશ હિંદ નકશો દોરી બતાવો.



# પ્રકરણ ૪૮ મું.

## લોર્ડ કોર્નવોલિસ ઇ. સ. ૧૭૮૬-૧૭૯૩.

(૧)કોર્નવોલિસ—ઇ. સ. ૧૭૮૬માં આવી પહોંચ્યો. તે કંપનિનો વ્યાવહારિક નોકર નહોતો. તેણે યુરોપ અને અમેરિકામાં સિપાઇ તેમજ અમલદાર તરીકે નોકરી કરી હતી. તે અમીરી કુટુંબનો હતો. કોર્નવોલિસે નિયામક મંડળના ધારા પ્રમાણે ચાલવા નિશ્ચય કર્યો હતો.

(૨) ત્રીજો મ્હૈસુર વિગ્રહ—(ઇ. સ. ૧૭૯૦-૧૭૯૨) કોર્નવોલિસ શાન્તિ જાળવવા ચહાતો હતો, પણ તેને વિગ્રહ કરવાની ફરજ પડી, કારણ કે ટીપુએ ત્રાવણકોર પર ચઢાઈ કરી દેશ વેરાન કર્યો. ત્રાવણકોરના રાજાએ મદ્રાસ કૌંસિલની મદદ માગી, તેથી કોર્નવોલિસે જાતે મદ્રાસ આવી ઇ. સ. ૧૭૯૧માં માંગલોર જીતી લીધું. તે શ્રીરંગપટ્ટન તરફ ચાલ્યો પણ સાધનની ખોટ હોવાથી માંગલોર તરફ પાછો ફર્યો, બીજે વર્ષે તૈયારી કરી ટીપુની સામે ગયો. ટીપુ હાર્યો અને શહેરમાં ભરાયો, તેણે ઇ. સ. ૧૭૯૨માં ૩૩,૦૦૦૦૦૦ રૂપીઆ તથા અર્ધું રાજ્ય આપવાની શરતે અંગ્રેજો સાથે શ્રીરંગપટ્ટન મુકામે સલાહ કરી; વળી કેદીઓને છુટા કરવામાં આવ્યા તથા ટીપુએ પોતાના બે છોકરાઓને કરારની બાંહેધરીમાં સોંપ્યા. વળી કુર્ગ ત્યાંના રાજાને પાછું સોંપવામાં આવ્યું. આ સલાહથી અંગ્રેજોને મલબાર, ડીંડીગલ, બરમહાલ. અને સેલમ મળ્યાં. હૈદરાબાદના નિઝામઅલીને બલ્લારી અને કડપા તથા મરાઠાઓને કૃષ્ણા અને તુંગભદ્રાનો દોઆબ મળ્યો.

### (૪) બંગાળાની સ્થાયી વ્યવસ્થા—ઇ. સ. ૧૭૯૩.

લડાઇ પછી કોર્નવોલીસ કલકત્તા પાછો આવ્યો. તેણે અકબરની પેઠે મહેસુલની સારી વ્યવસ્થા કરી. બંગાળાના જમીનદારો ખેડતો પાસેથી ઘણા પૈસા કઢાવી સારો લાભ મેળવતા હતા. સરકારને જમીનદારોથી અસંતોષ થયો તેથી સુધારો કરવાની જરૂર જણાઇ.

કંપનિને નિયમિત આવક જોઇતી હતી, તેથી સારી વ્યવસ્થા સુઝતી નહોતી. ઇ. સ. ૧૭૮૩માં કોર્ટ ઓવ ડિરેકટર તરફથી ઘણી સૂચનાઓ થઇ તે પરથી હમેશને માટે દાણનો આંકડો મુકરર કરવામાં આવ્યો. આ વ્યવસ્થા લાંબો વિચાર કરીને કરી નહોતી, તેથી કંપનિ આર્થિક નુકસાન ખમવું પડયું. જમીનદારો ખેડુતો પર ત્રાસ વર્તાવતા હતા; તેથી પાછળથી ખેડુતોને ન્યાય અપાવવા કાયદો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૭૯૩ના માર્ચની ૨૨મીએ આ વ્યવસ્થા નક્કી કરી બહાર પાડવામાં આવી હતી. આથી જમીનદારો જમીનના માલીક થયા. આ વ્યવસ્થાથી રૈયતનું હિત થયું, અને સરકારે જોઇતો સુધારો કરવા ધ્યાન આપ્યું.

(૫) **સુધારા**—લૉર્ડ કોર્નવોલિસની ભલામણથી કંપનિના ડિરેકટરોએ નોકરોના પગાર વધાર્યા, તેથી લાંચથી મુક્તિ મળી. અયોધ્યાના નવાબ પાસેથી ૭૦ લાખ રૂપીઆ રક્ષણ પેટે મળવા લાગ્યા. જાહેર નોકરીમાં દેશીઓને રાખ્યા; તથા ન્યાય કરવાનું અને આવક ઉઘરાવવાનું કામ જુદું પાડયું. યુરોપીઅન ન્યાયાધીશોને મદદ કરવા માટે હિંદુ મુસલમાન ધારાશાસ્ત્રીઓ રાખ્યા, અને પોલિસની વ્યવસ્થા પણ કરી. કલાઇવે બંગાળાને દેશી રાજાઓની સત્તા નીચે મૂકયું હતું, ત્યારે કોર્નવોલિસે અંગ્રેજોની સત્તા નીચે મૂકયું.

(૬) **સ્વદેશગમન**—લૉર્ડ કોર્નવોલિસે કંપનિને પહેલાં ન હતી એવી બળવાન સ્થિતિમાં મૂકી. ઇ. સ. ૧૭૯૩માં કંપનિએ નવો પરવાનો મેળવ્યો. તેથી ખાનગી વેપાર બંધ થતાં વેપાર આબાદ થયો. કોર્નવોલિસે ઇ. સ. ૧૭૯૩ના ઓકટોબરમાં હિંદ છોડયું.

### ૩. સર જોન શોર, ઈ. સ. ૧૭૯૩–૧૭૯૮.

(૧) **સર જોન શોર** (લૉર્ડ ટિગનમાઉથ) સુપ્રિમ કૌંસિલનો સભ્ય હતો. તેણે બંગાળાની સ્થાયી જમાબંદીની વ્યવસ્થા કરવામાં મહાન શક્તિ બતાવી હતી. તે લગભગ લૉર્ડ કોર્નવોલિસના જેવો હતો. તે ગવર્નર જનરલ નીમાયો.

(૨) **તટસ્થ રાજનીતિ**—ઇંગ્લંડની સરકાર તરફથી ગવર્નર જનરલને કોઇપણ દેશી રાજ્યમાં હાથ નહિ ઘાલવાનો અને પોતાની સત્તાનું સમતોલપણું જાળવાનો હુકમ મળ્યો હતો, તેથી સર જોન શોરે કોઇ પણ દેશી રાજ્યના ઝઘડામાં હાથ ઘાલ્યો નહિ. અંગ્રેજોની આવી રાજનીતિથી ટીપુ અને મરાઠાઓએ પોતપોતાનું બળ વધારવા માંડયું.

(૩) મરાઠાઓએ ઇ. સ. ૧૭૯૫માં હૈદરાબાદના નિઝામ પર ચઢાઇ કરી, તેથી નિઝામે અંગ્રેજોની મદદ માગી, પણ પોતાની રાજનીતિને વળગી રહી સર જોન શોરે તેને મદદ કરી નહિ; તેથી મરાઠાઓએ નિઝામને કુર્દલા આગળ હરાવ્યો. આથી નિઝામે પોતાના રાજ્યમાંથી અંગ્રેજ અમલદારોને કાઢી મૂકયા અને ફ્રેંચ નોકરો રાખ્યા.

(૪) **અયોધ્યાની વ્યવસ્થા ઈ. સ. ૧૭૯૭**—અયોધ્યાનો નવાબ અસફ-ઉદ્-દૌલા ઇ. સ. ૧૭૯૭માં મરણ પામ્યો. તેના પછી વઝીરઅલી નવાબ થયો. પણ મર્હુમ નવાબનો ભાઇ સાદતઅલી હકદાર વારસ હતો તેથી ગાદીને માટે કજીઓ થયો; સરજોન શોર કે જે આ અરસામાં લોર્ડ ટિગનમાઉથ નામથી ઓળખાતો હતો તે આ બાબતમાં તપાસ કરવા લખનૌ ગયો. તેણે વઝીરઅલીને સારૂં વર્ષાસન બાંધી આપી બનારસ મોકલ્યો, અને સાદતઅલીને ગાદીએ બેસાડયો.

(૫) **સર જોન શોરની રાજનીતિનું પરિણામ**—ગવર્નર જનરલનો ઇરાદો અને તેની શક્તિ જો કે સારાં હતાં, તોપણ તટસ્થ રાજનીતિથી તેણે અંગ્રેજ સત્તાને નબળી બનાવી, તેથીજ ટીપુ અને મરાઠા બળવાન થયા અને દેશમાં અવ્યવસ્થા થઇ. તેણે પોતા પછીના ગવર્નર જનરલને માટે મોટી મુસ્કેલી ઉભી કરી હતી, કારણ કે ટીપુ અને મરાઠા ખુલ્લી રીતે અંગ્રેજો સાથે લડાઇ કરવાની તૈયારી કરી રહ્યા હતા.

## પ્રશ્નો.

૧. ત્રીજા મ્હેસુર વિગ્રહનું વર્ણન કરો.
૨. લૉર્ડ કોર્નવોલિસે કયા સુધારા કર્યા ?
૩. સર જોન શોરની રાજનીતિ તથા તેનું શું પરિણામ આવ્યું તે સમજાવો.

# પ્રકરણ ૪૯ મું.

## ૪ માર્ક્વિસ વેલેસ્લી ( લૉર્ડ મોર્નિંગ્ટન ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫

૧. લૉર્ડ મોર્નિંગ્ટન ઇ. સ. ૧૭૯૮ માં હિંદમાં આવ્યો. ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન મિ. પિટ તેનો મિત્ર હતો. મોર્નિંગ્ટન બોર્ડ ઓવ કંટ્રોલનો સભ્ય હતો તેથી હિંદની બાબતોનો અનુભવી હતો. તેની ઇંગ્લંડની કારકીર્દી ઝળકતી હતી. મેજર કિલ્પાટ્રિક કે જેણે નિઝામ અને સિંધીઆની સારી નોકરી કરી હતી તે વેલેસ્લીનો મદદગાર હતો.

૨. હિંદની પરિસ્થિતિ—સર જોન શોરની રાજનીતિથી હિંદના રાજારજવાડાઓ પોતાના બળમાં વધારો કરતા હતા. ટીપુ સુલતાન, હૈદરાબાદનો નિઝામઅલી, મરાઠાનો આગેવાન નાનાફડનવીસ અને અફઘાનો અંગ્રેજોની વિરુદ્ધમાં હતા. ફ્રેન્ચો અંગ્રેજોના કટ્ટા શત્રુ હતા. નિઝામ પોતાનું ૧૫ હજારનું લશ્કર રેમન્ડ નામના એક ફ્રેન્ચ અમલદારને રાખી કેળવતો હતો. સિંધિઆ પણ ફ્રેન્ચ અમલદારોના હાથ નીચે પોતાનું લશ્કર કેળવતો હતો. ઘરડો, આંધળો અને નિરાધાર શાહઆલમ સિંધિઆના કબજામાં દિલ્હીમાં કેદી હતો. મરાઠાઓ તેની પાસે સહી કરાવી ધારેલું કામ કરી શકતા હતા. હિંદની આવી અવ્યવસ્થા જોઇ વેલેસ્લીને એક સર્વોપરિ સત્તાની જરૂર જણાઈ.

**૩.—સાહાય્યકારક સૈન્યની યોજના**—હિંદમાં રાજ્યકર્તા તરીકે સૌથી લાયક અંગ્રેજો હતા, તેથી વેલેસ્લીએ કંપનીને કૈસરે હિંદ બનાવવાની એક યોજના ઘડી કાઢી. દેશી રાજ્યમાં બ્રિટિશ લશ્કર અને રેસિડેન્ટ રાખવા નક્કી કર્યું, અને દેશી રાજાઓ પાસેથી તે બદલ ખર્ચ લેવાનો ઠરાવ કર્યો. દેશી રાજા મરજી પ્રમાણે રાજ કરવા છૂટો હતો પણ કોઇ પણ રાજા સાથે લડાઇ કે સંધિ કરવાનો તેને હક નહોતો. વેલેસ્લીએ દેશી રાજાઓની પાસે પોતાના રાજમાંથી ફ્રેન્ચ અમલદારોને રજા આપવાની તથા શત્રુથી સ્વરક્ષણ કરવા સાહાય્યકારક સૈન્યની યોજના સ્વીકારવાની માગણી કરી, તથા માગણીનો અનાદર કરનારની સાથે વિગ્રહ કરવાનો નિશ્ચય કીધો.



માર્કિવસ વેલેસ્લી.

**૪. નિઝામ સાથે નવો કરાર**—વેલેસ્લીના વખતમાં ફ્રેન્ચોની ઘણી બીક હતી, કારણ કે નેપોલિઅન બોનાપાર્ટ મિસર સુધી આવી પહોંચ્યો હતો, અને હિંદમાં પણ આવવાની વકી હતી. આ કારણથી વેલેસ્લીએ નિઝામ સાથે નવા કરાર કરવા ઇચ્છયું. નિઝામે અંગ્રેજોની માગણી સ્વીકારી ફ્રેન્ચ અમલદારોને રજા આપી અંગ્રેજ અમલદારોને ફરીથી જગાઓ આપી.

**૫. ૪ થો મ્હેસુર વિગ્રહ ઇ. સ. ૧૭૯૯**—ટીપુ ઇ. સ.

૧૭૯૨ માં ખોએલા પોતાના પ્રાંતો પાછા ન મેળવાય ત્યાં સુધી રેશમની પથારીનો ત્યાગ કરી સુતરા ઉપર સુવાની પ્રતિજ્ઞા લઇ રાત દિવસ લશ્કર કેળવતો હતો. તેણે લશ્કરની તથા સાહિત્યની મદદ માટે ફ્રેન્ચ સરકાર સાથે પત્રવહેવાર કીધો હતો. આ પત્રો પકડાયા હતા. મોરિશિઅસની સરકારે તેને ૧૦૦ ફ્રેન્ચોની મદદ મોકલી હતી. ટીપુને નમાવવા જનરલ હૅરિસની સરદારી નીચે એક લશ્કર ગયું હતું, અને બીજું જનરલ સ્ટુઅર્ટની સરદારી નીચે મુંબઇથી નીકળી કુર્ગમાં થઇને મલબાર કાંઠે ચાલ્યું. ટીપુ સદાશીર આગળ જનરલ સ્ટુઅર્ટને મળ્યો, પણ તે હાર્યો. તે પછી તેને જનરલ હૅરીસે માલવેલી આગળ હરાવ્યો. તે પછી ટીપુ શ્રીરંગપટ્ટનમાં ભરાયો. અંગ્રેજોએ શહેરને ઘેરો ઘાલ્યો, અને ટીપુ લડતાં મરાયો. અંગ્રેજોએ ટીપુના બે છોકરાઓને સારૂં વર્ષાસન બાંધી આપી વેલોરમાં રાખ્યા, અને કાનડા, કોઇમટુર પોતે રાખી બાકીના મુલક પર જુના હિંદુ રાજાના કૃષ્ણરાવ નામના પાંચ વર્ષના બાળકને ગાદીએ બેસાડયો, તેની વતી દીવાન પૂર્ણિઆ અને ગવર્નર જનરલનો ભાઇ આર્થર વેલેસ્લી અમલ કરતા હતા. અંગ્રેજો આ વિગ્રહથી દખ્ખણમાં બળવાન થયા, અને લૉર્ડ મૉર્નિંગ્ટન પોતાની સારી નોકરીથી માર્કિવસ ઑફ્ વેલેસ્લી નામથી ઓળખાયો.

૬. **મદ્રાસ ઇલાકાની પૂર્ણતા**—કર્ણાટકમાં મહમ્મદઅલીનો દીકરો ઉમદાત ઉલ-ઉમરા ખરાબ રીતે કારભાર કરતો હતો. તે ટીપુના પક્ષમાં ભળ્યો હતો. તેના મરણથી ગવર્નર જનરલે ઈ. સ. ૧૮૦૧ માં કર્ણાટક ખાલસા કર્યો. તાંજોરનો રાજા મરણ પામ્યો, અને ગાદી માટે તેની બે દીકરીઓ લડતી હતી, તેથી અંગ્રેજોએ તે મુલક પણ ખાલસા કર્યો. વારસોને વર્ષાસન બાંધી આપવામાં આવ્યા. નિઝામે સાહાય્યકારક સૈન્યના ખર્ચ પેટે ટીપુના રાજ્યમાંથી મળેલા બલ્લારી, કડપા અને ગુટી અંગ્રેજોને આપ્યા. હજી પણ તે આપી દીધેલા પ્રાંતો તરીકે ઓળખાય છે. આ રીતે ઇ. સ. ૧૮૦૨ માં મદ્રાસ ઇલાકો પુરો થયો.

**૭. વાયવ્ય પ્રાંતોની શરૂઆત**—અયોધ્યાના નવાબે સીખ અને અફઘાન હુમલાઓથી રક્ષણ મેળવવા સાહાય્યકારક સૈન્યની યોજના સ્વીકારી તથા તે પેટે તેણે રોહિલખંડ અને દોઆબ અંગ્રેજોને આપ્યા આ પ્રમાણે વાયવ્ય પ્રાંતોની શરૂઆત થઇ.

**૮. વસાઇના કરાર,** ઇ. સ. ૧૮૦૨–નિઝામ, મ્હૈસુરના રાજા, અયોધ્યાના નવાબ અને રજપુતોએ અંગ્રેજોની માગણી સ્વીકારી. હવે મરાઠાઓ અલગ હતા. તેઓમાં કુસંપ હતો તેથી પૂનાના પેશ્વા બાજીરાવ બીજાએ વસાઇ મુકામે અંગ્રેજો સાથે કરાર કરી સાહાય્યકારક સૈન્યની યોજના સ્વીકારી.

**૯. મરાઠા બીજો વિગ્રહ,** ઇ. સ. ૧૮૦૩–અંગ્રેજોએ દોલતરાવ સિંધીઆ અને રાઘોજી ભોંસલેને હરાવ્યા. સિંધીઆએ સાહાય્યકારક સૈન્યની યોજના સ્વીકારી જમનાની ઉત્તરના દિલ્હી અને આગ્રાના પ્રાંતો તથા ભરૂચ અંગ્રેજોને આપ્યાં, ઇ. સ. ૧૮૦૩. ભોંસલેએ પણ બાલાસોર સહિતનો કટક પ્રાંત અંગ્રેજોને આપી સલાહ કરી. ગાયકવાડે પણ વાર્ષિક ૧૨ લાખ રૂપીઆની આવકનો ગુજરાત પ્રાંત અંગ્રેજોને આપી સલાહ કરી. ઇ. સ. ૧૮૦૫ (જુઓ પૃષ્ઠ ૧૮૯ મું.)

**૧૦. મરાઠા ત્રીજો વિગ્રહ** ઇ. સ. ૧૮૦૪–૧૮૦૫ આ વિગ્રહમાં અંગ્રેજો હોલ્કર સાથે લડયા; પણ તેણે સાહાય્યકારક સૈન્યની યોજના સ્વીકારી નહિ, તેથી વિગ્રહ ચાલુ રહ્યો. (જુઓ પૃષ્ઠ ૧૯૧ મું.)

**૧૧. સર આર્થર વેલેસ્લી** કે જે પાછળથી ડયુક ઓફ વેલીંગ્ટન નામે ઓળખાયો તે માર્કિવસ વેલેસ્લીનો લઘુ ભ્રાતા હતો. તેણે ઇ. સ. ૧૭૯૭ માં હિંદમાં આવી નિઝામે સ્વીકારેલા સહાય્યકારક સૈન્યના નેતા તરીકે ચોથા મ્હૈસુર વિગ્રહમાં ભાગ લીધો હતો. ટીપુના મરણ પછી તે મ્હૈસુરનો કારભાર કરતો હતો. તેણે બીજા મરાઠા વિગ્રહ વખતે અહમદનગર કબજે કરી સિંધીઆ અને ભોંસ-

લેનાં સંયુક્ત સૈન્યને અસાઇના યુદ્ધમાં હરાવ્યાં હતાં તે ઇ. સ. ૧૮૦૫ માં ઇંગ્લાંડ ગયો. ત્યાં તે ધીમે ધીમે ઈંગ્લંડનો પ્રધાન થયો હતો.

૧૨. લૉર્ડ લેઇક નામના મહાન અંગ્રેજ જનરલે બીજા અને ત્રીજા મરાઠા વિગ્રહ વખતે અલીગઢ જીતી દિલ્હી અને આગ્રાનો કબજો લીધો હતો. તેણે લાસ્વારી (૧૮૦૩) અને દીગ (૧૮૦૪) ના વિગ્રહમાં બહાદુરી બતાવી હતી, તેણે ફરૂકાબાદ આગળ હોલ્કરને હરાવી ભરતપુરને ઘેર્યું, પણ તે તે લઇ શકયો નહિ. નવા ગવર્નર જનરલના વખતમાં તે પોતાની મરજી મુજબ વર્તી શકયો નહિ તેથી રાજીનામું આપી ઇંગ્લંડ ગયો.

૧૩. વેલેસ્લીએ મેળવેલા અન્ય પ્રાંતો— વસાઇના કરારથી વાર્ષિક ૨૬ લાખની આવકના વસાઈ અને સાલ્સેટ ટાપુઓ મળ્યા હતા. રજપૂતોએ સાહ્યકારક સૈન્ય સ્વીકારી કેટલાક પ્રાંતો આપ્યા હતા. સુરતનો નવાબ મરણ પામ્યો તેથી અંગ્રેજોએ ઇ. સ. ૧૭૯૯માં તે ભાગ ખાલસા કર્યો, અને નવાબના વારસને પેન્શન આપ્યું- ઇ. સ. ૧૭૯૯.

૧૪. વેલેસ્લીનો કારભાર—વેલેસ્લી "કંપનિના વંશનો અકબર" હતો. તેણે કલાઇવનું સ્થાપેલું રાજ્ય વધાર્યું, અને કંપનિને વાસ્તવિક રીતે કૈસરે હિંદ બનાવી. તેણે કલકત્તામાં કંપનિના નવા આવનાર નોકરોને ઇતિહાસ, હિંદી ભાષાઓ, અને રાજદ્વારી બાબતોનું જ્ઞાન આપવા એક પાઠશાળા સ્થાપી હતી. તેના બાહોશીભર્યા કારભારથી કંપનિ હિંદની માલીક થઇ. જ્યારે તેણે હિંદ છોડયું ત્યારે માત્ર હોલ્કર અને સીખ પર અંગ્રેજ સત્તા નહોતી.

૧૫. વેલેસ્લીનું ગમન—વેલેસ્લીની રાજનીતિથી કોર્ટ ઓવ ડિરેકટર નાખુશ થઇ, તેણે ઘણો ખર્ચ કર્યો, અને વેપારને મોટું નુકસાન થયું. આથી તે રાજીનામું આપી ઈ. સ. ૧૮૦૫માં ઈંગ્લંડ ગયો. આ અરસામાં હોલ્કર સાથેનો વિગ્રહ ચાલુ હતો. વેલેસ્લી ઇ. સ. ૧૮૪૨માં ૮૩ વર્ષની વયે મરણ પામ્યો.

## પ્રશ્નો.

૧. માર્કિવસ વેલેસ્લીના કારભારના આરંભમાં હિંદની હાલત કેવી હતી ?
૨. સાહાય્યકારક સૈન્યની યોજના તથા તેથી થએલી અસર સમજાવો.
૩. ચોથા મ્હૈસુર વિગ્રહનું વર્ણન કરો.
૪. વેલેસ્લીએ હિંદમાં બ્રિટિશ રાજ્યની ઇમારત કેવી રીતે ચણી ?
૫. આર્થર વેલેસ્લી અને લૉર્ડ લેઇક વિષે તમે શું જાણો છો ?
૬. હિંદુસ્તાનના નકશાનો સ્કેચ કરી તેમાં વેલેસ્લીના વખતનું બ્રિટિશ હિંદ બતાવો.



## પ્રકરણ ૫૦ મું.

### લૉર્ડ કૉર્નવૉલિસ અને સર જ્યૉર્જ બાર્લો. ૧૮૦૫-૧૮૦૭.

### ૫. લૉર્ડ કૉર્નવૉલિસ ફરીથી ઇ. સ. ૧૮૦૫.

કોર્ટ ઑવ ડિરેક્ટરે ત્રીજા મરાઠી વિગ્રહમાં કર્નલ મોન્સનની હારના સમાચાર સાંભળી હિંદમાં સલાહશાંતિ જાળવવા લૉર્ડ કૉર્નવૉલિસને ફરીથી મોકલ્યો. લૉર્ડ કૉર્નવૉલિસે કલકત્તે આવી લૉર્ડ લેઇક પર કાગળ લખ્યો કે **હિંદુસ્તાન સિંધીઆને સોંપવું અને હોલ્કર સાથે સલાહ કરી દેવી.** ગવર્નર જનરલ વૃદ્ધ હતો. તે ૧૦ અઠવાડીઆં પછી ગંગામાં હોડીમાં બેસી લૉર્ડ લેઇકને મળવા વાયવ્યમાં જતો હતો, એમાં ઇ. સ. ૧૮૦૫ ના ઑક્ટોબરની ૫મી તારીખે ગાઝીપુર આગળ મરણ પામ્યો.

**સર જ્યૉર્જ બાર્લો ઇ. સ. ૧૮૦૫-૧૮૦૭.—**

**(૧) રાજનીતિ**—સર જ્યોર્જ બાર્લો કૌંસિલનો જુનો

સભ્ય હતો. તે કામચલાઉ ગવર્નર જનરલ નીમાયો. તે કૉર્નવૉલિસના જેવો હતો. તેને દેશી રાજ્યમાં માથું ન મારવાનો અને સ્વસંસ્થાન સાચવી બેસી રહેવાનો હુકમ મળ્યો હતો. તેણે જયપુરના મહારાજાને અને અન્યને કહ્યું કે કંપનિ મરાઠાથી તમારૂં રક્ષણ કરશે નહિ. આ પ્રમાણે વેલેસ્લીના કરાર રદ કરવામાં આવ્યા.

( ૨ ) **વગર શરતે સલાહ**—ઇ. સ. ૧૮૦૫–૧૮૦૬–સર જ્યોર્જ બાર્લોએ ડિરેક્ટરોની સલાહ મુજબ હોલ્કર, સિંધીઆ, અને ભરતપુરના રાજા સાથે વગર શરતે સલાહ કરી. આ નીતિનું પરિણામ એ થયું કે સાહાય્યકારક સૈન્યની યોજના સ્વીકારનાર રાજારજવાડાઓ બળવો અને લડાઇ કરવાની તૈયારી તથા અંગ્રેજોની શક્તિ વિષે હલકો વિચાર કરવા લાગ્યા. જશવંતરાવ હોલ્કરે બુન્દીના રાજાને ઘણો હેરાન કર્યો, અને તેણે જયપુરના રાજા પાસેથી ૧૮ લાખ રૂપીઆ લીધા. નિઝામે પણ નવી જીતો કરવા માંડી.

( ૩ ) **વેલોરનું બંડ, ઈ. સ. ૧૮૦૬**—મદ્રાસના મુખ્ય સેનાપતિએ દેશી સિપાઇઓને એકજ જાતની પાઘડી પહેરવા હુકમ કર્યો. તેથી સરકાર અમને ખ્રિસ્તી કરવા માગે છે, એવી ગેરસમજુતથી વેલોરના સિપાઇઓએ જુલાઇની ૧૦ મીએ બળવો કરી ૧૧૨ યુરોપિયનને મારી નાખ્યા. કર્નલ ગીલેસ્પીએ આર્કટથી આવી બળવો સમાવ્યો; અને ટાપુના છોકરાઓ પર શક આવવાથી તેમને કલકત્તે રાખ્યા. કંપનિના ડિરેક્ટરોએ મદ્રાસના ગવર્નર લૉર્ડ વિલિઅમ બેન્ટીકને તથા બળવા માટે મુખ્ય જવાબદાર મુખ્ય સેનાપતિ સર જોન ક્રેડકને પાછા બોલાવ્યા.

(૪) **સર જ્યોર્જ બાર્લો–મદ્રાસનો ગવર્નર**—લૉર્ડ મિન્ટો ગવર્નર જનરલ નીમાયો તેથી સર જ્યોર્જ બાર્લોને મદ્રાસનો ગવર્નર નીમ્યો.

## ૬. લૉર્ડ મિન્ટો, ઇ. સ. ૧૮૦૭-૧૮૧૩.

૧. **લૉર્ડ મિન્ટો**—ઈ. સ. ૧૮૦૭ ના જુલાઇમાં હિંદમાં આવ્યો. તે પ્રથમ બૉર્ડ ઑવ કન્ટ્રોલનો પ્રમુખ હતો. દેશી રાજ્યમાં માથું ન મારવાનો ઠરાવ કરી તે હિંદમાં આવ્યો હતો. પણ હિંદની હાલત જોઇ તેને પોતાનો વિચાર બદલવો પડયો.

૨. **હિંદની હાલત**—આ અરસામાં રજપુતો ઘણા દુઃખી હતા. સિંધિઆ અને હોલ્કર એકત્ર થઇ રજપુતોને પીડવા લાગ્યા, શહેરો ઉજાડ થયાં, રસ્તાઓ ઉપર વેપાર બંધ થયો, ખેતરો પડતર રહ્યાં, અને મંદિરો તથા મહેલો જમીનદોસ્ત થયાં. ટોંકમાં અમીરખાન નામે સરદાર ઉભો થયો. તેની સરદારી નીચે પિંઢારા ત્રાસ વર્તાવવા લાગ્યા.

૩. **બુંદેલખંડના રાજાને વશ કર્યો**,—ઈ. સ. ૧૮૦૭-૧૮૧૨. સર જ્યોર્જ બાર્લોના અમલમાં બુંદેલખંડ લુટારાઓનો વાસો હતું. તેઓને વશ કરવા કર્નલ માર્ટીન્ડેલને મોકલ્યો, તેણે ઇ. સ. ૧૮૦૭ થી ૧૮૧૨ સુધી લુટારાઓના પહાડી કિલ્લા જીતી લીધા. કલિંજરનો કિલ્લો હાથમાં આવતાં લુટારાઓ શરણે આવ્યા, અને દેશમાં શાંતિ સ્થપાઈ.

૪. **રજપુતાનામાં મુલકી વિગ્રહ**—જયપુર અને જોધપુરના રાણાઓ ઉદેપુરના રાણાની કૃષ્ણાકુમારી નામની પુત્રીને પરણવા એક બીજા સામે લઢયા. લગભગ બધા રજપુત સરદારોએ વિગ્રહમાં ભાગ લીધો. જયપુર, જોધપુર અને ઉદેપુરના રાજાઓએ અંગ્રેજો મદદની માગણી કરી, પણ લૉર્ડ મિન્ટોએ મદદ કરવા ના પાડી. એટલામાં કુંવરીએ ઝેર પીને દેહ-ત્યાગ કીધો, તેથી રજપુતાના ઇ. સ. ૧૮૧૦ માં મુલકી વિગ્રહથી મુકત થયો.

૫. **અમીરખાનને વશ કર્યો**—અમીરખાન નામનો અફઘાન સરદાર ત્રીજા મરાઠા વિગ્રહ વખતે હોલ્કરના પક્ષમાં રહી અંગ્રેજો

સાથે લડ્યો હતો. તેણે ઇ. સ. ૧૮૦૯ માં વરાડના રાજા પર ચઢાઇ કરી. રાજાએ તેને હરાવ્યો. લૉર્ડ મિન્ટોએ રાજાની મદદમાં લશ્કર મોકલ્યું, તેથી અમીરખાન હોલ્કરને આશ્રે ઇંદોર ગયો. જશવંતરાવ હોલકરના મરણ પછી સંસ્થાનમાં એક મરાઠાનો અને બીજો પઠાણનો એમ બે પક્ષ પડયા. અમીરખાને સ્વતંત્ર સંસ્થાન સ્થાપી જયપુર જીત્યું હતું, મિન્ટોએ તેમાં હાથ ઘાલ્યો નહોતો. હવે કોલ્હાપુર અને સાવંતવાડીના રાજાઓએ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો, પણ બૉર્ડ ઑાવ કન્ટ્રોલના હુકમથી તેમને અંગ્રેજોએ દાબી દીધા.

૬. **સરહદ પરનાં સંસ્થાનો સાથે સલાહ**—ઇરાનના શાહે **રશિઆ** સાથેના વિગ્રહમાં પોતાના કેટલાક પ્રાન્ત ખોયા હતા. તેણે **નેપોલિઅન બોનાપાર્ટની** મદદ માગી. નેપોલિઅને એક ટુકડી ઇરાન મોકલી. ફ્રેન્ચોની બીકથી બચવા લોર્ડ મિન્ટોએ સર જોન માલ્કમને ઇરાન, એલ્ફિન્સ્ટનને અફઘાનિસ્તાન, અને મેતકાફને પંજાબમાં એલચી તરીકે મોકલી મૈત્રીનો સંબંધ બાંધ્યો; તથા પોતાની અને સીખોની વચ્ચે સતલજની હદ ઠરાવી. સતલજની પૂર્વના સીખો ઇ. સ. ૧૮૦૯ માં જાતેજ બ્રિટિશ રક્ષણ નીચે આવ્યા.

(૭) **ત્રાવણકોરના બનાવ,**—ઇ. સ. ૧૮૦૮–૧૮૧૩–ત્રાવણકોરનો રાજા સાહાય્યકારક સૈન્યનો ખર્ચ આપવા અશક્ત થયો. તે અંગ્રેજોથી સ્વતંત્ર થવાના વિચારે સામો થયો. કર્નલ **લીગરે** તેના પ્રધાનને હરાવી ત્રાવણકોરમાં બ્રિટિશ **અમલ** ચલાવ્યો; પણ તે ઇ. સ. ૧૮૧૩ માં તેના રાજાને પાછું આપવામાં આવ્યું.

(૮) **કંપનિના મદ્રાસના અમલદારોનો બળવો, ઈ. સ. ૧૮૦૯**—ડિરેકટરોની સલાહ મુજબ સર જ્યોર્જ બાર્લોએ મદ્રાસના લશ્કરી અમલદારોના કુટુંબના પોષણ માટે અપાતો ખર્ચ કમી કર્યો, તેથી અમલદારોએ બળવો કર્યો. બળવો સમાવી દેવામાં આવ્યો, પણ સર જ્યોર્જ બાર્લોને પાછો બોલાવવામાં આવ્યો.

(૯) **મોરિશ્યસની જીત, ઇ. સ. ૧૮૧૦**—યુરોપમાં અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે વિગ્રહ સળગ્યો તેથી મોરિશ્યસ અને બુર્બોનના ફ્રેંચોએ અંગ્રેજ કંપનિનાં વહાણો પર હલ્લો કર્યો. લોર્ડ મિન્ટોએ ત્યાં લશ્કર મોકલ્યું. તેણે તે બેટો સહેલાઇથી જીતી લીધા; પણ મોરિશ્યસ ખાલસા કરી બુર્બોન ફ્રેંચોને ઇ. સ. ૧૮૧૪માં પાછો આપ્યો.

(૧૦) **જાવાની જીત**—થોડા વખત પછી નેપોલિઅને હોલેંડ પર હલ્લો કર્યો, તેથી લૉર્ડ મિન્ટોએ પૂર્વના અગત્યના ડચ સંસ્થાન જાવા પર લશ્કર મોકલ્યું; અને પોતે સ્વયંસેવક તરીકે સાથે ગયો. અંગ્રેજોએ જાવા સ્હેલાઇથી જીત્યું, પણ હોલેંડ સાથે સલાહ થતાં જાવા ઇ. સ. ૧૮૧૬માં પાછું આપ્યું.

(૧૨) **લોર્ડ મિન્ટોનું ગમન**—લૉર્ડ મિન્ટો ઇ. સ. ૧૮૧૩ ના અંતમાં ઇંગ્લંડ ગયો, અને બીજે વર્ષે મરણ પામ્યો. તે તે અરસાનો એક મહાન રાજદ્વારી નર હતો. તેણે સરહદ પરનાં સંસ્થાનો સાથે મૈત્રીનો સંબંધ બાંધી બ્રિટિશ હિંદમાં શાંતિ સ્થાપી, તથા હિંદમાં ભાષા-સાહિત્યનો અભ્યાસ વધાર્યો. તેના રાજ્યકાળમાં ઇંગ્લંડના સમજદાર માણસોએ જાહેર કેળવણીનો વિચાર કર્યો. ઇ. સ. ૧૮૧૩ના ફેરફાર પ્રમાણે કંઇક રકમ કેળવણી પેટે જુદી કાઢી, અને સ્કૂલ માસ્તરો તથા પાદરીઓને હિંદમાં વસવાની પરવાનગી મળી.

(૧૧) **કંપનિના પટામાં ફેરફાર, ઈ. સ. ૧૮૧૩**—આ પરવાનાથી ઇ. સ. ૧૭૯૩ના પરવાનાનો અંત આવ્યો, અને નવો પરવાનો ૨૦ વર્ષ માટે મંજુર થયો. આ મંજુરીથી ખાનગી બ્રિટિશ વેપારીઓ માટે હિંદનો વેપાર ખુલ્લો થયો. કંપનિને વેપાર કરતાં રાજ્ય પર વધુ ધ્યાન દેવાની ફરજ પાડી, અને તેને ચીન સાથે વેપારની મંજુરી મળી. બ્રિટિશ રૈયતને પરવાનગી મેળવી હિંદમાં વસવાની છુટ મળી. હિંદીઓની કેળવણી માટે એક લાખ રૂપીઆ મંજુર થયા. આ પરવાનાથી કંપનિનો હિંદનો વેપાર મંદ બન્યો, અને ૨૦ વર્ષ પછી તેનો અંત આવવાનો હતો.

## પ્રશ્નો.

૧. સર જ્યૉર્જ બાર્લોની રાજનીતિ તથા તેનું આવેલું પરિણામ સમજાવો.

૨. લૉર્ડ મિન્ટોના આરંભકાળે હિંદની હાલત કેવી હતી ?

૩. લૉર્ડ મિન્ટોએ કરેલા સુધારા તથા સને ૧૮૧૩માં થએલા કંપનિના નવા પરવાનાનું વર્ણન કરો.



## કંપનિ હિંદમાં મુખ્ય સરદાર તરીકે: લૉર્ડ હેસ્ટિંગ્સથી લૉર્ડ ડેલહાઉસી સુધી.



## પ્રકરણ ૫૨ મું.

### માર્કિવસ ઓવ હેસ્ટિંગ્સ ( લોર્ડ મોયરો ) ઇ સ. ૧૮૧૩–૧૮૨૩.

૧. અર્લ ઓવ મોયરો નામનો એક અંગ્રેજ અમીર અમેરિકાના સ્વાતંત્ર્યના યુદ્ધમાં અને ફ્રેંચોની સામે હોલેંડના પક્ષમાં હિંમતભર્યો ભાગ ભજવ્યો હતો. વોરન હેસ્ટિંગ્સ સાથે તેને કંઇપણ સગપણ નહોતું. તે બહાદુર યોધ્ધો અને બાહોશ રાજદ્વારી નર હતો. ઉચ્ચ નીચ સર્વ તેને ચહાતાં હતાં. તે ગવર્નર જનરલ નીમાયો, અને ઇ. સ. ૧૮૧૩માં કલકત્તા આવ્યો.

૨. **હિંદની હાલત**—અંગ્રેજોની તટસ્થ રાજનીતિના પરિણામે ઉત્તરમાં ગુરખા લોકો બ્રિટિશ હિંદને હેરાન કરતા હતા. મધ્યમાં

પિંઢારા લોકો ત્રાસ વર્તાવતા હતા, અને દખ્ખણમાં મરાઠાઓ જોર પર આવ્યા હતા. લોર્ડ હેસ્ટિંગ્સે ઇંગ્લંડમાં માર્કિવસ ઓવ વેલેસ્લીની રાજ્યપદ્ધતિ પર ટીકા કરી હતી, પણ હિંદની પરિસ્થિતિ વિચારી તેને વેલેસ્લીને પગલે ચાલવાની જરૂર જણાઇ, અને તેમ કરવાની તેણે ઇંગ્લંડની સરકારની મંજુરી પણ મેળવી-



માર્કિવસ-ઓવ હેસ્ટિંગ્સ.

૩. **નેપાળ વિગ્રહ**, ઇ.સ. ૧૮૧૪-૧૮૧૬—નેપાળમાં નેવાર જાતના શાંત અને ઉદ્યોગી લોકો વસતા હતા. તેઓએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો. આશરે ૧૮ મા સૈકાના મધ્ય ભાગમાં કાશ્મીરમાંથી રજપુત અને બ્રાહ્મણોની લડાઇપ્રિય જાતો નેપાળમાં આવી. તેમણે દેશ જીત્યો, અને તે ગુરખા નામે ઓળખાઇ. તેઓએ પૂર્વમાં સીકિમ સુધી અને પશ્ચિમમાં કમાઉન સુધી દેશ જીત્યો. વળી તેઓએ ઉત્તરમાં ટિબેટનું લ્હાસા લુટયું પણ ચિનાઇ લશ્કરે તેમને પાછા હાંકી કાઢયા. ગુરખાઓએ સર જ્યૉર્જ બાર્લો અને મિન્ટોના જમાનામાં અંગ્રેજોનાં આશરે ૨૦૦ ગામડાં કબજે કર્યાં હતાં. વળી તેઓએ અંગ્રેજોએ ઇ. સ. ૧૮૦૧ માં મેળવેલા અયોધ્યાના બે પ્રાંતો ખાલસા કર્યા. તે પ્રાંતો વગર તકરારે પાછા આપવા લોર્ડ મિન્ટોએ ગુરખાઓને ફરમાવ્યું. અંગ્રેજો પોતાના પહાડી પ્રદેશમાં આવી શકશે નહિ એવા વિચારે

નેપાળની સરકારે હુકમનો અનાદર કર્યો, તેથી લૉર્ડ મોયરાએ તે પ્રાંતો કબજે કરવા લશ્કર મોકલ્યું. ગુરખાઓએ આશરે ૧૮ પોલીસ અમલદારોને મારી નાખ્યા, તેથી વિગ્રહ સળગી ઉઠ્યો.

અપરિચિત રસ્તાઓમાં થઇ પહાડી પ્રદેશમાં જવું એ કામ મુશ્કેલ હતું લૉર્ડ મોયરાએ જનરલો ગિલેસ્પી, વૂડ, મોર્લી અને ઑકટર્લોનિની સરદારી નીચે ૪ સૈન્ય જુદે જુદે રસ્તે નેપાળમાં મોકલ્યાં. જનરલ ગિલેસ્પીએ કલિંગ કિલ્લો જીતવા પ્રયત્ન કર્યો, પણ તે માર્યો ગયો. બીજાં બે સૈન્ય પણ નિષ્ફળ નીવડયાં, પરંતુ જનરલ ડેવિડ ઑકટર્લોનિની સરદારી નીચેના ચોથા લશ્કરે ગુરખા સરદાર અમીરસિંહને હરાવી મલાઉન કિલ્લો જીતી લીધો. આ લડાઇમાં ગવર્નર જનરલે જાતે મદદ કરી હતી. ગુરખા આલ્મોરા આગળ હાર્યા અને અંગ્રેજોએ કમાઉન પ્રદેશ જીતી લીધો. મકવાનપુરની લડાઇમાં અંગ્રેજોએ હરિહરપુર કિલ્લો જીત્યો તેથી ઇ. સ. ૧૮૧૬ માં ગુરખાઓએ સેગાઉલી મુકામે કરાર કર્યા. આ કરારથી નેપાળના રાજાએ અંગ્રેજોના સહાયક સિકીમના રાજાની સ્વતંત્રતા સ્વીકારી, અને અંગ્રેજોને ગ્રાગ્રા તથા સતલજની વચ્ચેનો કમાઉન પ્રદેશ–સિમલા, મસુરી, નૈનિતાલ પરગણાં–અંગ્રેજોને આપ્યો; ઉપરાંત તેરાઇનો મુલક પણ આપ્યો. રાજાએ ખટમંડુમાં અંગ્રેજ રેસિડંટ સ્વીકાર્યો. આ વિગ્રહથી અંગ્રેજો ઇશાન સરહદના ભયથી મુક્ત થયા. ગુરખા લોકોએ વફાદારીથી બ્રિટિશ સરકારની લશ્કરી નોકરી સ્વીકારી, અને ઇ. સ. ૧૮૫૭ માં તથા અર્વાચીન યુરોપીય વિગ્રહમાં અવર્ણનીય મદદ કરી.

કોર્ટ ઓવ ડિરેક્ટરે ગુરખા પરની જીતને કારણે અર્લ ઓવ મોયરા અને જનરલ ઑકટર્લોનિનાં ઘણાં વખાણ કર્યા, અને ગવર્નર જનરલને માર્કિવસ ઓવ હેસ્ટિંગ્સનો ઇલ્કાબ આપ્યો.

૩. **પિંઢારા**—હલકી જ્ઞાતિમાંથી એકઠા થએલા મરાઠા, અફઘાનો, અને જાટ લોકો લુટફાટ કરતા હતા, તેઓ પિંઢારા નામે

ઓળખાતા. તેઓ ચોમાસામાં સિંધિઆ તથા હોલ્કરને આસરે માળવામાં રહેતા, અને ત્યાર પછી લુટવા નીકળતા. તેઓ અનાજ લુટી લઈ ઘાસનો નાશ કરતા અને લુટ મેળવવા લોકોને ડામ દેતા હતા. તેઓ ક્રૂર રીતે જુવાન છોકરીઓને જીનની પેઠે ઘોડા પર બાંધી લઇ જતા. એક વખતે તેઓ મધ્ય હિન્દમાં થઇ પૂર્વ કાંઠે આવેલા ગંતુરમાં ગયા, ત્યાં તેઓના ત્રાસથી બચવા ગામના લોકોએ એક ઘરમાં ભેગા થઇ બળી મરવાનો વિચાર કર્યો હતો!

૪. **પિંઢારાને વશ કર્યા**—પિંઢારાઓએ ઇ. સ. ૧૮૧૬ માં હિંદને પૂર્વ કાંઠે જઇ મચ્છલીપટ્ટણના પડોસનો ભાગ ઉજડ કર્યો. તેઓના આગેવાન કરીમખાન, વસિલ મહમ્મદ, અને ચિતુ હતા. જ્યાં સુધી પિંઢરા વશ થાય નહિ ત્યાં સુધી હિંદમાં વાસ્તવિક શાંતિ સ્થપાય તેમ નહોતું: તેથી હેસ્ટિંગ્સે એક લાખ ૨૦ હજારનું લશ્કર એકઠું કરી માળવા ઘેરવાનો નિશ્ચય કર્યો. અર્ધું લશ્કર ગવર્નર જનરલની સરદારી નીચે ઉત્તરેથી અને બાકીનું સર ટૉમસ હિસ્લોપની સરદારી નીચે દક્ષિણથી આવ્યું. તેઓએ પિંઢારાને ઘેરી વશ કર્યા. ચિતુ જંગલમાં નાઠો તેને વાઘે ફાડી ખાધો. કરીમખાનને ટોંક સંસ્થાન આપ્યું. એક વર્ષમાં પિંઢારાના ત્રાસથી હિંદને બચાવવામાં આવ્યું. પછી પિંઢારા શાંત ખેડુત બન્યા.

૫. **રજપુતો સાથે કરાર**—રાજસ્થાન પર અંગ્રેજોનો દાબ નહોતો તેથી મરાઠા તથા પિંઢારા તેને હેરાન કરતા હતા. હેસ્ટિંગ્સે લુટારાથી રક્ષણ કરવાનું રજપુતોને વચન આપ્યું, તેથી રજપુતાનામાં શાંતિ સ્થાપન થઇ.

### ૬. ચોથો મરાઠા વિગ્રહ ઇ. સ. ૧૮૧૭.—

આ વિગ્રહમાં અંગ્રેજો પેશ્વા, ભોંસલે, અને હોલ્કર સાથે લડયા. પેશ્વાનો મુલક ખાલસા કર્યો, અને ઇ. સ. ૧૮૧૮ માં સિંધીઆ

પાસેથી અજમેરનો મુલક મેળવ્યો. હોલ્કર પાસેથી સાતપુડા પર્વતના પ્રાંતો, ખાનદેશ અને બીજા કેટલાક પ્રાંતો મળ્યા, તેથી મુંબઇ ઇલાકામાં વધારો થયો. ( જુઓ પૃષ્ઠ. ૧૯૧ થી ૧૯૩ ).

૭. **સર જોન માલ્કમ ૧૩ વર્ષની** વયે હિંદમાં આવ્યો હતો. તેણે મુલકી અને લશ્કરી ખાતામાં સારી કુશળતા મેળવી હતી. તે ઇ. સ. ૧૮૦૮ માં ઇરાનનો એલચી નીમાયો, અને ઇ. સ. ૧૮૧૨ માં ઇંગ્લંડ ગયો. તેણે ઇ. સ. ૧૮૧૫ માં ઇરાનનો ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો; અને ઇ. સ. ૧૮૧૭ માં હિંદમાં પાછા આવી પિંઢારા તથા મરાઠા વિગ્રહમાં ભાગ લીધો. તેણે હોલ્કરને માહિદપુર આગળ હરાવી મંદેસરના કરાર કર્યા હતા. તે પછી તે મધ્યહિંદનો મુલકી અને લશ્કરી અમલદાર થયો. તે ઇ. સ. ૧૮૨૧માં ઇંગ્લંડ ગયો અને મુંબઇનો ગવર્નર નીમાઈ ઇ. સ. ૧૮૨૭ માં પાછો આવ્યો. માલ્કમે ઇ. સ. ૧૮૩૦ માં છેલ્લી વખતે હિંદ છોડયું. તેણે લૉર્ડ કલાઇવનું જીવનચરિત્ર લખ્યું હતું. તે ઇ. સ. ૧૮૩૩ માં મરણ પામ્યો.

૮. **માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન ૧૮** વર્ષની વયે હિંદી મુલકી નોકરીમાં જોડાયો. તેણે ઇ. સ. ૧૮૩૦ ની આસાઇની લડાઇમાં સર આર્થર વેલેસ્લીને મદદ કરી હતી. તે ઇ. સ. ૧૮૦૯ માં એલચી તરીકે કાબુલ ગયો. અને શાહશુજા સાથે મૈત્રીનો સંબંધ બાંધ્યો. એ પછી તે પેશ્વાના રેસિડંટ તરીકે પૂનામાં રહેતા હતો. તેણે ઇ. સ. ૧૮૧૭ ની ખડકીની લડાઇથી પેશ્વાનો મુલક ખાલસા કર્યો. એલ્ફિન્સ્ટન ઇ. સ. ૧૮૨૦ માં મુંબઇનો ગવર્નર નીમાયો. તેણે ઇ. સ. ૧૮૨૭ સુધીના પોતાના રાજ્યકારભારમાં મુલકી, લશ્કરી, અને ધારાસંગ્રહમાં સુધારો કર્યો. જ્યારે તેણે હિંદ છોડયું ત્યારે બધી વર્ણના લોકોએ તેણે ઘણું માન આપ્યું. મુંબઇની એક પાઠશાળા હજી તેના નામે ઓળખાય છે. એણે ઇંગ્લંડ જઇ હિંદુસ્તાનનો ઇતિહાસ લખ્યો હતો. તે હિંદ અને કેનેડાનો ગવર્નર જનરલ નીમાયો હતો,

પણ નાદુરસ્ત તબિયતને લીધે તેણે તે જગાઓ સ્વીકારી નહોતી. તે ઇ. સ. ૧૮૫૯ માં મરણ પામ્યો હતો.

૯. **લૉર્ડ હેસ્ટિંગ્સના સુધારા**—કોર્ટ ઓવ ડિરેક્ટરને બંગાળાની રાજ્યપદ્ધતિ વિષે અનુભવ થયો હતો. તેથી તેણે ગામના મુખીઓ, કોટવાલ, અને પંચાયત મંડળ નીમવા ભલામણ કરી. હેસ્ટિંગ્સે નવા પ્રાંતોમાં તે પ્રમાણે સુધારા કર્યા. તેણે હિંદી અમલદારોની સંખ્યા વધારી અને મદ્રાસ ઇલાકામાં અમુક મુકરર મુદતને માટે જમીનના મહેસુલની વ્યવસ્થા ( રૈયતવારી ) કરી.

હેસ્ટિંગ્સ કેળવણીમાં સારો રસ લેતો. તેની મડમ કલકત્તાની કન્યાશાળાની ઉત્તેજક હતી. બાપ્તિસ્મા મિશનના સિરામપુરના પાદરીઓ બંગાળામાં નિશાળો ચલાવતા હતા, અને હિંદી ભાષાઓમાં પુસ્તકો છાપતા હતા આ અરસામાં કલકત્તાના આગેવાનોએ એક અંગ્રેજી પાઠશાળા સ્થાપી હતી.

હેસ્ટિંગ્સના વખતમાં સમાચાર દર્પણ નામનું પહેલું દેશી વર્ત્તમાનપત્ર પ્રસિદ્ધ થયું અને જમનાની નહેરમાં સુધારોવધારો થયો.

૧૦. **હેસ્ટિંગ્સનું ગમન**—કલાઇવ, વોરન હેસ્ટિંગ્સ, અને વેલેસ્લીના જેવો ચોથો મહાન નર હેસ્ટિંગ્સ હતો. તેણે બ્રિટિશ હિંદને નિર્ભય કર્યું, અને કંપનિને હિંદમાં સમર્થ સ્થિતિએ મૂકી. તે ઇ. સ. ૧૮૨૩ માં ઇંગ્લંડ ગયો અને ઘણું માન પામ્યો.

### પ્રશ્નો.

૧. અર્લ ઓફ મોયરાનું પ્રાથમિક જીવન અને તેના કારભારના આરંભની હિંદની હાલતનું વર્ણન કરો.

૨. સેગાઉલીના કરાર, પિંઢારા, સર જોન માલ્કમ અને એલ્ફિન્સ્ટન વિષે ટુંકી નોંધ કરો.

૩. લૉર્ડ હેસ્ટિંગ્સે કયા સુધારા કર્યા, તથા તેના ગમન વખતે બ્રિટિશ હિંદની સ્થિતિ કેવી હતી ?

૪. હિંદુસ્તાનના નકશાનો સ્કેચ કરી તેમાં હેસ્ટિંગ્સના વખતનું બ્રિટિશ હિંદ બતાવો.

---

# પ્રકરણ પર મું.

## લૉર્ડ ઍમ્હર્સ્ટ અને લૉર્ડ વિલિઅમ બેન્ટિક.

### ૮. લૉર્ડ ઍમ્હર્સ્ટ, ઇ. સ. ૧૮૨૩–૧૮૨૮.

(૧) **લૉર્ડ ઍમ્હર્સ્ટ** ચીનમાં એલચી નીમાયો હતો, તે ગવર્નર જનરલ નીમાયો. તે સાત મહીના સુધી હિંદમાં આવી શકયો નહિ. દરમિઆન કોંસિલના જુના સભ્ય મિ. ઍડમે ગવર્નર જનરલ તરીકે કારભાર કર્યો. કોઇપણ તેની સૂચનાનો અમલ કરતું નહોતું તેથી તે આબાદ થયો નહિ; પરિણામે લૉર્ડ એમ્હર્સ્ટ આવ્યો કે તરતજ બ્રહ્મી વિગ્રહ શરૂ થયો.

(૨) **કંપનિની સ્થિતિ**—આ અરસામાં હિંદમાં કંપનિની સ્થિતિ ઘણી મજબુત હતી. તિજોરીમાં બે કરોડ રૂપીઆ જમા હતા; અને વાર્ષિક ૨ કરોડની આવક હતી.

( ૩ ) **પહેલો બ્રહ્મી વિગ્રહ,** ઇ. સ. ૧૮૨૩–૧૮૨૬—ઇ. સ. ૧૭૫૩ માં આલોમ્પ્રા નામના એક બ્રહ્મી સરદારે આવામાં રાજ્ય સ્થાપ્યું. તેના પુત્રે આરાકાન, માર્તાબાન, અને તિનાસરીમ જીતી રાજ્ય વધાર્યું. મહાબંદુલા નામના બ્રહ્મી સરદારે ઇ. સ. ૧૮૨૨ માં આસામ, મણીપુર, અને કાચારનો મુલક જીત્યો. તેઓએ બંગાળી ઉપસાગરનો શાહપુર બેટ જીત્યો તેથી અંગ્રેજો સાથે વિગ્રહ થયો. રસ્તો અજાણ્યો, ભારે જંગલો, અને અભેદ્ય પર્વતોને કારણે ઘણી મુસ્કેલી નડી. બ્રિટિશ લશ્કર રંગુન આવી ઇરાવદીમાં થઇ આગળ વધ્યું. આ રસ્તે પણ ભારે વરસાદ નડયો. સર આર્ચિબલ્ડ કેમ્પબેલે મદ્રાસથી આવી રંગુન અને માર્તાબાન જીતી લીધાં, અને કેપ્ટન રિચાર્ડે આસામ જીત્યું. મહા બંદુલા સામે આવ્યો, પણ ઇ. સ. ૧૮૨૪ માં ડોનાબ્યુના યુદ્ધમાં મરાયો. આ વખતથી સલાહનું કામ ચાલ્યું, પણ બે વર્ષ સુધી કરાર પર સહી થઇ નહિ. વર્ષાઋતુ ઉતરી

હતી; તાવથી ઘણા સિપાઇઓ મરણ પામ્યા, અને ઘણો ખર્ચ થયો. કેમ્પબેલ ત્રીજે વર્ષે મહા પ્રયત્ને ઇરાવદીને રસ્તે યાન્દાબુ પહોંચ્યો. ત્યાં ઇ. સ. ૧૮૨૬ માં કરાર થયા; તેથી બહ્મી રાજાએ એક કરોડ રૂપીઆ, તથા આસામ, આરાકાન, અને તિનાસરીમ પ્રાંતો કંપનિને આપી આવામાં અંગ્રેજ રેસિડંટ સ્વીકાર્યો. આ જીતથી અંગ્રેજોએ પૂર્વ સ.૨૯૬ પર મુલક મેળવ્યો અને કંપનિ વિશેષ બળવાન થઇ.

(૩) **ભરતપુરની જીત,** ઇ. સ. ૧૮૨૮—ભરતપુરનો રાજા ઇ. સ. ૧૮૨૫ માં મરણ પામ્યો, તેથી તેનો નાનો પુત્ર બળદેવસિંહ ગાદીએ આવ્યો, પણ તેના પિત્રાઇ દુર્જનશાલે ગાદી માટે પ્રયત્ન કર્યો. ઍમ્હર્સ્ટે હકદાર વારસને ગાદી અપાવવા લડાઇ જાહેર કરી. લૉર્ડ કૉમ્બરમિઅરે ભરતપુરનો અજીત ગઢ જીત્યો, અને દુર્જનશાલને બનારસમાં કેદ કરી યોગ્ય વારસને ગાદીએ બેસાડયો, અને તેને મદદ કરવા કમિશન નીમ્યું. આ જીતથી અંગ્રેજોની કીર્તિ વધી; કારણ કે લૉર્ડ લેઇક ભરતપુર જીતવામાં ઇ. સ. ૧૮૦૫ માં નિષ્ફળ નીવડયો હતો.

(૪) **સર ડેવિડ ઑક્ટર્લોનિ** ૧૮ વર્ષની વયે કંપનિની નોકરીમાં જોડાયો હતો. તેણે બીજા મ્હૈસુર વિગ્રહમાં ઘણી બહાદુરી બતાવી હતી, અને જશવંતરાવ હોલ્કરને દહ્લી આગળ હરાવ્યો હતો. તે ઇ. સ. ૧૮ ૪ માં મેજર જનરલ થયો હતો. ગુરખા વિગ્રહનો જેતા તેજ હતો. ભરતપુરની જીત વખતે તે ઉત્તર હિંદનો પોલિટિકલ એજન્ટ ને ધી ગવર્નર હતો. ભરતપુરના કજીઆમાં ઍમ્હર્સ્ટ વચ્ચે પડયો, તેથી તે ઇ. સ. ૧૮૨૫ માં રાજીનામું આપી હૃદયભંગ થઇ બે માસમાંજ મરણ પામ્યો.

(૫) **રેગનલ્ડ હેબર** નામનો વિદ્વાન કવિ ઇ. સ. ૧૮૨૨ માં કલકત્તાનો બિશપ નીમાયો. તેણે આખા હિંદમાં મુસાફરી કરી દેશ લોકના રીતિરિવાજનું વર્ણન લખ્યું. તેની કાવ્યકૃતિને અંગ્રેજી

સાહિત્યના ઇતિહાસમાં સ્થાન મળ્યું છે. તે ઇ. સ. ૧૮૨૬ માં ત્રિચિનોપલીમાં મરણ પામ્યો.

(૬) **કર્નલ ટૉમસ મન્રો** ચોથા મરાઠા વિગ્રહમાં લડયો હતો. તે મદ્રાસ ઇલાકામાં ખેડુતો સાથે મુકરર મુદ્દતની મહેસુલની વ્યવસ્થા (રૈયતવારી) કરવામાં ખાસ પ્રસિદ્ધ થયો છે. તે મદ્રાસનો ગવર્નર નીમાઈ સારી ખ્યાતિ પામી ઇ. સ. ૧૮૨૭ માં મરણ પામ્યો.

(૭) લૉર્ડ ઍમ્હર્સ્ટની **નીતિ** વેલેસ્લી અને હેસ્ટિંગ્સની પેઠે હિંદમાં બ્રિટિશ રાજ્ય વધારી નિર્ભયતા પ્રાપ્ત કરવાની હતી. ભરતપુરની તકરારમાં શરૂઆતે તો તે ઑક્ટર્લોનિની વિરુદ્ધ પડયો હતો, પણ પોતાની ભૂલને વળગી ન રહેતાં તેણે યોગ્ય વારસનો પક્ષ ધર્યો હતો. તેના રાજ્યકાળમાં હિંદના ઘણા ભાગમાં દેવળો, પાઠશાળાઓ, રસ્તા, પૂલો એવાં અનેક જાહેર બાંધકામ કરવામાં આવ્યાં હતાં.

## ૯. લૉર્ડ વિલિઅમ બેન્ટિક, ઇ. સ. ૧૮૨૮–૧૮૩૫.

### (૧) લૉર્ડ વિલિઅમ બેન્ટિકનું પ્રાથમિક જીવન—

વિલિઅમ બેન્ટિક ડયુક ઑફ પોર્ટલૅન્ડનો બીજો પુત્ર હોઇ ઇ. સ. ૧૭૭૪ માં જન્મ્યો હતો. તે ઇંગ્લંડના રાજા ત્રીજા વિલિઅમના મિત્ર હેન્ડસ વિલિઅમ બેન્ટિક નામના વલંદા ગૃહસ્થના કુટુંબમાંથી ઉતરી આવ્યો હતો. વિલિઅમ બેન્ટિકે નાની વયે લશ્કરમાં જોડાઇ નેપોલિયન સામે યુદ્ધ કર્યું હતું યુરોપીય યુદ્ધમાં પ્રખ્યાતિ મેળવવાથી કોર્ટ ઑફ



લોર્ડ વિલિઅમ બેન્ટિક.

ડિરેક્ટરે તેને ઇ. સ. ૧૮૦૩ માં મદ્રાસનો ગવર્નર નીમ્યો. તેણે બાહોશીથી કારભાર કર્યો. ઇ. સ. ૧૮૦૬ માં થએલા વેલોરના બંડથી ડિરેક્ટરોએ તેને પાછો બોલાવ્યો. તે પછી બેન્ટિકે ઇ સ. ૧૮૨૭ સુધી ઇંગ્લંડમાં મોટી લશ્કરી પદવી ભોગવી. તે ઇ. સ. ૧૮૨૭ ના જુલાઇમાં હિંદનો ગવર્નર નીમાયો, પણ તે તરત હિંદમાં આવી શક્યો નહિ. તેથી કાઉન્સિલના જુના સભ્ય બટર્વર્થ બેલીએ પાંચ માસ સુધી કારભાર કર્યો.

( ૨ ) **શાંતિનો જમાનો**—લૉર્ડ વિલિઅમ બેન્ટિક હિંદમાં આવ્યો, ત્યારે દેશમાં શાંત હતી, તેનો લાભ લઇ તેણે લોકોને વધારે સુખી બનાવવા પુરતું ધ્યાન આપ્યું, તેથી તે મોટો ગવર્નર જનરલ કહેવાયો. તેણે લડાઇ કરી નથી કે નવા દેશો જીત્યા નથી. સુધારા કરવા તેણે ઘણું લક્ષ રાખ્યું. કેટલાક દેશી રાજાઓએ તેને તસ્દી આપી, તેમના ખરાબ અમલ અને ઝઘડા અટકાવવા બેન્ટિકને લશ્કર મોકલવાની ફરજ પડી.

( ૩ ) **મ્હૈસુરની વ્યવસ્થા ઇ. સ. ૧૮૩૨**—અંગ્રેજોએ ઇ. સ. ૧૭૯૯ માં ગાદીએ બેસાડેલા કૃષ્ણરાજ ઓડીઆરે નઠારી રીતે કારભાર કરી દોલત અને સમયનો દુરુપયોગ કર્યો, તેથી ઇ. સ. ૧૮૩૧ માં મ્હૈસુરમાં બળવો થયો. બેન્ટિકે રાજાને પદભ્રષ્ટ કરી પેન્શન આપ્યું; અને કારભાર કરવા 'મ્હૈસુર કમિશન' નીમ્યું. કંપનિએ ૫૦ વર્ષ સુધી કારભાર કર્યો, તે પછી કૃષ્ણરાજે દત્તક લીધેલા ચામરાજ ઓડીઆરને તેનો મુલક ઇ. સ. ૧૮૮૧ માં પાછો સોંપ્યો.

( ૪ ) કુર્ગના રાજા વીર રાજેંદ્રે રાજકુટુંબીઓને મારી નાખી ખરાબ રીતે કારભાર ચલાવ્યો, તેથી બેન્ટિકે તેને કારભારમાં સુધારો કરવા સૂચવ્યું. રાજાએ તેનો અમલ કર્યો નહિ, તેથી તેને પદભ્રષ્ટ કરી બનારસમાં કેદ કર્યો. કુર્ગની પ્રજાને રાજા પસંદ કરવાનું કહેતાં

તેણે બ્રિટિશ રાજ્યની માગણી કરી, તેથી બેન્ટિકે ઈ. સ. ૧૮૩૩ માં કુર્ગ ખાલસા કર્યું, અને પ્રજાને વગર પરવાને હથિયાર રાખવાની છુટ આપી. બેન્ટિકે કાચારનો મુલક પણ ખાલસા કર્યો.

(૫) **રણજીતસિંહ અને સિંધના અમીરો સાથે કરાર, ઇ. સ. ૧૮૩૩**—આ અરસામાં રશિઆએ મધ્ય એશિઆનો થોડોક ભાગ જીતી અફઘાનિસ્તાન સાથે અંગ્રેજોની વિરૂદ્ધ મસલત કરી; તેથી બેન્ટિકે સ્વરક્ષણ માટે પંજાબના રણજીતસિંહ અને સિંધના અમીરો સાથે મૈત્રીનો સંબંધ બાંધ્યો, એ માટે કે તેઓના સહકારથી શત્રુને રોકી શકાય.

(૬) લૉર્ડ વિલિઅમ બેન્ટિકે ભોપાળ, જયપુર, અને ગ્વાલીઅરના રાજ્યમાં થએલા મુલકી કજીઆ વગર લસ્કરે પતાવી શાંતિ સ્થાપી.

(૭) **કંપનિના પટામાં ફેરફાર**—ઇ. સ. ૧૮૩૩ આ પરવાનાથી કંપનિએ વેપાર બંધ કરી રાજ્યકારભાર પર સંપૂર્ણ ધ્યાન રાખવા મંડયું. ગવર્નર જનરલની કૌંસિલમાં એક લૉ મેમ્બર નીમાયો. તેને મત આપવાનો અધિકાર નહોતો, પણ કૌંસિલ કાયદાકાનુન ઘડે ત્યારે તેને હાજર રહેવાનું હતું. કૌંસિલને હિંદવાસી યુરોપીઅનો માટે પણ કાયદા ઘડવાની સત્તા મળી તેથી તે જોર પર આવી. નાતજાતનો ભેદ રાખ્યા વગર લાયક દેશીઓને માટે સરકારી નોકરીઓ આપવામાં આવી અને દેશીઓને સિવિલ સર્વિસની પરીક્ષામાં યુરોપીઅનોની સાથેજ કસવામાં આવ્યા. વાયવ્ય પ્રાંત છુટો પાડી સર ચાર્લ્સ મેતકાફને તેનો લેફ્ટેનેન્ટ ગવર્નર નીમ્યો. કંપનિના ડિરેક્ટરોની સંખ્યા કમી કરી ૧૮ ની કરી. તેમાંના ૧૦ અગાઉની પેઠે અને ૬ ઇંગ્લંડના રાજાથી નીમાતા. આમ કંપનિને રાજ્યકારભારનુંજ કામ કરવાનું રહ્યું.

(૮) **સુધારા**—ઍમ્હર્સ્ટના વખતમાં બ્રહ્મી વિગ્રહથી ઘણું

ખર્ચ થયો હતો તેથી બેન્ટિકને ઘણી મુશીબત પડી. તેણે સર રૉબર્ટ બર્ડની મદદથી વાયવ્ય પ્રાંતોની મહેસુલની સાદી વ્યવસ્થા ઘડી તેથી ઉપજ ઘણી વધી, વળી તેણે મુલકી અને લશ્કરી ખાતામાંથી ૧૫ લાખ રૂપીઆ બચાવ્યા.

બેન્ટિકે ઇ. સ. ૧૮૨૯ માં સતી થવાનો રિવાજ બંધ કરવા કાયદો ઘડયો. તેથી તે ચાલ બંધ થયો. વળી તેણે છોકરીઓને દુધપીતી કરવાનો તથા ધરતી માતાને અર્પણ ચઢાવવાનો રિવાજ બંધ કર્યો.

ઠગ કે ફાંસીઆ લોકો યાત્રાળુ કે વેપારીનો વેશ ધારણ કરી એકાંત સ્થળે મુસાફરોને મારી લૂટી લેતા. તેઓ કાળી દેવીને આરાધતા બેન્ટિકે ઠગી ખાતુ ઉઘાડયું, અને કર્નલ સ્લીમેનની મદદથી ઠગ લોકનો નાશ કરી રસ્તા નિર્ભય કર્યા.

લૉર્ડ કૉર્નવૉલિસે દેશીઓ માટે દરોગા અને મુનસફની જગા ખુલ્લી મૂકી હતી પણ બેન્ટિકે ઉંચા દરજ્જાની ઘણી જગાઓ કાઢી અને ધર્મ કે નાતજાતના ભેદ વિ । દેશીઓને સરકારી નોકરીમાં રાખ્યા.

બેન્ટિકે ન્યાય ખાતામાં સુધારો કર્યો અને ન્યાયાધીશોના દરમાયા વધાર્યા, અને અદાલતોમાં અંગ્રેજી ભાષાદ્વારા કામ ચલાવ્યું; તથા દેશી ન્યાયાધીશોની સંખ્યા દિનપ્રતિદિન વધારવા માંડી.

બેન્ટિકના રાજ્યકાળમાં વરાળયંત્રની શોધ થઇ. તેથી યુરોપ સાથે હિંદુસ્તાનનો વહેવાર રાતા સમુદ્ર અને સુવેજની મારફતે ચલાવવાની સગવડ થઈ; અને એમ વેપારને ઉત્તેજન મળ્યું

કંપનિએ ઇ. સ. ૧૮૩૩ ના ઠરાવ પ્રમાણે કેટલીક રકમ સંસ્કૃત અને ફારસી ભાષાની કેળવણી પાછળ ખર્ચી, પણ તેથી ખાસ લાભ જણાયો નાહે, તેથી બેન્ટિકે લૉર્ડ મૅકોલેની સલાહ પ્રમાણે ઇ. સ.

૧૮૩૪ થી અંગ્રેજી શાળાઓ અને કૉલેજો સ્થાપી. તેજ વર્ષમાં મુંબઇમાં એલ્ફિન્સ્ટન કૉલેજ સ્થપાઇ; ઉપરાંત કલકત્તામાં પ્રથમ મૅડિકલ કૉલેજની સ્થાપના થઇ. અંગ્રેજી કેળવણી જ્ઞાન અને સુધારાનું દ્વાર છે. ઉંચું શિક્ષણ અંગ્રેજીદ્વારાજ અપાય છે, તેથી અંગ્રેજી ભાષાને સારૂં ઉત્તેજન મળ્યું છે, પણ માતૃ ભાષાને હાનિ પહોંચી છે. હવેથી ઉંચી કેળવણી માતૃ ભાષાદ્વારાજ આપવાનો વિચાર આધુનિક વિદ્વાનો ધરાવે છે.

રાજા રામમોહનરાયે ઇ. સ. ૧૮૨૯ માં બ્રહ્મ સમાજ સ્થાપી, તથા ઇશ્વરચંદ્રગુપ્ત નામે કવિએ ઇ. સ. ૧૮૩૦ માં પ્રભાકર નામનું છાપું કાઢવા માંડયું.

લૉર્ડ વિલિઅમ બેન્ટિકના ડાહ્યા કારભારથી કલકત્તામાં સ્મારકચિહ્ન તરીકે તેનું બાવલું ઉભું કરવામાં આવ્યું છે. તેનો મુખ્ય હેતુ "હિંદના સુખ ઉપર બ્રિટિશ મહત્ત્વ માનવાનો હતો."

(૯) સર ચાર્લ્સ મેતકાફે ઇ. સ. ૧૮૩૫–૧૮૩૬ સુધી કામ ચલાઉ ગવર્નર જનરલ તરીકે કારભાર ચલાવ્યો. તે ઇ. સ. ૧૮૦૧ માં હિંદમાં આવ્યો હતો, અને ૧૮ ૮ માં પંજાબમાં એલચી તરીકે ગયો હતો. તે પછી તેણે ઉત્તર હિંદના પોલિટિકલ એજંટ અને હૈદ્રાબાદના રેસિડંટ તરીકે કામ કર્યું હતું. તે પછી તે ગવર્નર જનરલની કૉંસિલમાં નીમાઇ વાયવ્ય પ્રાંતોનો લેફ્ટેનેન્ટ ગવર્નર નીમાયો. તેણે ડિરેક્ટરોની રજા વગર છાપખાનાની છૂટ આપી તેથી કોર્ટ ઓવ ડિરેક્ટરે નાખુશ થઇ તેને પાછો બોલાવ્યો. ઇંગ્લંડની સરકારે તેને જમૈકાનો ગવર્નર અને પાછળથી કેનેડાનો ગવર્નર જનરલ નીમ્યો હતો. તે ઇ. સ, ૧૮૪૬ માં મરણ પામ્યો.

(૧૦) મૅકોલે બોર્ડ ઓવ કંટ્રોલના સેક્રેટરિ તરીકે હિંદનો અનુભવી હતો. તે ગવર્નર જનરલની કૉંસિલમાં લૉ મેમ્બર નીમાયો. તેણે હિંદમાં અંગ્રેજી કેળવણી દાખલ કરવાની સારી હિમાયત કરી.

તે ઇ. સ. ૧૮૫૯ માં મરણ પામ્યો. તે ક્લાઇવ અને હોર્ટિંગ્સનાં જીવનવૃત્તાતના, તથા હિંદી પિનલ કોડના લેખક તરીકે પ્રખ્યાત થયો છે.

(૧૧) **રાજા રામમોહનરાય** એક મહાન બંગાળી સુધારક અને બ્રહ્મ સમાજનો સ્થાપક હતો. તે દિલ્હીના નામના મોગલ પાદશાહનું પેન્શન વધારાવવા તેના આડતીઆ તરીકે ઇ. સ. ૧૮૩૦ માં ઇંગ્લંડ ગયો; પણ તેમાં નિષ્ફળ થઇ પાછા ફરતાં ઇ. સ. ૧૮૩૩ માં બ્રિસ્ટલમાં મરણ પામ્યો.

### પ્રશ્નો.

૧. પહેલા બ્રહ્મી વિગ્રહનું વર્ણન કરો.

૨. ઑકટર્લોનિ, સર ટૉમસ મનરો, અને હેબર વિષે શું જાણો છો?

૩. લૉર્ડ વિલિઅમ બેન્ટિક અને લૉર્ડ હેસ્ટિંગ્સના વખતની શરૂઆતની હિંદની સ્થિતિ સરખાવો.

૪. લૉર્ડ વિલિઅમ બેન્ટિકના વખતમાં કયા કયા બનાવો બન્યા?

૫. લૉર્ડ વિલિઅમ બેન્ટિકના કરેલા સુધારા બોલો.

૬. સર ચાર્લ્સ મેતકાફ, મેકોલે, અને રાજા રામમોહનરાય વિષે શું જાણો છો ?

---

## પ્રકરણ ૫૩ મું.

### લૉર્ડ ઑકલૅંડ અને લૉર્ડ એલનબરો.

### ૧૦. લૉર્ડ ઑકલૅંડ ઇ. સ. ૧૮૩૭-૧૮૪૨.

(૧) લૉ. ઑકલૅન્ડ વેપારી મંડળનો પ્રમુખ અને કોનઝર્વેટીવ પક્ષનો હતો. તે ઇ. સ. ૧૮૩૭ ના માર્ચમાં આવ્યો. તેના વખતમાં પહેલો અફઘાન વિગ્રહ થયો, આ અરસામાં યુરોપમાં ફ્રાંસનું બળ કમી થયું, અને રશિયા જોર પર આવ્યું. રશિઆનો વિચાર મધ્ય

એશિઆમાં સ્વસત્તા સ્થાપવાનો હતો. આ વખતે અફઘનિસ્તાનમાં બે પક્ષ હતા, એક અહમદશાહ અબદલીના વંશજ શાહસુજાનો, અને બીજો પ્રધાનના વંશજ દોસ્તમહંમદનો. દોસ્તમહંમદે શાહસુજાને હરાવી કાબુલની ગાદી પડાવી લીધી, (ઇ. સ. ૧૮૨૬) તેથી શાહશુજા હિંદમાં લુધીઆણામાં નાસી આવ્યો.

(૨) **પહેલો અફઘાન વિગ્રહ** ઇ. સ. ૧૮૩૯–૧૮૪૨.—રણજીસિંહે ઇ. સ. ૧૮૩૫ માં અફઘાનો પાસેથી પેશાવર જીતી લીધું. તે પાછું અપાવવા દોસ્તમહંમદે ગવર્નર જનરલને વિનતિ કરી. લૉર્ડ ઑકલેંડે અમીરને એક વેપારી કરાર વિષે પૂછાવ્યું. તેનો કાંઇ સંતોષકારક ખુલાસો મળ્યો નહિ, તેથી અંગ્રેજોએ પેશાવરનો નિર્ણય કર્યો નહિ, કારણ કે તેથી રણજીતસિંહ સાથે પણ તકરાર થાય તેમ હતું એવામાં દોસ્તમહંમદે રશિઅન એલચીનો આવકાર કર્યો. અંગ્રેજ એલચી સર એલેકઝાંડર બર્ન્સે અફઘાનિસ્તાનના મામલાની લૉર્ડ ઑકલેંડને ખબર આપી, તેથી વિગ્રહ શરૂ થયો.

બંગાળાનાં અને મુંબઇનાં લશ્કર બોલનઘાટને રસ્તે અફઘાનિસ્તાનમાં દાખલ થયાં. સર જોન કીને ઇ. સ. ૧૮૩૯ ના મેમાં કંદહાર જીતી લીધું. તેજ વર્ષે ગીઝની અને કાબુલ હાથમાં આવ્યાં તેથી અંગ્રેજોએ શાહશુજા નામે હકદાર વારસને અફઘાનિસ્તાનની ગાદીએ બેસાડયો, અને દોસ્તમહંમદ હિંદુકુશમાં નાસી ગયો. ખાઇબરઘાટમાં થઇ જતા બીજા અંગ્રેજ લશ્કરે અલીમસ્જીદ અને જલાલાબાદ જીતી લીધાં હતાં. મિ. મૅકનોટન રેસિડંટ તરીકે થોડા લશ્કર સાથે કાબુલમાં રહ્યો અને બાકીનું લશ્કર હિંદમાં પાછું આવ્યું. જનરલે સેલે દોસ્તમહંમદને પરવાન આગળ અનેક વખતે હરાવ્યો. તેથી તે ઇ. સ. ૧૮૪૦ ના અંતમાં મૅકનોટનને શરણે આવ્યો. તેને કલકત્તામાં રાજકેદી રાખ્યો. આ જીતથી ગવર્નર જનરલને અર્લ ઑફ આકલેંડનો ઇલકાબ મળ્યો; અને અફઘાનસ્તાનમાં તાત્કાળિક શાંતિ થઇ.

(૩) **રણજીતસિંહ** ઇ. સ. ૧૮૩૯ ના જુનની ૨૭ મીએ લાહોરમાં મરણ પામ્યો. જો કે તે અભણ હતો તો પણ તેણે ડહાપણથી કારભાર કર્યો. ઇ. સ. ૧૮૦૯ ના કરાર પછી તેને કદી પણ અંગ્રેજો સાથે કજીઓ થયો નહોતો. ૮૦,૦૦૦ સીખો બ્રિટિશ લશ્કરમાં દાખલ થયા હતા. સીખોએ કાશ્મીર જીતી પોતાના બળમાં ઘણો વધારો કર્યો હતો. અનેક સરદારો પ્રકાશમાં આવ્યા અને મરણ પામ્યા. આખરે લશ્કરનું જોર ઘણું વધ્યું અને દેશમાં અવ્યવસ્થા થઇ.



રણજીતસિંહ

(૪) **અફઘાનિસ્તાનમાં બળવો**—અફઘાનો શાહશુજાને ચાહતા નહોતા, તેથી જ્યારે બ્રિટિશ લશ્કર હિંદમાં પાછું આવ્યું, ત્યારે અફઘાનોએ બળવો કર્યો. તેઓનો આગેવાન દોસ્તમહંમદનો પુત્ર અકબરખાન હતો. સર રૉબર્ટ સેલે ઇ. સ. ૧૮૪૧ના ઑક્ટોબરમાં બળવો સમાવવા પ્રયત્ન કર્યો, પણ તેને જલાલાબાદમાં ભરાવું પડયું. બીજે મહીને પોલિટિકલ એજંટ સર એલેકઝેન્ડરનું કાબુલમાં ખૂન થયું. રેસિડેંટ સર વિલિઅમ મૅકનોટને સલાહ કરવા પ્રયત્ન કર્યો, પણ અફઘાનોએ તેને તેના નોકરો સહિત મારી નાખ્યો. ઘરડો અને અશક્ત જનરલ એલ્ફિન્સ્ટન ૪૦૦૦ લડવૈયા, અને ૧૨૦૦૦ નોકરો સાથે ઇ. સ. ૧૮૪૨ના જાન્યુઆરિની શરૂઆતમાં હિંદમાં પાછો આવવા નીકળ્યો, અને અકબરખાને તેને સહિસલામત જવા દેવા વચન

આપ્યું; શિઆળાની મોસમમાં બરફ પડતો હતો છતાં સિપાઇઓ ઝડપથી આગળ વધતા હતા. આખરે અફઘાનોએ વિશ્વાસઘાત કરી સાંકડા કાબુલ ઘાટ આગળ અંગ્રેજો પર ગોળીબાર કર્યો. હજારો માણસો ટાઢ, ભૂખ, અને ગોળીબારથી મરણ પામ્યાં. માત્ર ડૉક્ટર બ્રાઇડન આ શોકજનક સમાચાર લઇ જલાલાબાદમાં જનરલ સેલને મળી શક્યો.

(૫) **પહેલો ચીનાઇ વિગ્રહ, ઈ. સ. ૧૮૪૦–૧૮૪૨**— ચીનાઇ સરકારે અફીણ ભરેલાં અંગ્રેજ વેપારીનાં વહાણો પોતાનાં બંદરોએ આવતાં અટકાવ્યાં, તેથી હિંદથી સર હ્યુ ગોફની સરદારી નીચેના બ્રિટિશ લશ્કરે ચીનના રાજાને હરાવ્યો. ઇ. સ. ૧૮૪૨ માં નાનકિનના કરાર થયા તેથી હોંગકોંગ અંગ્રેજોને મળ્યું, અને આમોય, ફુચૌ, નિંગ્પો, અને શાંગહાઇ બંદરોએ વેપાર કરવાની અંગ્રેજોને મંજુરી મળી.

(૬) અફઘાન વિગ્રહ અને બળવાના સમાચાર ઇંગ્લેંડ પહોંચ્યા કે તરત કોર્ટ ઑવ ડિરેક્ટરે લૉર્ડ ઑકલેંડને પાછો બોલાવ્યો. તે મહા સમર્થ રાજદ્વારી નર હતો; પણ વિગ્રહમાં જોડાવાની ફરજ પડવાથી તેણે કંપનિને દેવાદાર સ્થિતિમાં મૂકી.

## ૧૧. લૉર્ડ એલનબરો ઇ. સ. ૧૮૪૨–૧૮૪૪

(૧) **લૉર્ડ એલનબરો અને અફઘાન વિગ્રહનો અંત**— લોર્ડ એલનબરો બોર્ડ ઑવ કંટ્રોલનો પ્રમુખ હતો, તેથી તે હિંદ વિષે અનુભવી હતો. તે ગવર્નર જનરલ નીમાયો તે વખતે અફઘાન મામલો શાંત થયો નહોતો.

જનરલ એલ્ફિન્સ્ટનની ટુકડીઓનો નાશ કર્યા પછી અકબરખાન જલાલાબાદ આવ્યો પણ જનરલ સેલે તેને પાછો હઠાવ્યો. એલનબરોએ જનરલ પોલોકને વિશાળ સેના સાથે ખાઇબરને રસ્તે

પેશાવરથી જલાલાબાદ અને જનરલ ઇંગ્લંડને બોલન ઘાટને માર્ગે કંદહાર મોકલ્યો. આમ જલાલાબાદમાં જનરલ સેલ અને પોલોકનાં તથા કંદહારમાં જનરલ નૉટ તથા ઇંગ્લંડનાં સંયુક્ત સૈન્યો અફઘાનો સામે લડવા તૈયાર થયાં. અકબરખાન સામો થયો. તેને કંદહારના બ્રિટિશ લશ્કરે હરાવી ગિઝનીના કિલ્લાનો નાશ કર્યો. તે પછી તેઓએ જલાલાબાદ જઇ કાબુલ તરફ કુચ કરી. અકબરખાન હાર્યો અને અંગ્રેજોએ કાબુલ જીતી મુખ્ય બઝારનો નાશ કર્યો. શાહશુજાના મરણને લીધે કલકત્તેથી દોસ્ત મહંમદને અફઘાનિસ્તાનમાં રાજ્ય કરવા છુટો કરવામાં આવ્યો અને બ્રિટિશ લશ્કર હિંદમાં પાછું આવ્યું. આ વખતે તેમણે સોમનાથનાં કમાડ ગિઝનીમાં આણ્યાં.

(૨) **સિંધ વિગ્રહ**, ઇ. સ. ૧૮૪૩—બલુચી અમીરીઓએ સિંધ ઇ. સ. ૧૭૮૬ માં જીત્યું હતું, તે પછી તે અમીરોમાં વહેંચાઇ ગયું હતું. હૈદ્રાબાદ, ખૈરપુર, અને મિરપુરનાં રાજ્યોમાં અમીરો કારભાર કરતા. તેઓએ ઇ. સ. ૧૮૨૦ માં અંગ્રેજો સાથે વેપારી કરાર કર્યા હતા, અને ઇ. સ. ૧૮૩૨ માં સિંધુનો જળમાર્ગ બ્રિટિશ વેપાર માટે ખુલ્લો મૂક્યો; પણ તે રસ્તે લશ્કર લઇ જવાની મના કરી હતી. અમીરોએ અફઘાન વિગ્રહ વખતે બ્રિટિશ લશ્કરને હરકત કરી હતી. તેઓએ સાહાય્યકારક સેના સ્વીકારી હતી. સર જેમ્સ ઔટ્રમ નામે હૈદ્રાબાદમાં રહેતા બ્રિટિશ રેસિડંટે અમીરો સાથે નવા કરાર કર્યા તેમાં સિંધનો કેટલોક ભાગ અંગ્રેજોને આપવાની તથા સિંધુનો જળમાર્ગ તદ્દન ખુલ્લો મૂકવાની શરત હતી. આ કરાર અમીરોને નાપસંદ પડયા તેથી વિગ્રહ સળગ્યો.

સર ચાર્લ્સ નેપીઅરે ઇ. સ. ૧૮૪૩ માં મિઆની અને હૈદરાબાદની લડાઇઓમાં અમીરોને હરાવી સિંધ જીતી લીધો. ગવર્નર જનરલે અમીરોને બનારસમાં રાજકેદી કરી સિંધ ખાલસા કર્યો.

(૩) **સર ચાર્લ્સ નેપીઅર** બંગાળાનો મુખ્ય સેનાપતિ

નીમાઇ ઇ. સ. ૧૮૪૧ માં હિંદમ આવ્યો. તે ઇ. સ. ૧૮૪૨ માં સિંધના સાહાય્યકારક સૈન્યનો સેનાપતિ નીમાયો, અને મીઆની તથા હૈદ્રાબાદની લડાઇ લડ્યો. સિંધ ખાલસા કર્યા પછી તેણે મુલ્કી અને લશ્કરી સુધારા કર્યા. તે ઇ. સ. ૧૮૪૭ માં ઇંગ્લંડ ગયો, અને ઇ. સ. ૧૮૫૩ મ મરણ પામ્યો.

(૪) **સિંધીઆ સાથે વિગ્રહ,** ઇ. સ. ૧૮૪૪—જંકોજી સિંધીઆ ઇ. સ. ૧૮૪૩ માં મરણ પામ્યો, અને તેનો દત્તક પુત્ર જયાજી ગાદીએ આવ્યો. તે સગીર વયનો હતો તેથી લૉર્ડ એલનબરોએ મામા સાહેબને ( માજી રાજાના કાકાને ) કારભાર સોંપ્યો. જુવાન રાણીએ મામા સાહેબને રજા આપી દાદા સાહેબ નામના ખજાનચીને કારભારી નીમ્યો. લૉર્ડ એલનબરોએ એ વ્યવસ્થા વિષે વાંધો લીધો, તેથી ગ્વાલીઅરમાં બળવો થયો. સર હ્યુ ગોફે ઇ. સ ૧૮૪૪ માં મહારાજપુર આગળ અને જનરલ ગ્રેએ પનિઆર આગળ મરાઠાને હરાવ્યા. એલનબરોએ મહારાણીને ત્રણ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી ૬ મરાઠા સરદારોના મંડળને બાળક જયાજી મોટો થતાં સુધી ગ્વાલીઅર સંસ્થાનનો કારભાર સોંપ્યો. સાહાય્યકારક સેનાના ખર્ચ માટે અંગ્રેજોને થોડો મુલક મળ્યો, અને સિંધીઆનું લશ્કર કમી કરવામાં આવ્યું.

(૫) **લૉર્ડ એલનબરોનું ગમન**—એલનબરોએ સિંધ ખાલસા કર્યો તેથી કોર્ટ ઓવ ડિરેક્ટર નારાજ થઇ. તેણે ધાર્યું કે આ રાજનીતિથી દેશમાં—હિંદમાં શાંતિ સચવાશે નહિ, તેથી તેણે તેને પાછો બોલાવ્યો. તેણે ઉદ્યોગ અને સ્વાશ્રયથી કારભાર ચલાવ્યો હતો.

**પ્રશ્નો.**

૧ પહેલા અફઘાન વિગ્રહનું વર્ણન કરો.

૨ સર ચાર્લ્સ નેપિઅર, અને સિંધ વિગ્રહના કારણ વિષે શું જાણો છો ?

૩ લૉર્ડ ઑકલેન્ડ અને એલનબરોની રાજનીતિ સરખાવો.

# પ્રકરણ ૫૪ મું.

## લૉર્ડ હાર્ડિંગ અને લૉર્ડ ડેલ્હાઉસી.

### ૧૨. લૉર્ડ હાર્ડિંગ ઈ. સ. ૧૮૪૪-૧૮૪૮.

(૧) **સર હેન્રિ હાર્ડિંગે** શક્તિમાન સિપાઇ અને બહાદુર અમલદાર તરીકે સર આર્થર વેલેસ્લીના હાથ નીચે ઘણાં રણક્ષેત્રોમાં લશ્કરી નોકરી કરી હતી. તે યોગ્ય વખતે હિંદનો ગવર્નર જનરલ નીમાયો.

(૨) **પ્રથમ સીખ વિગ્રહ,** ઇ. સ ૧૮૪૫-૧૮૪૬—રણજીતસિંહના મરણ પછી પંજાબમાં ઘણી અવ્યવસ્થા થઈ, અને પાંચ વર્ષમાં ચાર રાજાઓ ગાદીએ બેઠા. ઇ. સ. ૧૮૪૫ માં રણજીતસિંહનો નાનો પુત્ર દુલિપસિંહ ગાદીએ બેઠો ત્યાં સુધી કજીઓ ચાલુ રહ્યો. દુલિપની સગીર વયમાં કારભાર કરવા મુખ્ય સરદારોનું મંડળ—**ખાલસા**—નીમાયું. અને લાલસિંહ નામનો સીખ સરદાર પ્રધાન નીમાયો. ખાલસા મંડળ સીખ સૈન્યને કબજે રાખી શકયું નહિ, કારણ કે તે સિપાઇઓને પગાર આપી શકયું નહિ. સરદારોએ સૈન્યને મુલતાનના સુબા મુળરાજ સામે દોર્યું. મૂળરાજે તેને ૧૮ લાખ રૂપીઆ આપી સલાહ કરી. લશ્કર લાહોર પાછું આવ્યા પછી વધારે જોર પર આવ્યું; તેથી તે પોતાનું બળ અજમાવવા સતલજ ઓળંગી તેજસિંહની સરદારી નીચે બ્રિટિશ મુલકમાં પેઠું તેથી ઇ. સ. ૧૮૪૫ માં વિગ્રહ શરૂ થયો,

—સીખોએ ફિરોઝપુર આગળ મુકામ કર્યો.—

તેઓનું લશ્કર બે ભાગમાં વહેંચાયું. લાલસિંહે ૩૦,૦૦૦ સિપાઇઓ સાથે મુદકી તરફ કુચ કરી. સર હ્યુ ગોફ અને ગવર્નર જનરલ સર હેન્રિ હાર્ડિંગ સામે આવ્યા. ઇ. સ. ૧૮૪૫ ના ડિસેમ્બરની ૧૮ મી તારીખે મુદકીની લડાઇમાં સીખો હાર્યા અને તેમણે ૧૭ તોપો ગુમાવી.

ડિસેમ્બરની ૨૧ મીએ ફિરોઝશાહની લડાઇમાં સીખો બહાદુરીથી લડયા, પણ બીજે દિવસે તેઓ હાર ખાઇ ત્વરિત ગતિએ સતલજ

તરફ નાઠા. આ લડાઈમાં બંને પક્ષને ઘણું જ નુકસાન થયું, પણ અંગ્રેજોએ ૨૧૧૫ માણસો—મરાએલા અને ઘવાએલા—ના ભોગે જીત મેળવી.

સીખોએ ઇ. સ. ૧૮૪૬ માં સતલજ પુનઃ ઓળંગી, અને અલિવાલની લડાઇમાં સર હૅરિ સ્મિથે પોતાની થોડી તોપો ગુમાવી. ૨૮ મી જાન્યુઆરિને રોજ અલિવાલના યુદ્ધમાં સીખસૈન્ય હાર્યું, અને સતલજમાં તેમને ઘણું નુકસાન થયું.

સીખો પુનઃ સામા થયા, અને સ્મિથ, ગોફ, તથા હાર્ડિંગના સંયુક્ત સૈન્યે ફેબ્રુઆરિની ૧૦ મીએ સોબ્રાઓનના યુદ્ધમાં સીખોને સખ્ત હાર ખવરાવી. આ યુદ્ધમાં ૮૦૦૦ સીખ મરાયા, અને અંગ્રેજોએ ૨૨૮૩ મરાએલા અને ઘવાએલા માણસોના ભોગે વિજય મેળવ્યો.

ગવર્નર જનરલે ઇ. સ. ૧૮૪૬ ના માર્ચમાં લાહોર મુકામે સલાહના કરાર કર્યા; તેથી દુલિપસિંહને કારોબારી મંડળ ઠરાવી આપી ગાદીએ કાયમ કર્યો. સતલજ અને રાવીનો જાલંધર દોઆબ અંગ્રેજોએ ખાલસા કર્યો. સીખોએ લડાઇના ખર્ચ પેટે ઘણાં નાણાં આપવા વચન આપ્યું. સીખ લશ્કર કમી કરી નાખ્યું, તથા મહારાજાના રક્ષણ માટે લાહોરમાં બ્રિટિશ લશ્કર રાખ્યું, અને કારભાર પર દેખરેખ રાખવા અંગ્રેજ રેસિડેંટ નીમાયો.

પંજાબની સરકાર લડાઇનો ખર્ચ આપવા અસમર્થ નીવડી; તેથી કાશ્મીર અને જમ્મુ ા સુબા ગુલાબસિંહે જો પોતાને કાશ્મીરનો સ્વતંત્ર રાજા સ્વીકારવામાં આવે તો એક કરોડ રૂપીઆ આપવા કહ્યું. સીખ સરકારે તથા ગવર્નર જનરલે એ વ્યવસ્થા સ્વીકારી; તેથી કાશ્મીરનો રાજા અદ્યાપિ પર્યંત જુદું રાજ્ય ભોગવે છે.

આ જીતથી ઇંગ્લંડની સરકારે લશ્કરી અમલદારોને ઘણું માન આપ્યું તથા ગવર્નર જનરલને લૉર્ડ હાર્ડિંગનો ઇલ્કાબ આપ્યો; ઉપરાંત દરેક લશ્કરી સિપાઇને એક વર્ષનું બમણું ભથ્થું આપ્યું.

(૩) સુધારા—લૉર્ડ હાર્ડિંગ શાણો, અને બહાદુર રાજદ્વારી નર તથા શૂરવીર યોદ્ધો હતો. તેણે ગંગાની નહેરમાં સુધારો વધારો

કર્યો, અને હિંદમાં રેલવેની રચના કરવાના વિચારને પોષણ માન આપ્યું વળી તેણે ખાસ કરીને દેશી રાજ્યોમાં ચાલતા સતી, બાળહત્યા, અને મનુષ્યવધના દુષ્ટ રિવાજો અટકાવ્યા, અને મીઠા પરનો કર કમી કરી સ્વતંત્ર વેપારને ઉત્તેજન આપ્યું. તેણે અંગ્રેજી કેળવણીને ઉત્તેજન આપી દેશીઓને વધુ સંખ્યામાં સરકારી નોકરી આપી; ઉપરાંત કલકત્તાને મ્યુનિસિપલ કોંસિલ આપવાનો ઠરાવ પસાર કર્યો. લૉર્ડ હાર્ડિંગે આગ્રાના તાજમહેલ આદિ પ્રાચીન બાંધકામને દુરસ્ત કરાવ્યાં અને રવિવારે સરકારી ઓફિસોનું કામકાજ બંધ રખાવ્યું.

**૧૩. લૉર્ડ ડેલ્હાઉસી ઇ. સ. ૧૮૪૮–ઈ. સ. ૧૮૫૬**

૧. **લૉર્ડ ડેલ્હાઉસી** હાઉસ ઑફ કૉમન્સનો સભ્ય હતો. તેણે વેપારી મંડળના પ્રમુખ તરીકે સારી શક્તિ બતાવી હતી. તે ૩૬ વર્ષની વયે ગવર્નર જનરલ નીમાયો. તેનો વિચાર હિંદમાં શાંતિ જાળવવાનો હતો, પણ હિંદી પરિસ્થિતિથી તેના વિચાર બદલાયા.

**(૨) બીજો સીખ વિગ્રહ, ઈ. સ. ૧૮૪૮–૧૮૪૯—**



લૉર્ડ ડેલ્હાઉસી.

મુલતાનના ગવર્નર લાલ મૂળરાજે તેના પિતાના મરણ પછી ગાદી મેળવવામાં મદદ કર્યા બદલ લાહોર દરબારને એક કરોડ રૂપીઆ આપવા વચન આપ્યું હતું. તે રકમ ઘટાડી ૧૮ લાખની કરી હતી. તે નાણાં તેણે આપ્યાં નહિ. લાહોરના રેસિડેંટે તે અપાવ્યાં, તેથી તેણે રાજીનામું આપ્યું. મિ. ઍગ્ન્યુ તથા એક બીજો અમલદાર ખાનસિંહ નામે નવા ગવર્નરની નીમણુક કરવા મુલ-

તાન ગયા, ત્યારે મૂળરાજે બળવો કરી તેમનાં ખૂન કર્યાં, તેથી અંગ્રેજોએ લડાઇ જોડી.

કર્નલ કોર્ટલેન્ડ અને લેફ્ટેનેન્ટ રૉબર્ટ્સે મૂળરાજને ઇ. સ. ૧૮૪૮ માં કિનેરી અને સદોસામના યુદ્ધમાં હરાવ્યો, તેથી તે મુલતાનના કિલ્લામાં ભરાયો. અંગ્રેજો તરત તો કિલ્લો લઇ શક્યા નહિ, પણ બે માસ પછી તા. ૭ મી સપ્ટેમ્બર ૧૮૪૮ ને રોજ લાહોરથી તોપોની મદદ આવી પહોંચી, અને મુંબઇના લશ્કરની મદદથી અંગ્રેજોએ મુલતાન તાબે કર્યું. મૂળરાજ કેદ પકડાઇ થોડી મુદ્દતમાં મરણ પામ્યો.

શેરસિંહ નામના સીખ સરદારે અંગ્રેજોને મદદ કરવા વચન આપેલું પણ તે વિશ્વાસઘાત કરી ૫૦૦૦ માણસો સાથે મૂળરાજને મળી ગયો હતો. હવે તેણે અંગ્રેજોને લાહોરમાંથી કાઢવા પેશાવર પાછું આપવાની શરતે અફગાનિસ્તાનના દોસ્તમહમદની મદદ માગી. દોસ્તમહમદ પેશાવર લેવા ઘણો આતુર હતો, તેથી તેણે મદદ માટે મોટું લશ્કર મોકલ્યું. આ પરિસ્થિતિથી લૉર્ડ ડેલ્હાઉસીને સીખ સાથે બીજો વિગ્રહ કરવાની ફરજ પડી.

લૉર્ડ ગોફ રાવી નદી ઓળંગી મોટા લશ્કર સાથે ચીલીઅનવાળાના રણક્ષેત્રમાં શેરસિંહને મળ્યો. સીખ બહાદુરીથી લડયા. અંગ્રેજોની ઘણી તોપો સીખોના હાથમાં ગઇ. તેઓને એક દિવસ મહામુશ્કેલીએ જય મળ્યો, પણ લાંબી મુદત સુધી પરિણામ શંકાભર્યું હતું. તા. ૧૪ મી જાન્યુઆરી ૧૮૪૯ માં થએલા ચીલીઅનવાળાના આ પ્રથમ યુદ્ધમાં અંગ્રેજોએ ૨૪૦૦ સિપાઇઓ, તથા અમલદારો, ૪ તોપો અને ત્રણ લશ્કરી વાવટા ખોયા. લૉર્ડ ડેલ્હાઉસીએ સર ચાર્લ્સ નેપિયરની મુખ્ય સેનાપતિ તરીકે નીમણૂક કરી.

આ લડાઈ પછી શેરસિંહ રસુલ તરફ જ્યાં છત્રસિંહ અને અફગાનોનું સંયુકત લશ્કર પડયું હતું ત્યાં જવા નીકળ્યો. લૉર્ડ ગૉફ

તેની પાછળ પડ્યો, અને ઇ. સ. ૧૮૪૯ માં ફેબ્રુઆરીની ૨૦ મીએ ગુજરાતનું યુદ્ધ શરૂ થયું. આ રણક્ષેત્રમાં સીખ સહેજ પણ પાછા ખસતા નહોતા, તેથી ગૉફે પોતાનું ૨૪૦૦૦ નું સૈન્ય પાછું ખેંચ્યું, અને સીખોને આગળ ધસવા દઇ પાછા ફરી હલ્લો કર્યો. ફેબ્રુઆરીની ૨૭ મીએ સીખો અનિયમિત થઇ હાર્યા. અને આમ સર ચાર્લ્સ નેપિયરના હાજર થયા પહેલાં લૉર્ડ ગૉફે વિજય મેળવ્યો. સીખ સૈન્ય વેરાઇ ગયું, અને શેરસિંહ આદિ સરદારો અંગ્રેજોને શરણે આવ્યા.

૩. **પંજાબ ખાલસા કર્યું**—લૉર્ડ ડેલ્હાઉસીએ તા. ૨૯ મી માર્ચ ૧૮૪૯ ને રોજ પંજાબ ખાલસા કર્યું. દુલિપસિંહને ૫ લાખનું વર્ષાસન બાંધી આપ્યું. તે પછી તે ઘણાં વર્ષ સુધી તે ઇંગ્લંડમાં જઇ રહ્યો. સીખ સૈન્યને વીખેરી નાખ્યું અને આગેવાન બળવાખોરોને ફોર્ટ વિલિયમમાં કેદ કીધા. લૉર્ડ ડેલ્હાઉસીએ સર હેન્રિ લૉરેન્સ તથા સર જોન લૉરેન્સ નામના બે ભાઇઓને પંજાબના કમિશનર નીમી કારભાર ચલાવ્યો. આ કમિશનરોના અમલમાં કર કમી કરવામાં આવ્યા, રસ્તા અને નહેરોની રચના કરવામાં આવી, અને દેશમાં સલાહશાંતિ સ્થપાઇ. હવેથી લૉર્ડ ડેલ્હાઉસી માર્કિવસ, ઑફ ડેલ્હાઉસી નામે ઓળખાયો.

૪. કોહિનૂર નામે દુનિયામાં સૌથી મોટો અને કીમતી હીરો ઇ. સ. ૧૦૭૦માં રાજ્ય કરતા માળવાના ભોજ રાજા પાસે હતો. અલ્તમશે ઇ. સ. ૧૨૩૧ માં માલવા જીતી હીરો મેળવ્યો. કોહિનૂર ઇ. સ. ૧૫૨૬ સુધી દિલ્હીના પઠાણ પાદશાહો પાસે રહ્યો અને પછી બાબર પાસે આવ્યો. તે ઇ. સ. ૧૭૩૯ સુધી મોગલ પાદશાહો પાસે રહી ઇરાનના નાદિરશાહના હાથમાં આવ્યો. તેના મરણ પછી તે અહમદશાહ અબદલીને મળ્યો, તેણે તે શાહશુજાને વારસામાં આપ્યો. તેની પાસેથી રણજીતસિંહે મેળવ્યો, અને તે લાહોરમાં ઇ. સ. ૧૮૪૯ સુધી રહ્યો. ત્યાંથી પંજાબ ખાલસા કર્યું ત્યારે તે

અંગ્રેજોના હાથમાં આવ્યો, અને હાલ ઇંગ્લંડના રાજા અને હિંદના શહેનશાહના તાજમાં તે બિરાજે છે.

( ૫ ) **બીજો બ્રહ્મી વિગ્રહ,** ઇ. સ. ૧૮૫૨—રંગુનમાં રહેતા અંગ્રેજ વેપારીઓની જિંદગી જોખમમાં રહેતી હતી, તેથી તેઓએ હિંદી સરકારની મદદ માગી. ડેલ્હાઉસીએ એડમિરલ લેમ્બર્ટને તપાસ કરવા મોકલ્યો. આવાના રાજાએ સંતોષકારક ખુલાસો કર્યો નહિ તેથી વિગ્રહ શરૂ થયો. લેમ્બર્ટે રંગુન, માર્તાબાન, પ્રોમ, અને બસીન શહેરો જીતી લીધાં. રાજાએ સલાહ કરવા ના પાડી તેથી માર્કિવસ ઓફ ડેલ્હાઉસીએ પેગુ પ્રાંત ખાલસા કરી બ્રિટિશ બ્રહ્મદેશ પર ચીફ કમિશ્નર નીમ્યો. હાલ બ્રહ્મદેશને બ્રિટિશ હિંદથી જુદું પાડી તેને નવા સુધારા આપવામાં આવ્યા છે.

( ૬ ) **દેશી રાજ્યો ખાલસા કર્યાં** ( अ ) શિવાજીનો વંશજ સાતરાનો રાજા ઇ. સ. ૧૮૪૮ માં અપુત્ર મરણ પામ્યો તેથી કોર્ટ ઑવ ડિરેક્ટર અને બોર્ડ ઓવ કન્ટ્રોલની પરવાનગીથી ડેલ્હાઉસીએ ઇ. સ. ૧૮૪૮ માં સતારા ખાલસા કર્યું.

(ब) ઝાંસીનો રાજ્યકર્તા રાજા નહિ પણ પ્રજા હતો, તેથી તે બિનવારસ મરણ પામ્યો ત્યારે તેને દત્તક લેવાની પરવાનગી મળી નહિ, માટે ઇ. સ. ૧૮૫૩ **ઝાંસી** બ્રિટિશ રાજ્યમાં જોડી દીધું.

(क નાગપુરનો રાજા રાઘોજી ભોંસલે ઇ. સ. ૧૮૫૩ માં અપુત્ર મરણ પામ્યો તેથી તે લૉર્ડ ડેલ્હાઉસીએ ખાલસા કર્યું. હાલ તે પ્રાંત મધ્યપ્રાંતોને નામે ઓળખાય છે. (ड) અયોધ્યાનો નવાબ વાજીદઅલી ઘણી ખરાબ રીતે અમલ કરતો હતો. લૉર્ડ હાર્ડિંગે તેને કારભાર સુધારવા બે વર્ષની મુદત આપી હતી પણ તેણે સુધારો કર્યો નહિ, માટે ડિરેક્ટરોના હુકમથી ડેલહાઉસીએ ઇ. સ ૧૮૫૬ માં અયોધ્યા ખાલસા કરી નવાબને ૧૨ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી કલકત્તા રાખ્યો. આમ રાજકર્તાઓ અપુત્ર મરણ પામવાથી

૧. સતારા, ૨. કેરાઉલી, ૩. ઝાંસી, અને ૪. નાગપુર, ૫. જૈતપુર (૧૮૪૯) ૬. સંબલપુર (૧૮૪૯), ૭. બઘત (૧૮૫૧), ૮. બંગાલાનું, અને ૯. ઉદેપુર (૧૮૫૨), ખાલસા કર્યાં.

(૭) **વરાડ મેળવ્યું, ઇ. સ. ૧૮૫૩**—હૈદરાબાદના નિઝામે સહાયકારક સેનાના ખર્ચ પેટે ચઢેલા ૮૦ લાખ રૂપીઆ આપ્યા નહોતા. ડિરેક્ટરોએ તે નાણાં વસુલ કરવા લખાણ કર્યું, પણ નિઝામ તે વાળવા અશક્ત હતો, તેથી તેણે ભોંસલે પાસેથી ઇ. સ ૧૮૦૩ માં મળેલા વરાડ, નલદુર્ગ, અને રાઇચૂર દોઆબ અંગ્રેજોને આપ્યાં. છેલ્લા બે પ્રાંતો દેશી સિપાઇઓના બળવા વખતે સારી મદદ કર્યા બદલ અંગ્રેજોએ નિઝામને પાછા આપ્યા.

(૮) **નવો પરવાનો, ઇ. સ. ૧૮૫૩**—આ નવો પરવાનો ૨૦ વર્ષની મુકરર મુદત માટે નહિ પણ અનિશ્ચિત લાંબી મુદત માટે મંજુર થયો. તેની રૂએ બંગાળા અને પંજાબમાં લેફ્ટનેન્ટ ગવર્નરો નીમાયા. ગવર્નર જનરલની કાઉન્સિલના લૉ મેમ્બરને બીજા સભ્યોના જેવોજ હક મળ્યો, તેથી સભ્યોની સંખ્યા ચારની થઈ. કાયદાની રચના કરવા બાર સરકારી અમલદારોની એક ધારાસભા સ્થપાઇ. હિંદી નોકરી માટેની નીમણુકો કરવાનો હક બૉર્ડ ઑવ ડિરેક્ટર પાસેથી ઇંગ્લેંડની સરકારના હાથમાં ગયો.

(૯) **લોકોપયોગી કામો**—લૉર્ડ ડેલ્હાઉસીએ પોતાના સાત વર્ષના કારભાર દરમિઆન ઘણા સુધારા કર્યા. તેણે દેશીઓને માટે સિવિલ સર્વિસ ખુલ્લી મૂકી; અને જાહેર બાંધકામ નામે નવું ખાતું ઉઘાડી દેશમાં જાહેર મકાનો, રસ્તા, અને નહેરો તૈયાર કરાવ્યાં. વળી તેણે દેશી અને યુરોપીઅન સભ્યોની ધારાસભા સ્થાપી. તેણે ઇ. સ. ૧૮૫૩ માં હિંદમાં પ્રથમ રેલ્વે બંધાવી; અને ગંગાની નહેર ખુલ્લી મૂકી તેનાં નાણાં આવક અને જાહેર લોનથી પુરાં કર્યાં.

લૉર્ડ ડેલ્હાઉસીએ ઇ. સ. ૧૮૫૦ માં એક કાયદો પસાર

કર્યો, તેથી બ્રિટિશ હિંદની પ્રજાને ધાર્મિક બાબતમાં સ્વેચ્છાનુસાર વર્તવાની બાબત પ્રકટ કરવામાં આવી.

લૉર્ડ ડેલ્હાઉસીએ ટપાલખાતું ઉઘાડી અર્ધા આનાની ટિકિટથી આખા હિંદમાં ટપાલ પહોંચાડવાની સગવડ કરી; ઉપરાંત તારનાં દોરડાં નંખાવી તારસમાચાર પહોંચાડવાની ગોઠવણ પણ કરી.

ઇ. સ. ૧૮૫૪ માં સર ચાર્લ્સ વૂડ કે જે પાછળથી લૉર્ડ હાલિફાક્સના નામે ઓળખાયો તે હિંદમાં આવ્યો. તેની મદદથી ડેલ્હાઉસીએ આખા હિંદમાં અંગ્રેજી અને હિંદી ભાષાઓની શાળાઓ સ્થાપી; ઉપરાંત દરેક ઇલાકામાં વિશ્વવિદ્યાલયો સ્થપાયાં. ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની સત્તા નીચે કેળવણી ખાતું વ્યવસ્થિત થયું, અને ખાનગી શાળાઓને સરકારી મદદ આપવાની વ્યવસ્થા પણ થઈ.

(૧૦) **ડેલ્હાઉસીનું ગમન**—ડેલ્હાઉસીએ હિંદમાં બ્રિટિશ રાજ્ય ઘણુંજ વધાર્યું. તેણે પ્રજાનાં સુખનાં સાધન ઘણાં વધાર્યાં. તે ઇ. સ. ૧૮૫૬ ના માર્ચની ૬ ઠ્ઠી તારીખે ઇંગ્લંડ જવા નીકળ્યો. સાત વર્ષના સતત શ્રમથી તેની તબીઅત બગડી હતી, તેથી તે ૪૮ વર્ષની વયે ઇ. ૧૮૬૦ માં મરણ પામ્યો.

## પ્રશ્નો.

૧. પહેલા સીખ વિગ્રહનું વર્ણન કરો.
૨. લૉર્ડ હાર્ડિંગે કરેલા સુધારા અને બીજા સીખ વિગ્રહનું કારણ કહો.
૩. લૉર્ડ ડેલ્હાઉસીએ ખાલસા કરેલાં રાજ્યોની સકારણ નોંધ કરો.
૪. લૉર્ડ ડેલ્હાઉસીએ ક્યાં લોકોપયોગી કાર્યો કર્યાં?
૫. કોહિનૂર. અને સર ચાર્લ્સ વૂડ વિષે શું જાણો છો?
. હિંદુસ્તનના નકશાનો સ્કેચ કરી તેમાં ડેલ્હાઉસીના વખતનું બ્રિટિશ હિંદ બતાવો.

# પ્રકરણ ૫૫ મું.

## ૧૪. લૉર્ડ કેનિંગ ઇ. સ. ૧૮૫૬-૧૮૬૨.

૧. લૉર્ડ કેનિંગ જ્યોર્જ કેનિંગ નામના બ્રિટિશ રાજદ્વારી નરનો પુત્ર હતો, અને ઇ. સ. ૧૮૧૨ માં જન્મ્યો હતો. તે ઇ. સ. ૧૮૪૧ માં પરદેશ ખાતાનો મદદનિશ સેક્રેટરિ નીમાયો હતો અને ત્યાર પછી પોસ્ટ માસ્તર જનરલ થયો હતો. કેનિંગ ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરિમાં ગવર્નર જનરલ નીમાયો. પોતે હિંદને શાંતિમાં ધારતો હતો, પણ થોડાજ વખતમાં દેશમાં અશાંતિ થઈ.

૨. **ઇરાન સાથે વિગ્રહ,** ઇ. સ. ૧૮૫૬.—ઇરાનીઓએ ઇ. સ. ૧૮૩૮ માં હેરાતને સફેલાઇથી ઘેર્યું હતું. હવે તેઓએ હેરાત જીતી લઇ ઇરાનમાં વસતી બ્રિટિશ રૈયતનું અપમાન કર્યું; અને બ્રિટિશ એલચીને તહેરાનમાંથી કાઢ્યો તેથી વિગ્રહ શરૂ થયો. કરાર પ્રમાણે અફઘાનિસ્તાનનો અમીર અંગ્રેજોને મદદ કરવા બંધાએલો હતો, પણ તેની મદદની જરૂર નહોતી. સર જેમ્સ ઑટ્રામે ઇરાની અખાતમાં થઇ બુશાયર જીતી મોહમ્રા કિલ્લો તાબે કર્યો. ઇ. સ. ૧૮૫૭ માં સલાહ થઇ તથી ઇરાનના શાહે હેરાત પાછું આપી અફઘાનિસ્તાનમાંથી લશ્કર ખેંચી લીધું; તથા અંગ્રેજોને લડાઇનો ખર્ચ આપવાનું અને બ્રિટિશ વેપારનું રક્ષણ કરવાનું વચન આપ્યું. ૧૮૫૭.

૩. **દેશી સિપાઇઓનો બળવો.** ઇ. સ. ૧૮૫૭—લૉર્ડ કેનિંગના વખતમાં આ બનાવ સૌથી મોટો છે. કારણોઃ—(૧) રાજકીય કારણોઃ-(अ) હિંદના દેશી રાજાઓને અંગ્રેજી રાજ્યની સત્તા વધવાથી સ્વસત્તાનો નાશ થવાની ધાસ્તી પેઠી હતી. દિલ્હીના બહાદુરશાહને દિલ્હી છોડવાનું ફરમાન થયું હતું, તેથી તે નારાજ થયો હતો. (ब) બાજીરાવ બીજાના મરણ પછી તેના દત્તક પુત્ર નાના સાહેબને આઠ લાખનું પેન્શન આપ્યું નહિ તેથી તે ગુસ્સે

થઇ અંગ્રેજોની વિરૂદ્ધ ઉશ્કેરણી કરતો હતો. ( क ) ઝંસીની રાણીને દત્તક લેવાની મના કરી તેથી તે પણ દુશ્મનાવટ રાખી કાવતરાં કરતી હતી ( ड ) બંગાળાના સિપાઇઓ મોટે ભાગે અયોધ્યાના હતા તેથી તેઓ, અમીરો તથા તાલુકદારો પોતાનો દેશ ખાલસા થવાથી ઉશ્કેરાયા હતા. ( इ ) ડેલ્હાઉસીની રાજ્યો ખાલસા કરવાની પદ્ધતિથી કોઇ દિવસ આપણું રાજ્ય પણ જશે એવા વિચારે દેશી રાજાઓનાં મન ઉચક થયાં હતાં.

( ૨ ) **સાંસારિક અને ધાર્મિક કારણો**— अ ) ખ્રિસ્તી પાદરીઓએ કેળવણી અને અન્ય સુધારો કરવા પ્રયત્ન કર્યા, તેથી હિંદુ વિધવાવિવાહ કાયદેસર ઠર્યા, તે કારણથી જુના વિચારવાળાઓ અને બ્રાહ્મણોને સ્વસત્તા નાશ પામવાની બીક લાગી, તેથી તેઓ સુધારાની સામ થયા. ( ब ) રેલવે અને તારનાં દોરડાંની રચનાથી અજ્ઞાની લોકોએ એવી અફવા ઉડાવી, કે સરકાર દેશને બાંધી ખ્રિસ્તી બનાવવા માગે છે. ( क ) અંગ્રેજી કેળવણી સામે લોકો કહેવા લાગ્યા કે તેથી આપણે હિંદુ ધર્મમાં રહીશું નહિ. આ કારણોથી જુના વિચાર અને નવા સુધારા વચ્ચે વિગ્રહ ચાલ્યો, અને લોકોએ " અમારાં રીતિરિવાજ તથા ધર્મ જોખમમાં છે; " એવો પોકાર કર્યો.

( ૩ ) **લશ્કરી કારણો**—( अ ) બ્રહ્મી વિગ્રહ વખતે દેશી સિપાઇઓને દેશ પાર મોકલવામાં આવ્યા હતા તેથી તેઓ નારાજ થયા હતા. ( ब ) દેશી સિપાઇઓ પગારની બાબતમાં ઘણા અસંતુષ્ટ રહેતા હતા; તેથી સર ચાર્લ્સ નેપીઅરે કહ્યું હતું કે બંગાળામાં કોઇક વખતે બળવો થશે. ( क ) સિપાઇઓ ઉશ્કેરાએલા હતા એવામાં ઇ. સ. ૧૮૫૭ ની શરૂઆતમાં નવી બંદુકો આવી. તેમાં વાપરવાના કાર્તુસને ભેજથી બચાવવા કાગળ ચોંટાડવામાં આવ્યો હતો. તે દાંતે તોડી બંદુકમાં મૂકવાનાં હતાં. ત્યારે સિપાઇઓએ ગપ ઉરાડી

કે કાર્તુસ પર ગાય અને ડુક્કરની ચરબી લગાડેલી છે, અને તેથી સરકાર હિંદુમુસલમાનને ખ્રિસ્તી કરવા માગે છે. કેનિંગે રસાયન શાસ્ત્રી પાસે તપાસ કરાવી ખાતરી આપી છતાં સિપાઇઓએ માન્યું નહિ. ( ड ) આ અરસામાં બહાદુર અંગ્રેજ અમલદારો, સિપાઇઓ, અને રેલવે આદિ સાહિત્યોની ઘણી ખોટ હતી. ( इ ) દેશી સિપાઇઓ પોતાની શક્તિ વિષે અતિ ઉચ્ચ વિચાર રાખતા હતા તેથી તેઓએ બળવો કરવાનો નિશ્ચય કર્યો.

**૪. વફાદાર રાજાઓ અને લોકો**—સર જોન લોરેન્સ નામના બહાદુર અને શાણા અમલદારના કારભારથી પંજાબના સીખ સરદારો અને લોકોએ અંગ્રેજો સાથે સહકાર કર્યો. અનેક રજપૂત રાજાઓએ અને મુખ્યત્વે જયપુરના રાજાએ ઘણી વફાદારી બતાવી અંગ્રેજોને મદદ કરી. હોલ્કર, સિંધીઆ, અને ગાયકવાડ બ્રિટિશ સરકારને વફાદાર રહ્યા. નિઝામ તથા નેપાળની સરકારે પણ કીમતી મદદ આપી. મદ્રાસ અને મુંબઇ ઇલાકાના દેશી સિપાઇઓ બળવામાં ભળ્યા નહિ. મુંબઇના બાહોશ ગવર્નર એલ્ફિન્સ્ટને સિપાઇઓને કબજે રાખ્યા એટલુંજ નહિ પણ મધ્ય હિંદમાં પણ લશ્કર મોકલી વ્યવસ્થા સાચવી.

**૫. બળવો:-( ૧ ) આરંભ**—ઇ. સ. ૧૮૫૭ ની શરૂઆતમાં બંગાળાના દેશી લશ્કરમાં તોફાનનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. કલકત્તાથી ૧૬ માઇલ પર આવેલી બરાકપુરની છાવણીની દેશી પલટણે અમલદારોના હુકમનો અનાદર કરી તોફાન કર્યું. સરકારે એ પલટણને વીખેરી નાખી. તે સિપાઇઓએ ઠામઠામ દેશી સિપાઇઓને ઉશ્કેર્યા. પરીણામે મીરતમાં બળવો ફાટી નીકળ્યો, અને ત્યાંથી વાયવ્ય પ્રાંતો, મધ્ય હિંદ, અયોધ્યા અને રોહિલ ખંડમાં ફેલાયો.

**(૨) મીરત**—ત્રણ બંગાળી પલટણે ઇ. સ. ૧૮૫૭ ના મેની ૧૦ મીએ રવિવારે મીરતમાં બળવો કરી યુરોપીઅનોને મારી નાખ્યા,

તેમનાં મકાન સળગાવી મૂકયાં, અને દિલ્હીનો રસ્તો લીધો. ત્યાં તેઓએ દિલ્હીના સિપાઇઓ સાથે મળી મોગલના વંશજ મહમદ બહાદુરશાહને દિલ્હીની ગાદીએ બેસાડી યુરોપી પ્રજાનાં ખૂન કર્યાં. લેફ્ટેનેન્ટ વિલોબીએ સમય વિચારી દારૂખાનું સળગાવી મૂકયું, પણ બળવાખોરોએ દિલ્હી કબજે કર્યું, આ સમાચાર સાંભળી ઉત્તર હિંદનાં લશ્કરી મથકોના દેશી સિપાઇઓએ બળવો કરી અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, કેદખાનાં ઉઘાડી કેદીઓને છોડી મૂકયા, તથા બજારોનો નાશ કરી શહેરો લૂટી લીધાં.

(૩) ઝાંસીની રાણીએ બળવો કરી પુરુષ, સ્ત્રી અને છોકરાં મળી ૫૫ અંગ્રેજોનાં ખૂન કર્યાં.

(૪) **કાનપુર**—બીજા બાજીરાવનો દત્તકપુત્ત ધોન્ડો પંત ઉર્ફે નાના સાહેબ કાનપુર પાસે બીથુરમાં રહેતો હતો, તેણે કાનપુરના દેશી સિપાઇઓને ઉશ્કેરી ઇ. સ. ૧૮૫૭ ના જુનમાં બળવો કર્યો. અંગ્રેજોએ ૨૦ દિવસ બહાદુરીથી બચાવ કર્યો; નાના સાહેબે તેમને સહીસલામત અલાહાબાદ જવા દેવા વચન આપ્યું. તેઓ જુનની ૨૭ મીએ હોડીમાં બેસી ગંગામાં સફર કરવા લાગ્યાં, એવામાં નાના સાહેબે વિશ્વાસઘાત કરી તેઓ પર ગોળીબાર કરાવ્યો તેથી ઘણાનો નાશ થયો. નાનાસાહેબે હવે પેશ્વાપદ ધારણ કર્યું. કર્નલ નીલ અને જનરલ હેવલોકે જુલાઇની ૧૬મીએ નાનાને હરાવ્યો, તેથી તે કિલ્લામાં ભરાયો.

(૫) **લખનૌ**—મેની ૩૦મીએ લખનૌના દેશી સિપાઇઓએ બળવો કર્યો, તેથી ચીફ કમિશનર સર હેન્રિ લૉરે બધા અંગ્રેજો સાથે કિલ્લામાં ભરાયો, પણ થોડા વખત પછી તે યો.

૬. **બળવો સમાવ્યો**—(૧) કાનપુર—જનરલ હેવલોકે અલાહાબાદથી નીકળી તા ૧૫ મી જુલાઇએ કાનપુરથી ૮ માઇલ પર આવી નાના સાહેબને હરાવ્યો. હેવલોકના આગમનના સમાચાર

સાંભળી નાનાસાહેબે અંગ્રેજ કેદીઓને ઠાર કર્યા, જનરલ હેવલોકે તા. ૧૭મીએ કાનપુર કબજે કર્યું અને જનરલ નીલને ત્યાં મૂકી પોતે લખનૌ તરફ નીકળ્યો;

(૨) **દિલ્હી જીત્યું**—અંગ્રેજોએ જુનની ૮ મી તારીખે દિલ્હીને ઘેર્યું અને ત્રણ માસ સુધી પ્રયત્ન કર્યો છતાં તે જીતાયું નહિ. આખરે તા. ૧૪ મી સપ્ટેમ્બરે જનરલ નિકલ્સને હલ્લો કરી છ દિવસની લડાઇ પછી દિલ્હી જીત્યું, નિકલ્સન ઘવાયાથી મરણ પામ્યો. કેપ્ટન હૉડસન નામના મોગલ પાદશાહ બહાદુરશાહ તથા તેના બે પુત્રોને હુમાયુનના કબરસ્તાનમાંથી પકડયા, તેણે શાહજાદાઓને સ્વહસ્તે ગોળીબાર કરી ઠાર કર્યા અને બહાદુરશાહને રંગુનમાં કેદ કર્યો. ત્યાં તે ઇ. સ. ૧૮૬૨ માં મરણ પામ્યો.

(૩) **લખનૌ**—જનરલ હેવલોક અને આઉટ્રમનાં લશ્કર ૨૫ મી સપ્ટેમ્બરે આવી પહોંચ્યાં પણ બળવાખોરો બળવાન હોવાથી તેઓ જીતી શકયા નહિ. આખરે સર કૉલિન કેમ્પબેલે નવેમ્બરમાં લખનૌ કબજે કર્યું. આ અરસામાં અયોધ્યા અને રોહિલખંડના લોકો બળવાખોરો સાથે ભળ્યા. કેમ્પબેલે જંગબહાદુરની સરદારી નીચેના ગુરખા સૈન્યની મદદથી બે વર્ષ પ્રયત્ન કરી ઇ. સ. ૧૮૫૯ માં આખા પ્રાંતમાં શાંતિ સ્થાપી.

(૪) **મધ્યહિંદ**—ગ્વાલિઅરના લશ્કરે નાના સાહેબના સરદાર તાતીઆ ટોપીની આગેવાની નીચે બળવો કર્યો, અને તે ઝાંસીની રાણીની મદદ કરવા ગયો. સર હ્યુ રોઝે તેને ઝાંસીમાં હરાવ્યો તેથી તે અંગ્રેજોના પક્ષમાં ભળેલા સિંધિઆને હરાવવા ફરીથી ગ્વલિઅર ગયો. તેણે શહેર તાબે કર્યું, સર હ્યુ રોઝ તેની પાછળ ગ્વાલિઅર ગયો, ત્યાં તેણે તાતીઆને હરાવ્યો. આ યુદ્ધમાં ઝાંસીની બહાદુર રાણી પુરુષને વેષે લડતી મરાઇ. તાતીઆ નાઠો પણ બ્રીગેડિઅર નેપીઅરે તેના લશ્કરને ઘેરી લીધું તેથી તે ગુજરાત તરફ નાઠો. બે માસ પછી

તાતીઆને તેના એક અનુચરે અંગ્રેજોને સ્વાધીન કર્યો, તેથી તને ફાંસીએ દીધો. નાના સાહેબ પણ નેપાળનાં જંગલોમાં રખડી મરણ પામ્યો.

૭. **નવું રાજ્યબંધારણ**—બોર્ડ ઓવ કંટ્રોલ અને બોર્ડ ઓવ ડિરેક્ટરનો બ્રિટિશ હિંદ પરનો બેવડો અધિકાર સંતોષકારક સફળ થયો નહિ, તેથી રાજબંધારણમાં ફેરફાર કરવા માટેનો એક ખરડો લૉર્ડ ડર્બી અને રાઇટ ઓનરેબલ બેન્જામિન ડિઝ્રાએલીએ પાર્લમેન્ટમાં રજુ કર્યો. તે ઈ. સ. ૧૫૫૮ ના ઑગસ્ટની ૨ જી એ પસાર થયો તેથી હિંદમાં ૨૫૮ વર્ષથી ચાલતા કંપનિના કારભારનો, બોર્ડ ઓવ કંટ્રોલનો, બોર્ડ ઓવ ડિરેક્ટરનો તથા કોર્ટ ઓવ પ્રોપ્રાયટરનો અંત આવ્યો. તે કાયદાની મુખ્ય કલમો નીચે મુજબ હતી. (૧) હિંદનો કારભાર કંપનિ પાસેથી લઇ ઈંગ્લંડના તાજની સીધી દેખરેખ નીચે મૂક્યો. (૨) હિંદના બધા કારભાર પર દેખરેખ રાખવા બ્રિટિશ કેબિનેટ-માંથી એક સેક્રેટરિ ઓફ સ્ટેટ ( રાજ્ય મંત્રી ) નીમવો, અને તેને મદદ કરવા વધુમાં વધુ ૧૫ અને ઓછામાં ઓછા ૧૨ સભ્યોની એક ઇંડિઆ કૌંસિલ નીમવી. તેમાં આઠે ઓછામાં ઓછા ૧૦ વર્ષ હિંદમાં નોકરી કરેલી હોવી જોઇએ. સેક્રેટરિ ઓફ સ્ટેટ ફોર ઇંડિઆ હિંદના દરબાર વિષે પાર્લમેન્ટને જવાબદાર હતો. (૩) ગવર્નર જનરલને વધારાનો વાઇસરાયનો ઇલ્કાબ મળ્યો. ગવર્નર જનરલ અને વાઇસરોય તથા ઇંડિઆ કૌંસિલ પોતાના કામ માટે સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈંડિઆને જવાબદાર છે. (૪) વાઇસરોય, ઇલાકાના ગવર્નરો અને વાઇસરોયની કૌંસિલના સભ્યોની નીમણુક ઈંગ્લંડની સરકારે કરવી. (૫) ઇમ્પીરીઅલ લેજિસ્લેટીવ કૌંસિલમાં ( ધારાસભા ) ૩ દેશી સભ્યો દાખલ થયા. (૬) સુપ્રિમ કોર્ટ (વરિષ્ઠ અદાલત અને સદર દિવાની અદાલત ) નીકળી ગઇ અને તેને બદલે દરેક ઇલાકામાં હાઇકોર્ટો સ્થપાઇ.

(૮) **મહારાણીનો ઢંઢેરો**—લૉર્ડ કેનિંગે ઇ. સ. ૧૫૫૮ ની ૧ લી નવેમ્બરે અલાહાબાદમાં મોટો દરબાર ભરી મહારાણીનું જાહે-

રનામું પ્રજાને વાંચી સંભળાવ્યું. તે પ્રમાણે લૉર્ડ કૅનિંગ પહેલા વાઇસરૉય તરીકે ઓળખાયો. મહારાણીએ ફરમાવ્યું કે "ખૂનીઓ સિવાય જે બળવાખોરોએ બળવામાં ભાગ લીધો છે તેઓને માફી આપવામાં આવશે. હિંદના રજવાડાઓ સાથેના કરાર પાળવામાં આવશે. ધર્મ કે જાતિભેદ રાખ્યા વગર કેળવણી અને યોગ્યતા જોઇ સર્વને સરકારી નોકરી આપવામાં આવશે. ધર્મની બાબતમાં કોઇને હેરાન કરવામાં આવશે નહિ; સર્વને સ્વેચ્છિત ધર્મ પાળવાની છુટ છે." આ જાહેરનામું હંદી રાજારજવાડ તથા પ્રજાના સ્વાતંત્ર્ય તથા હકનો 'મૅગ્નાચાર્ટા' (મોટો પરવાનો) કહેવાય છે. આ જાહેરનામાથી લૉર્ડ કૅનિંગે અપુત્ર રાજારજવાડાઓને દત્તક લેવાના હકની તથા રાજ્ય ખાલસા કરવાની પદ્ધતિનો નાશ થયાની ખાતરી દેશી રાજાઓને આપી. ૧૫૩ દેશી રાજાઓને દત્તક લેવાની મંજુરી મળી હતી.



મહારાણી વિક્ટોરિઆ.

૯. સુધારા—લૉર્ડ કૅનિંગના વખતમાં કલકત્તા, મદ્રાસ, અને મુંબઇમાં વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટિઓ) સ્થપાઇ અને કેળવણી ચોતરફ ફેલાઇ. રાણીનું અને કંપનિનું લશ્કર જોડી દેવામાં આવ્યું, અને દેશી લશ્કરમાં સુધારો કરવામાં આવ્યો. લાર્ડ મૅકોલેએ ઇ. સ. ૧૮૬૦ માં પીનલ કોડ (ફોજદારી ધારાસંગ્રહ) રચ્યો અને બીજે વર્ષે તેને અમલમાં મૂક્યો. ઇ. સ. ૧૮૫૯ માં સિવિલ પ્રોસિજર કોડ

અને ૧૮૩૧ માં ક્રિમિનલ પ્રોસિજર કોડ અમલમાં આવ્યા. રાજ્યની ખોટ પુરવા ઇન્કમટેક્સ ( આવક પરનો કર ) મૂકવામાં આવ્યો.

સ્વામી દયાનંદ સરસ્વતીએ વેદધર્મ પુનઃસ્થાપન કરવા ઉત્તર અને પશ્ચિમ હિંદમાં આર્યસમાજ સ્થાપન કરી.

૧૦. કૅનિંગને છેલ્લા વખતમાં કિલમન્સી કેનિંગનો ઇલ્કાબ મળ્યો. તે હિંદમાં શાંતિ સ્થાપી ઇ. સ. ૧૮૬૧ માં ઇંગ્લંડ ગયો અને એક માસ પછી મરણ પામ્યો. તેને વેસ્ટ મિનિસ્ટર–એબી–માં દફનાવ્યો. બીજો કોઇ પણ ગવર્નર જનરલ તેના જેવી વિપત્તિમાં આવ્યો નહોતો.

## પ્રશ્નો.

૧. દેશી સિપાઇઓના બળવાનાં કારણો બોલો.
૨. બળવા પછીનું નવું રાજબંધારણ સમજાવો.
૩. મહારાણીશ્રીના ઢંઢેરાનો સાર બે લો.
૪. લૉર્ડ કેનિંગે કયા સુધારા કર્યા?

---

## હિંદ ઇંગ્લંડના તાજ નીચે.

## ઈ. સ. ૧૮૫૮થી.

## ગવર્નર જનરલ વાઇસરૉયનો હિંદમાં અમલ.

## પ્રકરણ ૫૬ મું.

## લૉર્ડ એલ્જીનથી લૉર્ડ લિટન સુધી ઈ. સ. ૧૮૬૨–૧૮૮૦.

૧. **લૉર્ડ એલ્જીન**, ઇ. સ. ૧૮૬૨ ૧૮૬૩—હિંદના પહેલા વાઇસરૉય કિલમન્સી કેનિંગ પછી લૉર્ડ એલ્જીન નીમાયો. તેણે કેનેડાના ગવર્નર જનરલ તરીકે નોકરી કરી હતી. લૉર્ડ એલ્જીનના વખતમાં

પંજાબની વાયવ્યમાં વસતા વહાબી જાતના પહાડી લોકોએ બળવો કર્યો. તે અરસામાં કજીઆનો લાભ લઇ અફઘાનો હિંદમાં આવે એવો સંભવ હતો તેથી બળવાખોરોને વશ કરવાની જરૂર હતી. એલ્જીને સર ચાલર્સ ચેમ્બર્લેનને તેમની સામે મોકલ્યો પણ તે વ્યવસ્થા કરી શક્યો નહિ; તેથી મુખ્ય સેનાપતિ સર હ્યુ રોઝે વહાબી પ્રજાને હરાવી અમ્બાલા જીતી લઇ શાંતિ ફેલાવી. લૉર્ડ એલ્જીન અઢાર માસ કારભાર કરી પંજાબમાં આવેલા ધર્મશાળા શહેરમાં મરણ પામ્યો. તેના મરણ પછી મદ્રાસના ગવર્નર સર વિલિઅમ ડેનિસને થોડી મુદ્દત વાઇસરૉય તરીકે કારભાર કર્યો.

## ૩. લૉર્ડ લૉરેન્સ, ઇ. સ. ૧૮૬૪–૧૮૬૯.

**ભૂતાન વિગ્રહ, ઇ. સ. ૧૮૬૪**–લૉર્ડ લૉરેન્સે પંજાબમાં ઉત્તમ કારભાર ચલાવ્યો હતો તેથી તે સર્વાનુમતે વાઇસરૉય નીમાયો. ભૂતાનની સરકારે અંગ્રેજોનો થોડો મુલક દબાવ્યો તે પાછો મેળવવા મિ. ઍશ્લી એડનને મોકલ્યો. તેને સંતોષકારક જવાબ મળ્યો નહિ તેથી વિગ્રહ થયો. ભૂતાનના રાજાએ હાર ખાઇ પચાવેલો પ્રદેશ તથા પૂર્વદ્વાર નામનો પ્રદેશ અંગ્રેજોને આપી સલાહ કરી.

**(૨) ઓઢાઆમાં દુકાળ,**–ઇ. સ. ૧૮૬૬—ઇ. સ. ૧૮૬૫ માં બંગાળામાં વરસાદની તાણ પડી તેથી ઓઢીઆમાં ભયંકર દુકાળ પડયો. આથી ૨૦ લાખ માણસો મરણ પામ્યાં. રેલવેની ખોટથી સરકાર પુરતી મદદ કરી શકી નહિ. સરકારે તે પછી રેલવે અને નહેરોની રચના માટે મોટી રકમ ખર્ચી.

**(૩) અફઘાન મામલો**—અફઘાનિસ્તાનનો દોસ્ત મહંમદ ઇ. સ. ૧૮૬૩ માં મરણ પામ્યો, અને તેનો પુત્ર શેરઅલી અમીર થયો, પણ તેના મોટા ભાઇ અફઝુલખાન અને આઝમખાને ગાદી માટે કજીઓ કર્યો. તેઓએ શેરઅલીને કંદહાર તરફ નસાડી મૂકયો,

અને ઈ. સ. ૧૮૬૬ માં અફ્ઝુલખાન ગાદીએ બેઠો. શેરઅલીએ અંગ્રેજોની મદદ માગી પણ તેઓ તટસ્થ રહ્યા.

( ૪ ) ઇ. સ. ૧૭૬૮ માં અંગ્રેજોને આબિસિનિઆ સાથે લડાઇ થઇ. ઇ. સ. ૧૮૩૮ માં વાયવ્ય પ્રાંતોમાં દુકાળ પડયો, તથા દ્વારકાંની વાઘેર જાતે બળવો કર્યો તે સમાવવામાં આવ્યો.

( ૫ ) **સુધારા**—લૉર્ડ લૉરેન્સના રાજ્યકાળમાં રેલવે તાર, અને નહેરોનાં બાંધકામ વૃદ્ધિ પામ્યાં; પોસ્ટના દર કમી થયા; સરકારી અને સબોર્ડિનેઇટ અમલદારોના પગાર વધ્યા. સર જોન લૉરેન્સ ઇ. સ. ૧૮૨૯ માં હિંદી નોકરીમાં દાખલ થયો હતો. તે સાધારણ નોકરીમાંથી વાઇસરૉય નીમાયો હતો. તેના વખતમાં વાઇસરૉય માટે કારભારની ૫ વર્ષની મુદતનો નિયમ થયો. લૉરેન્સ ઇ. સ. ૧૮૬૯ માં ઈંગ્લંડ ગયો અને ઇ. સ. ૧૮૭૯ માં મરણ પામ્યો. તેને વેસ્ટમિન્સ્ટર એબિમાં દફનાવ્યો.

## ૪. લૉર્ડ મેયો ઈ. સ. ૧૮૬૯-૧૮૭૨.

( ૧ ) **લૉર્ડ મેયો અને અંબાલા દરબાર, ઈ. સ. ૧૮૬૯**—લૉર્ડ મેયો નામનો મહાશક્તિમાન જુવાન અમીર ઇ. સ. ૧૮૬૯ માં વાઇસરૉય નીમાયો, તેના વખતમાં અફગાનિસ્તાનનો કજીઓ ચાલુ હતો, પણ તેણે તેમાં હાથ ઘાલ્યો નહિ; છેવટે શેરઅલી અફઘાનિસ્તાનની ગાદીએ બેઠો. લૉર્ડ મેયોએ અંબાલામાં દરબાર ભરી શેરઅલીને બોલાવ્યો અને તેને રત્નજડિત તરવાર અને ૬ લાખ રૂપીઆ બક્ષિસ આપી ઘણું માન આપ્યું. રશીઅન બીકને લીધે આમ કરવાની જરૂર પડી હતી.

(૨) **રશિયા સાથે શાન્તિ ભરી ગોઠવણ**—લૉર્ડ મેયોએ મધ્ય એશિયાને લગતી બાબતનો નિર્ણય કરવા ઈંગ્લંડની સરકારને લખ્યું, તેથી રશિયા સાથે સલાહ થઇ અને અફગાન તથા રશિયન રાજ્યો વચ્ચેની સરહદ મુકરર થઇ.

(૩) ડયુક ઑફ એડિનબરોનું આગમન ૧૮૬૯ થી ૧૮૭૦—મહારાણી વિક્ટોરિઆના બીજા પુત્ર ડયુક ઑફ એડિનબરો હિંદની મુલાકાતે આવ્યા. રાજકુટુંબના માણસની આ પ્રથમ મુલાકાતથી હિંદને ઘણો આનંદ થયો, અને ડયુકને આખા હિંદમાં અપૂર્વ માન મળ્યું.

(૪) લૉર્ડ મેયોના સુધારા—અલવાર અને કાઠિઆવાડનાં કેટલાંક નાનાં રાજ્યમાં ઘણી અંધાધુધી, અવ્યવસ્થા, અને પ્રજાપર જુલમ થયાં. તેથી બ્રિટિશ સરકારે તેનો કબજો લઇ સુધારો કર્યો. રજપુત સરદારોના છોકરાઓને પોતના કામને માટે યોગ્ય તાલીમ મળે માટે અજમેરમાં એક કાલેજ સ્થાપવાની યોજના કરી મેયોના મરણ પછી તેની સ્થાપના થઇ અને હાલ મેયો કાલેજને નામે પ્રસિદ્ધ છે.

આજ સુધી બધાં નાણાં હિંદની વરિષ્ઠ સરકાર પાસે રહેતાં. અને ઇલાકાની સરકારને દરેક જાતના ખર્ચ માટે તેની મંજુરી લેવી પડતી. લોર્ડ મેયોએ તેમાં ફેરફાર કરી ઇલાકાઓની સરકારને પાંચ વર્ષ માટે ખર્ચની રકમ બાંધી આપી અને પ્રજાહિત માટે તેનો ઉપયોગ કરવા રજા આપી.

લૉર્ડ મેયોએ ખેતીવાડી ખાતુ સ્થાપ્યું, મીઠાના કરમાં સુધારો કર્યો, અને રસ્તા રેલવે તથા નહેરોમાં સુધારોવધારો કર્યો; તેના વખતમાં ઇ. સ. ૧૮૬૯ માં સુએજની નહેર ખુલ્લી મુકવામાં આવી.

(૫) લૉર્ડ મેયોનું મરણ—લૉર્ડ મેયો હિંદી પ્રજાની જરૂરીઆત જાણવા હિંદમાં મુસાફરી કરતો હતો. ઇ. સ. ૧૮૭૨ માં રંગુનમાં તેને ઉત્સાહપૂર્વક આવકાર મળ્યો. ત્યાંથી પાછા વળતાં કેદીઓની સ્થિતિ સુધારવા આંદામાન ગયો, ત્યાં શેરઅલી નામના એક પઠાણ કેદીએ તેને પોર્ટ બ્લેરમાં મારી નાખ્યો. તેના મરણથી હિંદી રાજાપ્રજાને ઘણો શોક થયો, તે ડાહ્યા કારભારથી સૌથી આબાદ વાઇસરૉયમાંનો એક થઇ ગયો છે.

## ૫. લૉર્ડ નૉર્થબ્રૂક ઇ. સ. ૧૮૭૨–૧૮૭૬.

(૧) **શેરઅલીનો એલચી** ઇ. સ. ૧૮૭૩—મદ્રાસના ગવર્નર લૉર્ડ નેપિઅરે લૉર્ડ નૉર્થબ્રુકના આવતાં સુધી વાઇસરૉય તરીકે કામ કર્યું. અફગાનિસ્તાનના અમીર શેરઅલીએ રશિઅન બીકને લીધે લૉર્ડ નૉર્થબ્રૂક પાસે એલચી મોકલ્યો. અંગ્રેજ સરકાર મધ્ય એશિઆની બાબતમાં વચ્ચે પડવા નારાજ હતી, તેથી વાઇસરૉય વચ્ચે પડયો નહિં.

(૨) **બિહારમાં દુકાળ** ૧૮૭૪—ઉત્તર બંગાળા અને બિહારમાં મોટો દુકાળ પડયો, સરકારે સર રિચર્ડ ટેમ્પલને દુકાળ નિવારણ કામનો સરદાર નીમ્યો. તેના સારા કામથી તેને પાછળથી બંગાળાનો લેફ્ટેનેન્ટ ગવર્નર નીમ્યો. સરકારે દુકાળના વખતમાં બાધકામ ઉઘાડી ૭૦ લાખ રૂપીઆ ખર્ચી પ્રજાનો બચાવ કર્યો.

(૩) **વડોદરાનો મામલો**, ઇ. સ. ૧૮૭૫—મલ્હારરાવ ગાયકવાડ ઇ. સ. ૧૮૭૦ માં વડોદરાની ગાદીએ બેઠો, તે અંગ્રેજ સરકારની ચેતવણી પામ્યા છતાં સારી રીતે કારભાર કરતો નહોતો, તેના પર ઇ. સ. ૧૮૭૫ માં વડોદરામાં રહેતા બ્રિટિશ રેસિડેન્ટ કર્નલ ફેરને ઝેર દીધાનું તહોમત આવ્યું. જ્યાજીરાવ સિંધિયા, જયપુરના મહારાજા રાયસિંગ, સર દિનકરરાવ એમ ત્રણ દેશી અને ત્રણ અંગ્રેજોના મંડળને તપાસ કરવા નીમ્યું. સિંધિયા અને સર દિનકરરાવને ગાયકવાડ દોષિત લાગ્યો નહિ. છેવટે મલ્હારરાવને તેના ખરાબ કારભારને લીધે પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યો. ખંડેરાવનાં વિધવા જમનાબાઈએ સયાજીરાવને દત્તક લઇ ગાદી લીધી. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ઉચ્ચ કેળવણી પામેલા હોઈ રાજ્યની આબાદી અને પ્રજાનું હિત થાય એવી ઉત્તમ રીતે વડોદરાનું રાજ્ય ચલાવે છે.

(૪) **પ્રિન્સ ઑફ વેલ્સનું પ્રથમ આગમન** ઈ. સ. ૧૮૭૫—મહારાણીના જ્યેષ્ઠ પુત્ર આલ્બર્ટ એડવર્ડ પ્રિન્સ ઑફ વેલ્સ હિંદની

મુલાકાતે આવ્યા, હિંદી રાજાપ્રજાએ અતિ આનંદ અને ભારે માનથી તેમનો સત્કાર કર્યો.

**બલુચિસ્તાન**—બલુચી સરકાર સાથે કરાર કરવામાં આવ્યો, તેથી બ્રિટિશ બલુચિસ્તાન નામનો નવો પ્રાંત બ્રિટિશ હિંદમાં ઉમેરાયો, તેની રાજધાની કવેટા છે.

(૬) **સુધારા**—લૉર્ડ નૉર્થબ્રૂકે ડહાપણથી કારભાર કરી આવક પરનો કર કાઢી નાખ્યો. મીઠા પરનો કર કમી કર્યો, અને વેપારને ઉત્તેજન આપ્યું. તેણે સ્થાનિક સ્વરાજ્યને ઉત્તેજન આપી દેશીઓને ઉચ્ચ દરજ્જે ચઢાવ્યા.

(૭) **લૉર્ડ નૉર્થબ્રૂકનું ગમન**—લંડનમાં રહેતા હિંદી પ્રધાન (સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડિયા) લૉર્ડ સેલિસબરીએ અફગાનિસ્તાનમાં બ્રિટિશ અમલદારો રાખી અમીર પર દાબ રાખવા ઇચ્છ્યું. લૉર્ડ નૉર્થબ્રુક આ યોજનાની વિરુદ્ધ પડી ઇ. સ. ૧૮૭૬ માં રાજીનામું આપી ઈંગ્લંડ ગયો. તે ડાહ્યો અને શાંતિનો ચાહનાર અમલદાર હતો.

## ૬. લૉર્ડ લિટન, ઇ. સ. ૧૮૭૫-૧૮૮૦.

**લૉર્ડ લિટન** પ્રખ્યાત નવલકથાકાર, કવિ, અને રાજ્યદ્વારી નર હતો. તે સારાં પ્રમાણપત્રો ધરાવતો, અને લૉર્ડ સેલિસબરીની અફઘાનિસ્તાન સાથેની રાજનીતિ સંપૂર્ણ અમલમાં મૂકવાના નિશ્ચયથી હિંદમાં આવ્યો. તેના વખતમાં મહારાણી વિક્ટોરિઆએ હિંદની પ્રજા સાથે પોતાનો નિકટનો સંબંધ દર્શાવવા પાર્લમેન્ટના ઠરાવની રૂએ ઇ. સ. ૧૮૭૭ ના જાન્યુઆરિની ૧ લીએ "એમ્પ્રેસ ઑફ ઇંડિઆ" નો ઇલકાબ ધારણ કર્યો. લૉર્ડ લિટને દિલ્હીમાં દરબાર ભરી રાજકીય ઢંઢેરો વાંચી સંભળાવ્યો; અને આખા હિંદને તેના હક અને હિત સાચવવાની ખાતરી આપી.

(૨) **મદ્રાસમાં દુકાળ**—ઇ. સ. ૧૮૭૭-૭૮ માં મદ્રાસ ઇલા-

કામાં અને મુંબઇના ઘણા ભાગમાં દુકાળ પડયો. લૉર્ડ લિટન દુકાળની સ્થિતિ સુધારવા જાતે મદ્રાસ ગયો. તેણે દુકાળીઆંને બચાવવા ઘણો પ્રયત્ન કર્યો છતાં **પર લાખ** માણસો મરી ગયાં. સરકારે લોકોને મદદ કરવા **એક કરોડ અને દસ લાખ** રૂપીઆ ખર્ચ્યાં હતા.

(૩) **લૉર્ડ લિટને વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ** ( દેશી છાપાંનો કાયદો ) કર્યો તેથી તે હિંદમાં ઘણો અપ્રિય થયો.

(૪) **બીજો અફ્ઘાન વિગ્રહ** ઇ. સ. ૧૮૭૮–૧૮૮૦—અફ્ઘાનિસ્તાનનો અમીર લૉર્ડ મેયોના વખતથી અંગ્રેજો સાથે સલાહ કરવા આતુર હતો. તેણે પોતાના પ્રધાનને અંગ્રેજો સાથે સલાહ કરવા ઇ. સ. ૧૮૭૭ માં પેશાવર મોકલ્યો. લૉર્ડ લિટને ઇંગ્લંડની સરકારની સલાહ પ્રમાણે જ્યાં સુધી અમીર અફ્ઘાનિસ્તાનમાં અંગ્રેજ અમલદારોને રહેવા ન દે ત્યાં સુધી સલાહ કરવા ના પાડી. એવામાં રશિઆ તથા તુર્કી અને અંગ્રેજો વચ્ચે વિગ્રહ થયો, તેથી હિંદને રશિઆ સાથે વિગ્રહ થવાની વકી હતી. હિંદી સરકારે ઇંગ્લંડને મદદ કરવા હિંદી લશ્કરને રશિઅન સામે લડવા માલ્ટા જવા હુકમ મળ્યો હતો. રશિઅન સરકારે પોતાનું એલચી ખાતું કાબુલ મોકલ્યું. અમીરે તેનો સારો આવકાર કર્યો. તેથી લૉર્ડ લિટને સર નેવિલ ચેમ્બરલેઇનને એલચી તરીકે કાબુલ મોકલ્યો, પણ અલીમસ્જીદના અફ્ઘાન સુબાએ તેને પેસવા દીધો નહિ. લૉર્ડ લિટને એક એલચી ખાતું મોકલવા વિચાર કર્યો પણ તેને અમીરે જવાબ આપ્યો નહિ તેથી વિગ્રહ શરૂ થયો.

ખાઇબર, બોલન, અને કુરમઘાટને રસ્તે ૩ અંગ્રેજ લશ્કર અફ્ઘાનિસ્તાનમાં દાખલ થયાં. તેઓએ જલાલાબાદ અને કંદહાર જીતી લીધાં. શેરઅલી બલ્ખ તરફ મઝારી શેરીફમાં નાસી ગયો અને થોડા વખત પછી મરી ગયો. તેના પુત્ર યાકુબખાને મે ૨૫, ૧૮૭૯ ને રોજ ગન્ડામક મુકામે અંગ્રેજો સાથે કરાર કર્યા. તેણે બ્રિટિશ રેસિ-

ડેન્ટને કાબુલમાં રાખવા તથા ઘાટની પાસેના થોડા પ્રાંતો અંગ્રેજોને આપવા વચન આપ્યું. આ કરારથી બ્રિટિશ હિંદની સરહદ અફ્ઘાનિસ્તાન તરફ વધી. એ સરહદ લૉર્ડ બીકન્સફિલ્ડની હિંદની સરહદને નામે ઓળખાય છે.

યાકુબખાને સર લુઇસ કાવાગ્નારી નામના બ્રિટિશ રેસિડેંટનો માન સહિત આવકાર કર્યો, પણ તે અમીર નાલાયક હોવાથી અંગ્રેજ લશ્કર કાબુલથી પાછું કર્યું કે તરત જ કાબુલીઓએ બળવો કરી રેસિડેન્ટને તથા તેનાં માણસોને તા. ૩, સપ્ટેમ્બર ૧૮૭૯ ને રોજ મારી નાખ્યાં. જનરલ રૉબર્ટે કાબુલ જઇ શહેર જીતી લીધું અને બળવો શાંત કરી યાકુબખાનને હિંદમાં મસુરીમાં લાવી રાખ્યો. યાકુબનો ભાઇ અયુબખાન અંગ્રેજોની સામે થયો. સર ડોનાલ્ડ સ્ટેવર્ટે તેને અહમદખેલ આગળ હરાવ્યો.

(૫) **લૉર્ડ લિટનનું ગમન**—અફ્ઘાન વિગ્રહ પુરો થયો નહોતો એટલામાં ઇંગ્લંડના પ્રધાન મંડળમાં ફેરફાર થયો. પાર્લમેન્ટની નવી ચુંટણી વખતે ગ્લેડસ્ટનના પ્રમુખપદ નીચે કૉન્ઝર્વેટીવ પક્ષની હાર થઇ તેથી લૉર્ડ લિટન રાજીનામું આપી ઇંગ્લંડ ગયો; કારણ કે તે કૉન્ઝરવેટિવ પક્ષનો હતો.

## પ્રશ્નો.

૧. લૉર્ડ મેયોએ કરેલા સુધારા બોલો.

૨. લૉર્ડ નૉર્થબ્રુકના વખતમાં કયા બનાવો બન્યા ?

૩. બીજા અફ્ઘાન વિગ્રહનું વર્ણન કરો.

# પ્રકરણ ૫૭ મું.

## લૉર્ડ રિપનથી લૉર્ડ કર્ઝન સુધી ઇ. સ. ૧૮૬૦–૧૮૦૫.

### ૭. લૉર્ડ રિપન ઇ. સ. ૧૮૮૦–૧૮૮૪.

**(૧). લૉર્ડ રિપન અને અફઘાન વિગ્રહ ચાલુ**—લૉર્ડ રિપન ઇ. સ. ૧૮૮૦ ના એપ્રિલમાં હિંદમાં આવ્યો. તે લીબરલ (પ્રજાકીય) પક્ષનો હતો. તે આવ્યો તે વખતે અફઘાન વિગ્રહ ચાલુ હતો. અયુબખાને જનરલ બરૉઝને મઇવાન્દ આગળ હરાવ્યો, અને કંદહાર ઘેર્યું. આ સમાચાર સાંભળી જનરલ રૉબર્ટસે ૧૦૦૦૦ માણસોના લશ્કર સાથે કાબુલથી નીકળી ૨૦ દિવસમાં ૩૨૫ માઇલની મુસાફરી કરી અયુબને હરાવ્યો અને તેને હેરાત નાસી જવાની ફરજ પાડી.

આ લડાઇથી ઇંગ્લંડમાં કૉન્ઝરવેટિવ પ્રધાનનો પક્ષ નબળો પડયો, અને લિબરલ પક્ષ જોર પર આવ્યો. લૉર્ડ બીકન્સફિલ્ડે રાજીનામું આપ્યું; અને મિ. ગ્લેડસ્ટન જોર પર આવ્યો. લૉર્ડ રિપને દોસ્ત મહંમદના પુત્ર અબ્દુલ રહેમાનને અફઘાનિસ્તાનો અમીર નીમ્યો. કાબુલમાંથી અંગ્રેજ રેસિડેન્ટ ઉડાવી લઇ બ્રિટિશ લશ્કર હિંદમાં પાછું આવ્યું.



લૉર્ડ રિપન.

(૨) **પરચુરણ કાર્યો**—અંગ્રેજો ૫૦ વર્ષથી મ્હેસુરનો કારભાર કરતા હતા. હવે ચામરાજેંદ્ર યોગ્ય વયનો થયો હતો તેથી ઇ. સ. ૧૮૮૧ માં તેને રાજ્ય સોંપ્યું. લોર્ડ રિપને દેશી છાપાં પર મૂકાએલા અંકુશનો કાયદો રદ કર્યો, તેથી તે ઘણો લોકપ્રિય થયો. તેણે શહેરી લોકોને રાજકીય બાબતમાં વધુ ભાગ લેવા દેવા માટે **સ્થાનિક સ્વરાજ્યનો** કાયદો પસાર કર્યો. તેથી મ્યુનિસિપેલિટિ, ડિસ્ટ્રિકટ બોર્ડ અને લોકલ બોર્ડની સ્થાપના થઇ. (ઇ. સ. ૧૮૮૨). લોર્ડ રિપને **કેળવણીમંડળ** નીમ્યું, તથા સુતરાઉ કાપડની આયાત પરનો કર રદ કર્યો. તેણે દુકાળનિવારણ મંડળની સલાહ લઇ રેવન્યુ અને ખેતીવાડી ખાતામાં સુધારો કર્યો. લોર્ડ રિપને ઇજીપ્શીઅન વિગ્રહ વખતે બ્રિટિશ લશ્કરને મદદ કરવા ઇ. સ. ૧૮૮૨ માં હિંદી લશ્કરને મિસર મોકલ્યું હતું. તેના વખતમાં ઈ. સ. ૧૮૮૩-૮૪ માં કલકત્તામાં એક મોટું પ્રદર્શન ખુલ્લું મૂકાયું હતું.

(૩) **ઇલ્બર્ટ બિલ ઈ. સ. ૧૮૮૩**—વાયસરોયની ધારાસભાના લૉ મેમ્બર મિ. ઇલ્બર્ટે દેશી ન્યાયાધીશોને યુરોપીઅનોનો ન્યાય કરવાનો હક આપવાનું એક બિલ રજુ કર્યું. તે ઘણી ચર્ચા ચાલ્યા પછી એવા મુકદ્દમાનો છેલ્લો નિર્ણય અર્ધા યુરોપીઅન સભ્યોની જ્યુરી મારફત કરવાના સુધારા સાથે તે મંજુર થયુ.

(૪) લૉર્ડ **રીપન** ઇ. સ. ૧૮૮૪ માં ઈંગ્લંડ ગયો. હિંદ છોડતી વખતે તેને ખાસ કરીને મુંબઇમાં અપૂર્વ માન મળ્યું. હિંદ હિતાર્થે તેના જેવો બીજો કોઇ વાઇસરોય થયો નથી. તેના પ્રજાહિતના સુધારા માટે તે હિંદમાં લોકપ્રિય થયો છે, તેથી તેનું સ્મરણ હિંદમાં હંમેશાં રહેશે.

## લૉર્ડ ડફરિન ઈ. સ. ૧૮૮૪-૧૮૮૮

(૧) **લૉર્ડ ડફરિન અને રાવલપિંડિ દરબાર**—લૉર્ડ ડફરિને કેનેડામાં ગવર્નર જનરલ તરીકે અનુભવ મેળવ્યો હતો તે

ઈ. સ. ૧૮૮૪ ના ડિસેમ્બરમાં વાઇસરોય નીમાયો. રશિઆ મધ્ય એશિઆ જીતી અફઘાનીસ્તાનની સરહદ સુધી આવી પહોંચ્યું. તે હેરાત લેવાનો વિચાર કરતું હતું; તેથી અંગ્રેજોએ રશિઆ અને અફઘાનિસ્તાન વચ્ચે સરહદ નક્કી કરવા રશિઆને કહ્યું. લૉર્ડ ડફરિને સર પિટર લમ્સ્ડનની આગેવાની નીચે અંગ્રેજો અને રશિઅનોનું સીમા નક્કી કરનાર સંયુક્ત કામશન નીમ્યું; પણ તે પહેલાં રશિઅનોએ અફઘાનિસ્તાનનું પેન્જડે જીતી લીધું. આથી અફઘાનો અને રશિઅન વચ્ચે વિગ્રહ થવા સંભવ હતો. એટલામાં લૉર્ડ ડફરિને રાવલપિંડીમાં મોટો દરબાર ભરી અફઘાન અમીર અબ્દુલ રહેમાનને મેળવી લીધો. સંયુક્ત મંડળે સીમા નક્કી કરી તેથી રશિઅન, અફઘાન તથા અંગ્રેજો વચ્ચે સલાહશાંતિ સ્થપાઇ.

(૨) **ત્રીજો બ્રહ્મી વિગ્રહ** ઇ. સ. ૧૮૮૫—બ્રહ્મી સરકારે કરાર તોડી પોતાના મુલકમાં ફ્રેચ તથા ઈટાલીઅનને પેસવા દીધા; વળી તે પ્રજાને દાબમાં રાખી શકતી નહોતી. બ્રહ્મી રાજા થીબોએ બોમ્બે અને બર્મા ટ્રેડિંગ કોર્પોરેશન પર ઇ. સ. ૧૮૮૫માં ભારે કર મૂકયો તેણે અંગ્રેજોને તેનો રીતસર ખુલાસો કર્યો નહિ તેથી વિગ્રહ શરૂ થયો.

જનરલ પ્રેન્ડરગૅસ્ટે ઇરાવદીને રસ્તે માંડલે જઇ તે સહેલાઇથી જીતી લીધું. થીબોને પકડી રત્નાગિરિમાં કેદ કર્યો. લૉર્ડ ડફરિને ૧ લી જાન્યુઆરિ ૧૮૮૬ ને રોજ ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો; અને આખા બ્રહ્મદેશનો એક પ્રાંત બનાવી તે પર લેફ્ટેનેન્ટ ગવર્નર નીમ્યો. અંગ્રેજી અમલ નીચે બ્રહ્મદેશ આબાદ થયો છે; અને હાલ તેને હિંદથી જુદો પાડી તેને અલાઇદા સુધારા આપ્યા છે.

(૩) **પરચુરણ બનાવો**—સર હ્યુ રોઝે બળવા વખતે જીતેલો ગ્વાલિઅર ગઢ સિંધીઆને ઇ. સ. ૧૮૮૬ માં પાછો આપવામાં

આવ્યો. ઈ. સ. ૧૮૮૭ માં મહારાણી વિકટોરીઆને રાજ્ય કર્યે ૫૦ વર્ષ પુરાં થયાં, તેથી તેનો સુવર્ણ મહોત્સવ (જ્યુબિલી) આખા હિંદમાં ભારે દબદબાથી ઉજવવામાં આવ્યો. ઇ. સ. ૧૮૮૮ માં સિકિમના તિબેટી લોક તથા હિમાલયની એક પહાડી જાત સાથે એમ બે નાની લડાઇઓ થઈ હતી. લૉર્ડ ડફરિને દેશી રાજ્યમાં શાંતિ સ્થાપવા એક કમિશન નીમ્યું હતું; તથા ઇ. સ. ૧૮૭૦ માં પાર્લમેન્ટે કરેલા ઠરાવ પ્રમાણે હિંદી સિવિલ સર્વિસમાં દેશીઓને વધુ પ્રમાણમાં દાખલ કરવાની ગોઠવણ કરી. ડફરિનના રાજ્યકાળમાં આખો બલુચિસ્તાન બ્રિટિશ રક્ષણ નીચે આવ્યો. ઇ. સ. ૧૮૮૫ માં પહેલી "નેશનલ કૉંગ્રેસ" મુંબઇમાં મળી. લૉર્ડ ડફરિને "હોસ્પિટલ ફંડ" ઉઘરાવ્યું, તેથી હિંદી સ્ત્રીઓને વદક જ્ઞાનનો લાભ મળ્યો.

(૪) **લૉર્ડ ડફરિન** ઇ. સ. ૧૮૮૮ માં માર્કિવસ ઓવ ડફરિન અને આવા થઈ ઇંગ્લંડ ગયો. તેણે બ્રિટિશ હિંદની સીમા સરહદપરની લડાઇઓ જીતી વધારી તથા લસ્કરને કેળવણી આપવા માટે શાળાઓ સ્થાપી. રશિઆ અને ઇંગ્લંડ વચ્ચે વિગ્રહ સળગે એવા સંજોગોમાં તે હિંદમાં આવ્યો હતો; તેણે રશિઆમાં ઝાઝી મુદત નોકરી કરી હતી તેથી તે બન્ને દેશો વચ્ચે સલાહ કરાવવા તેણે સર લેપલ ગ્રીફીનની આગેવાની નીચે એક મંડળ નીમ્યું અને તેનું પરિણામ સારૂં આવ્યું

### ૯. લૉર્ડ લેન્સડાઉન ઇ. સ. ૧૮૮૬–૧૮૯૩

(૧) **મણીપુરની લડાઈ ઈ. સ. ૧૮૯૧**—લૉર્ડ લેન્સડાઉનના વખતમાં ઇ. સ. ૧૮૯૧ માં મણીપુર સંસ્થાનના સેનાપતિ તકેન્દ્રજીતે આસામના ચીફ કમિશનર મિ. કિન્ટન તથા બીજા ચાર અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. અંગ્રેજોએ તેને હરાવી રાજાને આંદામાનમાં કેદ કર્યો. તથા તેના દૂર સગાને ગાદી પર બેસાડી તે મોટે થાય ત્યાં સુધી કારભાર માટે બ્રિટિશ કમિશનર નીમ્યો.

આ લડાઇ સિવાય વાયવ્ય સરહદ પરની જંગલી જાતો સાથે નાની ઘણી લડાઇઓ થઈ. પરિણામે પશ્ચિમ તરફ બ્રિટિશ હદ વધી.

(૨) **અફઘાનિસ્તાન સાથે નવો કરાર**—અંગ્રેજોએ સર મોર્ટિમર ડુરાન્ડની આગેવાની નીચે એક એલચીખાતુ ઇ. સ. ૧૮૯૩ માં કાબુલ મોકલ્યું. અમીરે તેનો સારો સત્કાર કર્યો. આ એલચી-ખાતાએ અમીરને વાર્ષિક ૧૮ લાખ રૂપીઆ આપવા વચન આપ્યું અને અંગ્રેજોના કોઇપણ દુશ્મનને અફઘાનિસ્તાનમાં પેસવા ન દેવાનો અમીર પાસે કરાર કરાવ્યો. અમીર અબદૂલ રહેમાને પોતાના મરણ સુધી મિત્ર ભાવે અંગ્રેજોને વફાદાર રહી પોતાનો કરાર પાળ્યો.

(૩) **પાર્લમેન્ટમાં પ્રથમ હિંદી સભ્ય**—દાદાભાઇ નવરોજજી ઇ. સ. ૧૮૯૨ ના ફેબ્રુઆરીમાં હાઉસ ઓફ કૉમન્સમાં પ્રથમ હિંદી સભ્ય નીમાયા. તેમણે પાર્લમેન્ટમાં હિંદના હિત માટે ઘણો પ્રયત્ન કર્યો. તે ઇ. સ. ૧૮૯૩ ના ડિસેમ્બરમાં હિંદમાં પાછા આવ્યા, અને લાહોરમાં મળેલી નેશનલ કોન્ગ્રેસના પ્રમુખ નીમાયા. ઇ. સ. ૧૮૯૫ માં પાર્લમેન્ટમ નવી ચુંટણી વખતે તેમણે પોતાની જગા ખોઇ પણ મિ. એમ. એમ. ભાવનગરી નામે બીજા પારસી ગૃહસ્થ ચુંટાયા.

(૪) **ઇંડિઅન કાઉન્સિલ એકટ**—બ્રિટિશ પાર્લમેન્ટે ઇ. સ. ૧૮૯૨ માં પ્રસાર કરેલો આ કાયદો હિંદમાં ઇ. સ. ૧૮૯૩ માં અમલમાં આવ્યો. તેની રૂએ મ્યુનિસિપાલીટીઓ, યુનિવાસાટીઓ, વેપારીમંડળો, જીલ્લાગંડળો અને પ્રાન્તિક ધારાસભાઓને પોતાના વધુ પ્રતિનિધિ ચુંટવાનો હક મળ્યો; તથા પ્રાન્તિક ધારાસભાઓને વડી ધારાસભામાં પોતાના પ્રતિનિધિ નીમવાની સત્તા મળી. વળી આ કાયદાની રૂએ ધારાસભાના સભ્યોને કાઉન્સલમાં અગત્યના પ્રશ્નો પૂછવાનો તથા નવી દરખાસ્તો રજુ કરવાનો હક પણ મળ્યો.

(૫) **માર્કિવસ ઓફ લેન્સડાઉન** ઇ. સ. ૧૮૯૩ માં ઇંગ્લંડ

ગયો. તેના વખતમાં ઇ. સ. ૧૮૯૩ માં હિંદુ તથા મુસલમાનો વચ્ચે એક જબરૂં હુલ્લડ થયું. વળી રક્ષણ માટે અફઘાનિસ્તાનની સરહદ પરનાં કિલ્લાકોટનાં બાંધકામ એના અમલમાં પરિપૂર્ણ થયાં.

## ૧૦. લોર્ડ એલ્જીન ઈ. સ. ૧૮૯૪—૧૮૯૯—

(૧) લોર્ડ એલ્જીન બીજા વાઇસરૉયનો પુત્ર હતો. તે ઇ. સ. ૧૮૯૪ માં હિંદનો વાઇસરૉય નીમાયો. તેના અમલના આરંભમાં અફઘાનસ્તાનની સરહદ નક્કી કરવામાં આવી અને ત્યાં એક મોટું બ્રિટિશ લશ્કર રોકવામાં આવ્યું.

(૨) **ચિત્રાલ સાથે લડાઇ**—વાયવ્ય સરહદ પર આવેલા ચિત્રાલના આફ્રિદી જાતના લોકોએ તોફાન કર્યું. લોર્ડ એલ્જિને કાશ્મીરમાં થઇ લશ્કર મોકલી ચિત્રાલ જીતી લીધું, અને ત્યાં બ્રિટિશ થાણું બેસાડયું; તથા સારા રસ્તા તૈયાર કરાવ્યા.

(૩) **કુદરતી કોપ**—ઇ. સ. ૧૮૯૬ ના અંતમાં મુંબઇમાં બ્યુબોનિક પ્લેગ ફાટી નીકળ્યો અને લગભગ આખા હિંદમાં ફેલાયો. તે હૉંગકોંગથી આવ્યો એમ મનાય છે. આ મરકીથી ઘણાં માણસો મરણ પામ્યાં. ઇ. સ. ૧૮૯૭ માં દેશમાં ભયંકર દુકાળ પડયો. અંગ્રેજોના ડહાપણ અને ઔદાર્યને ધન્ય હોજો કે તેઓએ ઉદારતાથી દુકાળનું કષ્ટ દૂર કર્યું અને પ્લેગને કાબુમાં રાખ્યો, તથા બાંધકામ કરાવ્યાં. આજ અરસામાં હિમાલયના પ્રદેશમાં ધરતીકંપના જબરા આંચકાથી ઘણું નુકસાન થયું.

(૪) ઇ. સ. ૧૮૯૭ માં વાયવ્ય સરહદની પહાડી જાતોએ તોફાન મચાવી બ્રિટિશ હદમાં નુકસાન કરવા માંડયું. લોર્ડ એલ્જિને સર વિલિઅમ લોખાર્ટને મોકલી તેઓને વશ કર્યા. આ લશ્કર તિરાહ ટુકડીને નામે પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૮૯૫ માં બંગાળા, મુંબઇ અને મદ્રાસમાં જુદાં લશ્કર રાખવાની જુની પદ્ધતિ દૂર કરી આખા હિંદ માટે એક સંયુક્ત લશ્કર રાખી એક મુખ્ય સેનાપતિ નીમ્યો.

એલ્જિનના વખતમાં હિંદની આયાત પર પાંચ ટકા જગાત નાંખવામાં આવી, પણ માન્ચેસ્ટરથી આવતા હલકા કાપડને તેમાંથી મુક્ત રાખવામાં આવ્યું. ઇ. સ. ૧૮૯૭ માં મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં ૬૦ વર્ષ પુરાં થયાં તેથી તેની ખુશાલીમાં આખા હિંદમાં હીરક મહોત્સવ ( ડાયમંડ જ્યુબિલી ) ભારે ધામધુમથી ઉજવવામાં આવ્યો. હિંદની આવક રૂપાનાણું હતી, અને ઇંગ્લંડને સોનાનાણું ભરવું પડતું તેથી વટાવમાં હિંદને ઘણી ખોટ જતી, માટે લોર્ડ લેન્સડાઉન અને એલ્જિને હિંદમાં સોનાનાણું દાખલ કરવા પ્રયત્ન કર્યો. લોર્ડ એલ્જિનના જમાનામાં બ્રહ્મદેશ, સિઆમ, ચીન, અને અફઘાનિસ્તાન તરફ બ્રિટિશ હિંદની સીમા નક્કી થઇ, અને રશિઆ સાથે કરાર કરી તેની અને હિંદની વચ્ચે પામીરની સરહદ મુકરર કરી. લોર્ડ એલ્જિન ઇ. સ ૧૮૯૯ ના જાન્યુઆરિમાં ઇંગ્લંડ ગયો.

## ૧૧. લોર્ડ કર્ઝન ઈ. સ. ૧૮૯૯–૧૯૦૫.

(૧) **લોર્ડ કર્ઝન અને આર્થિક સ્થિતિમાં સુધારો**—લોર્ડ કર્ઝને એશિઆની મુસાફરી કરી હતી. તે પાર્લમેન્ટનો પ્રખ્યાત સભ્ય હતો. તે હિંદનો વાઇસરોય નીમાયો. તેના અમલના આરંભમાં ગિનિના સોનાના શિક્કાની કિંમત ૧૫ રૂપીઆ મુકરર થઇ, તેથી હિંદને વટાવમાં જતી ખોટ અટકી. ઇ. સ. ૧૯૦૩ માં મીઠાનો કર મણે આઠ આના કમી થયો, તેથી તેનો વેપાર વધ્યો. આ સુધારાથી કર્ઝનને માન મળ્યું.

(૨) **શાહેનશાહ સાતમા એડવર્ડ નો રાજ્યાભિષેક**—ભલાં મહારાણી વિક્ટોરિઆ ૬૪ વર્ષ રાજ્ય કરી ૮૨ વર્ષની વયે ઇ. સ. ૧૯૦૧ ના જાન્યુઆરિની ૨૨ મીએ મરણ પામ્યાં; તેથી પ્રિન્સ ઓફ વેલ્સ સાતમા એડવર્ડના નામથી ઇંગ્લંડના રાજા અને હિંદના શહેનશાહ થયા. તેમના શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ તેમની વતી હિંદમાં આવ્યા. ને પ્રસંગે લોર્ડ કર્ઝને તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૦૩

ને રોજ દિલ્હીમાં મોટો દરબાર ભરી શાહી સંદેશો હિંદનાં રાજાપ્રજા આગળ વાંચી સંભળાવ્યો, તેમાં હિંદહિત ઇચ્છયું હતું.

**(૩) પ્રાંતોની નવી રચના—(अ)** વાયવ્ય સરહદના આફ્રિદી અને યુસફજી આદિ પહાડી લોકો બ્રિટિશ હિંદને હેરાન કરતા હતા. લાહોરમાં મથક રાખી તેઓને કબજે રાખવા એ મુશ્કેલ હતું. લોર્ડ કર્ઝને અફઘાનિસ્તાનની સરહદ પરનું અંગ્રેજી લશ્કર ખેંચી લીધું, અને પંજાબનો ભાગ તથા સિંધુની પશ્ચિમના પ્રદેશનો એક પ્રાંત બનાવી તેને "વાયવ્ય સરહદનો પ્રાંત" એવું નામ આપ્યું; તે પર હિંદી સરકારને સીધો જવાબદાર એવો એક ચિફ કમિશ્નર નીમાયો. તેના રક્ષણાર્થે સ્થાનિક પ્રજાનું લશ્કર રચ્યું. આ પ્રાંતનું મુખ્ય મથક પેશાવરમાં રાખ્યું.

(ब) વરાડ પર હૈદ્રાબાદનો રેસિડેંટ દેખરેખ રાખતો હતો. લૉર્ડ કર્ઝને નિઝામને વાર્ષિક ૨૫ લાખ રૂપીઆ આપવાની શરતે તે કબજે કરી મધ્ય પ્રાંતોમાં ઉમેર્યો. ઇ. સ. ૧૯૦૨.

(क) **બંગાળાની** વસ્તી વધારે હોવાના કારણે લેફ્ટેનેન્ટ ગવનર તે પર બરાબર દેખરેખ રાખી શકતો નથી એવા વિચારે લૉર્ડ કર્ઝને તેના આસામ સહિત પૂર્વ બંગાળા તથા પશ્ચિમ બંગાળા એમ બે ભાગ પાડયા. પૂર્વ બંગાળા પર ચીફ કમિસ્નર નીમ્યો. પશ્ચિમ બંગાળામાં મધ્ય પ્રાંતોનો સંબલપુર જિલ્લો ઉમેરી તે પર લેફ્ટેનેન્ટ ગવર્નર કાયમ રાખ્યો. ઇ. સ. ૧૯૦૫

**(૪) તિબેટ સાથે કરાર**—તિબેટની સરકારે રશિઅનો સાથે મસલત કરવા માંડી, તેથી લૉર્ડ કર્ઝને તિબેટ સાથે વેપારી કરાર કરવા એક એલચી ખાતું મોકલ્યું. રાજા દલાઇ લામાએ લડાઇ કરી તેમાં તે હાર્યો. અંગ્રેજોએ તેના વારસ સાથે હદી વેપારના કરાર કરી સલાહ કરી.

**(૫) પરચુરણ બાબતો**—લૉર્ડ કર્ઝને યુનિવર્સિટિ (વિશ્વવિદ્યાલય) માટે કાયદો પસાર કર્યો, કેળવણી ખાતાપર સરકારી અમલદારો ની સત્તા વધી. આ ફેરફારથી કર્ઝન હિંદમાં અપ્રિય થયો.

૧૯૦૪. તેણે પોલિસ કમીશન નીચે પોલિસ ખાતામાં સુધારો કર્યો. ઇ. સ. ૧૯૦૦માં મધ્ય પ્રાંત, વરાડ, દક્ષિણ પ્રાંતનો ઉત્તર ભાગ, ગુજરાત, રજપૂતાના, અને મ્હૈસુરમાં છપ્પનીઓ નામે પ્રસિદ્ધ થએલો ભયંકર દુકાળ પડ્યો. સરકારે પ્રજાના બચાવ માટે પુરતો પ્રયત્ન કર્યો છતાં ૩૫ લાખ માણસો મરણ પામ્યાં. સરકારે ખેડુતોને તગાવી આપી સારી મદદ કરી. લૉર્ડ કર્ઝને હિંદમાંનાં પ્રાચીન ઐતિહાસિક બાંધકામો વિષે હકીકત મેળવવા તથા તેનું સમારકામ કરવા એક પ્રાચીન વસ્તુ સંશોધકખાતું ઉઘાડ્યું. તેણે હિંદના રાજકુમારો માટે લશ્કરી તાલીમ આપવાની સંસ્થા સ્થાપી, અને ઇરાનની મુલાકાત લઇ અફઘાનિસ્તાન સાથે મૈત્રીનો સંબંધ મજબુત કર્યો.

(૬) **લૉર્ડ કર્ઝનનું ગમન**—હિંદના મુખ્ય સેનાપતિ લૉર્ડ કિચનરે સુપ્રિમ કૌંસિલમાં ઠરાવ મૂક્યો કે કૌંસિલના લશ્કરી સભ્યનો હક લઇ બધી લશ્કરી બાબતોમાં મુખ્ય સેનાપતિજ વાઇસરૉયનો સલાહકાર બનવો જોઇએ, અને લશ્કરી સભ્યની જગાએ લશ્કરી સાહિત્ય પુરાં પાડે એવો સભ્ય નીમવો જોઇએ. કર્ઝને બીજો સભ્ય નીમવાનો ઠરાવ સ્વીકાર્યો નહિ, પણ સેક્રેટરિ ઓવ સ્ટેટ ફોર ઇંડિઆએ તે પસાર કર્યો. કર્ઝને જનરલ બૅરોઝને લશ્કરી સભ્ય નીમવા ઇચ્છયું, પણ સેક્રેટરિ ઓવ સ્ટેટે વાંધો લીધો તેથી તે રાજીનામું આપી ઇ. સ. ૧૯૦૫માં ઇંગ્લાંડ ગયો. તેણે હિંદમાં સુખશાંતિ વધારવા સારો શ્રમ લીધો હતો,

## પ્રશ્નો.

૧. લૉર્ડ રિપને કયા સુધારા કર્યા?
૨. લૉર્ડ ડફરીનના વખતમાં કયા કયા બનાવો બન્યા?
૩. ઇલ્બર્ટ બિલ, દાદાભાઇ નવરોજજી, અને ઇંડીઅન કૌંસિલ ઍક્ટ વિષે શું જાણો છો?
૪. લૉર્ડ એલ્જીનના વખતના મુખ્ય બનાવ બોલો.
૫. લૉર્ડ કર્ઝને પ્રાંતોની કરેલી નવી રચના સકારણ સમજાવો.

# પ્રકરણ ૫૮ મું.

## લૉર્ડ મિન્ટોથી લૉર્ડ રીડિંગ સુધી. ઈ. સ.

## ૧૯૦૫ થી આજ સુધી ચાલુ.

### ૧૨. લૉર્ડ મિન્ટો, ઈ. સ. ૧૯૦૫-૧૯૧૦.

**(૧) લૉર્ડ મિન્ટો અને પ્રિન્સ ઑફ વેલ્સની પધરામણી**—લૉર્ડ મિન્ટો અગાઉ આવી ગએલા ગવર્નર જનરલ લૉર્ડ મિન્ટોનો પ્રપૌત્ર હતો. તેના વખતમાં પ્રિન્સ અને પ્રિન્સેસ ઑવ વેલ્સ (હાલના ના. શહેનશાહ તથા શહેનશાહ બાનુ) ઇ. સ. ૧૯૦૫ ના નવેમ્બરમાં હિંદમાં આવી ૧૯૦૬ ના માર્ચ સુધી રહ્યાં તેમને હિંદુસ્તાને ઘણા માન અને આનંદભર્યો આવકાર આપ્યો.

**(૨) બંગાળામાં અશાંતિ**—બંગાળાના ભાગ પડવાથી ત્યાંની પ્રજા નારાજ થઇ હતી. તેણે બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યો. આ અરસામાં કેટલાક પોલિસ અમલદારોનાં ખૂન થયાં તેથી સરકારે વર્તમાનપત્ર તથા પુસ્તકો પર અંકુશ મુકયો અને રાજદ્રોહી લખાણો તથા સભાઓ માટે સખ્ત કાયદા પસાર કર્યા.

**(૩) મિન્ટોમોર્લી સુધારા ઈ. સ. ૧૯૦૯**—લૉર્ડ મોર્લી નામના સેક્રેટરિ ઑવ સ્ટેટ ફૉર ઈંડિઆએ (રાજ્યમંત્રી-હિંદી પ્રધાન) તથા વાઇસરોય લૉર્ડ મિન્ટોએ ઇ. સ. ૧૯૦૮ માં સુધારાનો ખરડો ઘડી કાઢયો. આ ખરડામાં ધારાસભાઓમાં હિંદના તમામ જુદા જુદા વર્ગોમાંથી સભ્યોની યોગ્ય સંખ્યા નીમવાની તથા રાજકારમારની

પદ્ધતિ નક્કી કરવામાં કાર્યવાહક કમિટીની વાસ્તવિક સત્તા સ્થાપવાની બાબતો મુખ્ય હતી. સભ્યોની સંખ્યા ૬૦ ની કરી. તેમાંના ૩૫ સરકાર નીમે અને ૨૫ પ્રજા ચુંટી કાઢે. આ સુધારા મુજબ ધારાસભાઓ, તથા કાર્યવાહક સભાઓના સભ્યોની સંખ્યા વધી, અને કારોબારી સભા તથા ઇંડિઆ કૌંસિલમાં હિંદીઓને દાખલ કરવામાં આવ્યા. ધારાસભામાં હિંદી સભ્યોને રાજકીય બાબતો પર પ્રશ્નો પૂછવાની, અગત્યના પ્રશ્નો પર ચર્ચા કરવાની અને દરખાસ્તો રજુ કરવાની વધુ છુટ આપવામાં આવી. ધારાસભાઓની ચુંટણી દર ત્રણ વર્ષે કરવા ઠરાવ્યું. આ સુધારાથી હિંદી પ્રજા ખુશ થઇ.

(૪) **શાહેનશાહ ૭ મા એડવર્ડ** તા. ૬ઠ્ઠી મે ૧૯૧૦ ને રોજ મરણ પામ્યા. તેમના મરણથી બ્રિટિશ સામ્રાજ્ય તેમજ અન્યત્ર ઘણો શોક ફેલાયો. તેમના ટુંકા પણ ડહાપણ ભર્યા કારભારથી તેમનું નામ "સલાહકાર એડવર્ડ" તરીકે ચિરકાળ અમળ રહેશે. તેમના પછી પ્રિન્સ ઓફ વેલ્સ પંચમ જ્યૉર્જ નામે ઇંગ્લંડના રાજા તથા હિંદના શાહેનશાહ થયા. લૉર્ડ મિન્ટો ઇ. સ. ૧૯૧૦ ના નવેમ્બરમાં ગયો. તેના રાજકીય સુધારાથી હિંદી પ્રજાએ તેને સારૂં માનપત્ર આપ્યું.



સાતમા એડવર્ડ.

## ૧૩. લૉર્ડ હાર્ડિંગ, ઈ. સ. ૧૯૧૦-૧૯૧૬.

### (૧) લૉર્ડ હાર્ડિંગ અને કોરોનેશન દરબાર—સીખ વિગ્રહના



લોર્ડ હાર્ડિંગ

વીરનો પૌત્ર લૉર્ડ હાર્ડિંગ હિંદનો વાઇસરૉય નીમાયો. તેની નીમણુક હિંદે ભારે ઉલ્લાસથી વધાવી લીધી. તે તા. ૨૩મી નવેમ્બર ૧૯૧૦ ને રોજ હિંદમાં આવ્યો. તેના વખતમાં નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ તથા મહારાણી મેરી તા—૨ જી ડિસેમ્બર ૧૯૧૧ને રોજ મુંબઇ ઉતર્યાં. તેમણે હિંદના રાજા રજવાડા તથા રૈયતના આગેવાનોને આમંત્રણ આપી ૧૯૧૧ના ડિસેમ્બરની ૧૨ મી એ દિલ્હીમાં દબદબાભર્યો દરબાર ભર્યો, અને પોતે દિલ્હીની ગાદીએ બિરાજ્યા તે પ્રસંગે તેમણે કેળવણી માટે ૫૦ લાખ રૂપિઆની વાર્ષિક ખાસ ગ્રાંટ મંજુર કરી; હિંદનું પાયતખ્ત કલકત્તા બદલી દિલ્હીમાં આણ્યું; બંગાળાના ભાગ પાડયાને લીધે ત્યાંની પ્રજા નાખુશ હતી તેથી પશ્ચિમ બંગાળાને એક નવો પ્રાંત બનાવી 'બિહાર અને ઓઢીઆ' નામ આપ્યું, અને તે પર લેફટેનેન્ટ ગવર્નર નીમ્યો; પૂર્વ બંગાળાને બંગાળા સાથે ફરીથી સંયોજી તે પર મુંબઇ અને મદ્રાસ ઇલાકાની પેઠે ગવર્નર નીમ્યો; તથા અસામને એક જુદો પ્રાત બનાવી તે પર ચીફ કમિશ્નર નીમ્યો. હિંદની પ્રજા પોતાના શહેનશાહ તથા શહેનશાહ બાનુને જોઇ અપૂર્વ આનંદ પામી, અને આખા દેશે શાહી કુટુંબને ઉત્સાહભર્યો આવકાર આપ્યો. નામદાર શહેનશાહે હિંદનું

હિત ઇચ્છી તા. ૧૦ મી જાન્યુઆરિ સને ૧૯૨૨ ને રોજ હિંદનો કિનારો છોડયો.

(૨) ઇ. સ. ૧૯૧૨ની ૨૩મી ડિસેમ્બરે લૉર્ડ હાર્ડિંજ દિલ્હીને પાયતખ્તનું શહેર જાહેર કરવાના દરબારમાં સમારંભ સાથે હાથી પર બેસી જતો હતો, ત્યારે કોઇ બદમાસે તેના પર બોમ્બ (ગોળો) ફેંકી તેનો પ્રાણ લેવાનો પ્રયત્ન કર્યો. લૉર્ડ હાર્ડિંગ ઘણી જગાએ ઘવાયો, તેનો દેહરક્ષક મરાયો પણ ઇશ્વરકૃપાએ તે બચવા પામ્યો. દુષ્ટ ગુનેહગાર છટકી ગયો.

(૩) લૉર્ડ હાર્ડિંગે હિંદની આવકમાંથી વધુ અને વધુ નાણાં કેળવણીના ફેલાવા માટે આપ્યાં. તેણે હિંદના હિત માટે સારૂં લક્ષ દીધું, પણ ઇ. સ. ૧૯૧૪ ના ઑગસ્ટમાં યુરોપમાં મહા ભયંકર વિગ્રહ સળગી ઉઠયો, તેથી તે જોઇએ તેવા સુધારા કરી શકયો નહિ. તેના જમાનામાં બનારસની હિંદુ યુનિવર્સિટિ તથા મ્હેસુરની યુનિવર્સિટિ સ્થપાઇ; અને પ્રાથમિક તથા ઉચ્ચ કેળવણીને સારૂં ઉત્તેજન મળ્યું. લૉર્ડ હાર્ડિંગે બ્રિટિશ સંસ્થાનોમાં અને વિશેષે કરીને દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના હક અને હિત માટે સારો પ્રયત્ન કર્યો, તેણે યુરોપી વિગ્રહમાં ભાગ લેવા હિંદી સૈન્યને ફ્રાંસ મોકલ્યું. વળી તેણે હિંદી હુન્નરઉદ્યોગ તપાસનાર એક મંડળ નીમ્યું, અને પારીસમાં મળનાર ઇમ્પીરીઅલ કોન્ફરન્સમાં હિંદની ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કૌંસિલમાંથી પ્રતિનિધિ મોકલવાના ઠરાવને અંતઃકરણપૂર્વક અનુમોદન આપ્યું. લૉર્ડ હાર્ડિંગે હિંદમાં લાગણીભર્યો કારભાર કર્યો તેથી તે લૉર્ડ રિપનની પેઠે લોકપ્રિય થયો. તેણે ૪ થી એપ્રિલ સને ૧૯૧૬ને રોજ હિંદહિતના ઉદ્ગારો કાઢી હિંદનો કિનારો તજ્યો. તે વખતે પ્રજાએ તેને અપૂર્વ માન આપ્યું. મુંબઇ યુનિવર્સિટિએ તેને એલ. એલ. ડી. ની માનવંત પદવી આપી હતી. આ અરસામાં યુરોપીય વિગ્રહ ચાલુ હતો.

**જગતનું જંગી જુદ્ધ**—ઑગસ્ટ ૧૯૧૪થી—કારણ—ઑસ્ટ્રિઆના પાટવી કુંવર અને તેની રાણીનું ઑસ્ટ્રિઆની પ્રજાના કોઇ સર્વિઅને સર્વિઆની હદમાં–બોસ્નીઆની રાજધાની સિરાજેવોમાં તા. ૨૮ મી જુન, સને ૧૯૧૪ ને રોજ ખૂન કર્યું. તેનો હેગ કોન્ફરન્સમાં (કે જ્યાં શાંતિસ્થાપક મોટો હોલ અને પ્રજાકીય તકરારોનો ફેંસલો કરવાની અદાલત છે) નિર્ણય કરવા કબુલાત આપી, પણ તે ન માનતાં ઑસ્ટ્રિઆએ સર્વિઆ પર હુમલો કર્યો. પણ આ કારણ ગૌણ હોઇ વાસ્તવિક પ્રધાન કારણ ઑસ્ટ્રિઆના મિત્ર જર્મનિનો રાજલોભ છે. તેણે સ્વાર્થમાં અંધ થઇ સુલેહ થવા દીધી નહિ.

**પક્ષ**—જર્મનિએ ૩૦ વર્ષ પર ઑસ્ટ્રીઆ સાથે મૈત્રી બાંધી હતી, તેથી તેણે તેનો પક્ષ લીધો, અને રશિઆએ સર્વિઆને તુર્કીના પંજામાંથી બચાવેલું હતું, તેથી તેણે તેનો પક્ષ લીધો અને કરાર પ્રમાણે ફ્રાંસ પણ તેની સાથે સામેલ થયું. જર્મનિનો વિચાર ફ્રાંસને છુંદી મારવાનો હતો, તેથી તેણે બેલ્જીઅમમાં થઇ જવાનો રસ્તો માગ્યો, બેલ્જીઅમે રસ્તો આપવા ના પાડી, તેથી તેણે બેલ્જીઅમ પર હલ્લો કર્યો. બેલ્જીઅમના રાજાએ બ્રિટનની મદદ માગી, તેથી કરાર પ્રમાણે બ્રિટન સત્ય અને ન્યાયની ખાતર નાનાં રાજ્યોનું સ્વાતંત્ર્ય સાચવવા વિગ્રહમાં ઉતર્યું. પાછળથી ઇટાલી, પોર્ટુગલ, જપાન, અને અમેરિકા બ્રિટિશના પક્ષમાં અને તુર્કી તથા બલ્ગેરીઆ દુશ્મનોના પક્ષમાં ભળ્યાં. આમ બ્રિટન, ફ્રાંસ, બેલ્જીઅમ રશિઆ, ઇટાલિ, પોટર્યુગલ, જપાન, સર્વિઆ અને અમેરિકા મિત્રરાજ્યો તરીકે ઑસ્ટ્રીઆ, જર્મની, બલ્ગેરીઆ, અને તુર્કી સામે લડયાં.

**વિગ્રહ**—ઑસ્ટ્રિઆએ તા. ૨૮ મી જુલાઇએ સર્વિઆ પર હલ્લો કરી શરૂઆત કરી; પણ તેની ખરેખરી શરૂઆત જર્મનિએ ૧ લી ઑગસ્ટે ફ્રાંસ પર હલ્લો કરીને કરી. ઑસ્ટ્રિઆ તા–૬ ઠ્ઠી ઑગસ્ટે રશિઆ અને ફ્રાંસ વિરૂદ્ધ જર્મની સાથે ભળ્યું, તે પરથી સિદ્ધ થાય છે કે જર્મનિ મોટા વિગ્રહનું કારણભુત છે.

ફ્રાંસ પર હલ્લો કરવા માટે જર્મનિએ બેલ્જીઅમ પર હલ્લો કર્યો. તેનો હેતુ પ્રથમ રશિઆને હરાવી, પછી ફ્રાંસને કચડી નાખી, છેવટે બ્રિટનને સર કરવાનો હતો; અને એમ જગતમાં સર્વોપરિપણું મેળવવાનો હતો. સને ૧૮૩૯ના કરારથી ઇંગ્લંડ, પ્રશિઆ, ફ્રાંસ, અને રશિઆએ બેલ્જીઅમને સ્વતંત્ર મૂક્યું હતું. અને ૧૮૭૦ ના ફ્રાંકોપ્રશિઅન વિગ્રહ વખતે બ્રિટને બેલ્જીઅમને મદદ આપવા—રક્ષણ કરવા વચન આપ્યું હતું. તા—૩ જી ઑગસ્ટે બેલ્જીઅમે જર્મનિને રસ્તો ન આપવા જવાબ આપેલો અને તેથી જર્મનિએ તા. ૪ થી ઑગસ્ટે સવારે ૬ વાગે તેના પર હલ્લો કરેલો. બેલ્જીઅમે તે પહેલાં તાર મારફતે અંગ્રેજોની મદદ માગી હતી.

**બેલ્જીઅમની બહાદુરી**—જર્મનિની લાંબા વખતની તૈયારીને અને તેના રાક્ષસી બળને યોગ્ય જવાબ આપવા બેલ્જીઅમનો બહાદુર રાજા આલ્બર્ટ પોતાનું નાનું સરખું સૈન્ય લઇ રણક્ષેત્ર પર સામે થયો, અને જર્મનિનો પ્રથમનોજ પ્રબલ માર તેણે સહન કર્યો. તેની બહાદુરીએ જર્મનોને નામુર અને લીજ કિલ્લા આગળ ખડેખાટ થોભાવ્યા, અને એમ તેમનો ૪ અઠવાડીઆંમાં પારીસ પહોંચવાનો ઇરાદો નિષ્ફળ કીધો. દરમિઆન બ્રિટિશ અને ફ્રાંસને તૈયારી કરવાનો સારો વખત મળ્યો.

**હિંદનો હિસ્સો**—હિંદના રાજારજવાડાઓએ પોતાના શહેનશાહને વિગ્રહમાં માણસો, અને દ્રવ્યથી બનતી મદદ આપી. હિંદુસ્તાને લડાઇમાં ઉપયોગી નાની વસ્તુઓથી માંડી માણસોના જાન પણ અર્પણ કર્યા. તેણે બજાવેલી સેવા જગતને સુવિદિત છે. તે પોતાની ફરજ બજાવી સ્વવખાણ ન કરવામાં પોતાનું ભૂષણ સમજે છે.

હિંદના લશ્કરે ફ્રાંસના રણક્ષેત્રમાં ભારે પરાક્રમો કર્યાં. લડાઇમાં બહાદુરી વતાવવા માટે સૌથી મોટું ઇનામ વિક્ટોરિઆ ક્રૉસ છે. આ પહેલાં તે બ્રિટિશ સિપાઇઓનેજ મળતું, પણ વિગ્રહમાં તે ના-

મક દરવાનસિંગ નેગી, સિપાઈ ખુદાદાદખાં, ગોબરસિંગ નેગી, કુલબીર થાપા, નાયક લાલા, સિપાઇ છત્તરસિંગ આદિ દસ હિંદી વીરોને તેમનાં અદ્દભુત પરાક્રમ માટે આપવામાં આવ્યા છે.

ફ્રાંસનું કામ પુરૂં થતાં હિંદી લશ્કર, ઇજીપ્ટ, ગૅલિપોલી, અરબસ્તાન, મેસોપોટેમીઆ, પાલેસ્ટાઇન, અને પૂર્વ આફ્રિકામાં બહાદુરીથી લડયું હતું, અને તેણે પોતાના શહેનશાહ પ્રત્યેની ફરજ વિશ્વાસુપણે અંતઃકરણપુર્વક બજાવી હતી.

**અમેરિકાનું લડાઇમાં ઉતરવું**—શરૂઆતનાં બે વર્ષ મુખ્યત્વે ફ્રેંચો ફ્રાંસના રણક્ષેત્રમાં જર્મનો સામે લડયા, અને તે પછીનાં બે વર્ષો અંગ્રેજો લડયા. લડાઇમાં રશિઆ બેસી ગયું, કારણ તેના રાજ્યમાં જ્યપરિવર્તન થયું, અને ઝાર તથા ઝારીનાનાં ખૂન થયાં. તે પછી જર્મનો કે જેઓ પશુવત્તિઓથી પ્રસિદ્ધ થયા છે, અને સુધરેલી પ્રજાઓમાં ગણાવા યોગ્ય રહ્યા નથી, તેઓએ અમેરકાનાં વેપારી તેમજ મુસાફરોના વહાણો ડુબાડયાં; તેથી અમેરિકા તેમની સાથે વિગ્રહમાં ઉતર્યું. તેમની મદદથી મિત્ર રાજયોએ જર્મનોને ફ્રાંસના રણક્ષેત્ર પર હરાવ્યા; અને જગતમાં કદી જોવામાં આવેલું નહિ એવું આ મહાન યુદ્ધ ઇ. સ. ૧૯૧૮ નવેમ્બરની અગિઆરમી તારીખે સવારે અગિઆર વાગે બંધ થયું. પરિણામે જર્મનોની આપખુદ સત્તાનો નાશ થયો. ૧૯૧૮માં થએલી કામચલાઉ સલાહ સને ૧૯૧૯ માં દઢ થઈ અને દુશ્મનોએ કરાર સ્વીકારી તે પર સહી કરી.

## ૧૪. લોર્ડ ચેમ્સફર્ડ, ઈ. સ. ૧૯૧૬–૧૯૨૧.—

(૧) **લોર્ડ ચેમ્સફર્ડ અને જગતનું જંગી જુદ્ધ**—લોર્ડ ચેમ્સફર્ડ ઇ. સ. ૧૯૧૩ ના માર્ચમાં હિંદમાં આવ્યો. તે અરસામાં યુરોપીય મહાન વિગ્રહ ચાલુ હતો. લૉર્ડ ચેમ્સફર્ડનું પ્રથમ કામ વિગ્રહમાં ઉતરેલી બ્રિટિશ સરકારને હિંદ તરફથી મદદ કરવાનું હતું. આ મદદ કેવી રીતે કરી શકાય તે પર વિચાર કરવા તેણે હિંદના

રાજારજવાડાની એક સભા બોલાવી. દેશી રાજાઓએ નામદાર શહેનશાહ પ્રત્યેની પોતાની વફાદારી બતાવી લશ્કર અને દ્રવ્યની મદદ આપવા વચન આપ્યું, અને તેઓએ લડાઇમાં ઉપયોગી નજીવી કીમતની વસ્તુઓથી માંડી અમૂલ્ય પ્રાણોનો ભોગ આપ્યો. હિંદી મજુરો અને લશ્કરોએ વિગ્રહમાં બહાદુરીભર્યો જે ભાગ ભજવ્યો છે તે જગતને સુવિદિત છે.

(૨) ડિફેન્સ ઓવ ઇંડિઆ ફોર્સ (હિંદરક્ષક સેના) હિંદી લશ્કર મોટા પ્રમાણમાં યુરોપીય યુદ્ધમાં ઉતર્યું, તેથી લોર્ડ ચેમ્સફર્ડે હિંદનું રક્ષણ કરવા 'ડિફેન્સ ઓવ ઇંડિઆ ફોર્સ' ઉભું કર્યું. તેમાં હિંદનો કેળવાએલો વર્ગ પણ સ્વદેશપ્રેમ અને બ્રિટિશ શહેનશાહત પ્રત્યેની વફાદારી ખાતર સ્વયંસેવક તરીકે જોડાયો. આ લશ્કરને માટે તાલીમની યોગ્ય વ્યવસ્થા કરી હતી.

(૩) ઇમ્પીરીઅલ કોન્ફરન્સ—યુરોપીય વિગ્રહને અંતે શત્રુપક્ષ વિષે વિચાર ચલાવવા દુનિયાનાં મોટાં રાજ્યોના પ્રતિનિધિઓની એક સભા પારીસ મુકામે મળી. તેમાં હિંદી પ્રતિનિધિ તરીકે બિકાનેરના મહારાજા, સર સત્યેન્દ્ર પ્રસન્નાસિંહ, અને સર જેમ્સ મેસ્ટનને મોકલવામાં આવ્યા. સભાનુ કામકાજ પુરૂં થયા પછી ઇંગ્લંડના પ્રધાન લોઇડ જ્યોર્જે સર સત્યેન્દ્ર પ્રસન્નસિંહને અંડર સેક્રેટરિ (નાયબ હિંદી પ્રધાન) નીમી લોર્ડનું પદ આપ્યું. આવું ઉચ્ચ માન મેળવનાર પ્રથમ હિંદી લોર્ડ સિંહ છે. લોર્ડ સિંહે બિહાર અને ઓરિસ્સાના ગવર્નર તરીકે કારભાર કર્યો હતો. આવી ઉચ્ચ સરકારી નોકરી મેળવનાર પ્રથમ હિંદી પણ તેઓજ છે.

(૪) લીગ ઓવ નેશન્સ (રાષ્ટ્રસંઘ)—યુરોપીય વિગ્રહની સલાહ થયા પછી તા. ૨૫ જુન ૧૯૧૯ ને રોજ આ સંસ્થા સ્થપાઇ. તે દુનિયામાં આવું મહાભારત યુદ્ધ ફરી થવા ન પામે અને જગતમાં શાંતિ જળવાય એ માટે કારભાર કરશે, તથા રાજ્યો વચ્ચે

ઉપસ્થિત થતા કજીઆનો નિકાલ કરશે. આ સંસ્થાને અમેરિકાની સહાનુભૂતિ નથી. આ સંસ્થાનો પ્રથમ પ્રમુખ બેલ્જીઅમના પરદેશ ખાતાનો પ્રધાન મિ. **હાયમન્સ** નીમાયો હતો.

(૫) ઇન્ડસ્ટ્રિયલ **અને સેનિટરી કમિશન**—લોર્ડ ચેમ્સફર્ડના વખતમાં ઇન્ડસ્ટ્રિયલ કમિશન નીમાયું. તેણે આખા હિંદમાં ફરી ઔદ્યોગિક સંસ્થાઓના આગેવાનોની મુલાકાત લીધી, અને એક રિપોર્ટ બહાર પાડયો, તેથી હુન્નરઉદ્યોગને ઉત્તેજન મળ્યું. સેનિટરી કમિશને હિંદી પ્રજાના આરોગ્ય સંબંધી તપાસ કરી તેના સુધારા માટે સારી યોજનાઓ કરી.

(૬) રોલેટ એકટ—હિંદી વડી ધારાસભાના સભ્ય મિ. રોલેટે હિંદમાં સલાહશાંતિ જાળવવા એક ઠરાવ રજુ કર્યો. તે મંજુર થયો. આ કાયદાથી હિંદની કોઇ પણ નિર્દોષ વ્યક્તિને સહેજ પણ દહેશતનું કારણ નહોતું; છતાં તે મંજુર થવાથી લૉર્ડ ચેમ્સફર્ડ હિંદમાં અપ્રિય થયો. લોકોએ તે કાયદો રદ કરાવવા પોકાર કર્યા, અને પરિણામે ઇ. સ. ૧૯૧૯ ના એપ્રિલમાં અમૃતસર અને અમદાવાદમાં રમખાણો થયાં. સરકારે વ્યવસ્થા જાળવી શાંતિ ફેલાવી.

(૭) ત્રીજો અફઘાન વિગ્રહ ઇ. સ. ૧૯૧૯.—

આ અરસામાં બ્રિટિશ સરકારના વફાદાર મિત્ર અફઘાનિસ્તાનના અમીર હબિબઉલ્લાનું મરણ થયું; તેથી અમાનુલ્લા અમીર થયો. તેના રાજ્યકાળના આરંભમાં અફઘાનિસ્તાનમાં અશાંતિ હતી, તેથી તેણે અફઘાનોને બ્રિટિશ સરકારની હિંદની નીતિ વિષે નિરર્થક વાતો સમજાવી પંજાબ લુટવા હિંદમાં દોર્યા. આથી સરકારને અફઘાનિસ્તાન સાથે વિગ્રહમાં ઉતરવું પડ્યું. રાક્ષસી બળ ધરાવતી નામદાર બ્રિટિશ સરકાર સામે અફઘાનોનું કાંઈ વળ્યું નહિ અને આખરે તેમને સલાહ કરવાની ફરજ પડી.

(૮) મોન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા—લૉર્ડ ચેમ્સફર્ડના જમા-

નામાં હિંદમાં સ્વરાજ્યપ્રાપ્તિની ઘણી ચળવળ ચાલુ થઇ. સ્વતંત્રતા પર અત્યંત પ્રેમ રાખનાર બ્રિટિશ સરકારે સેક્રેટરી ઓવ સ્ટેટ ફોર ઇંડિઆ મી. સેમ્યુઅલ એડવીન મોન્ટેગ્યુને ૧૯૧૭માં મોકલ્યા. તેમણે લૉર્ડ ચેમ્સફર્ડની સંમતિથી તથા હિંદી આગેવાનોની વાતો સાંભળી હિંદને હક આપવાનો સુધારાનો એક ખરડો તૈયાર કીધો. તે ખરડો બ્રિટિશ પાર્લમેન્ટની બન્ને સભાઓમાં સુધારા વધારા સાથે પસાર થયો, ડીસેમ્બર ૧૯૧૯. તે નામદાર શહેનશાહે મંજુર કર્યો. તેની રૂએ હિંદી ધારાસભાઓના સભ્યોની સંખ્યા વધારી તેમાં પ્રજાનિયુક્ત વધુ દેશીઓને દાખલ કર્યા, અને તેઓને રાજકીય બાબતો પર પ્રશ્ન પૂછી ચર્ચા કરવાનો, તથા દરખાસ્તો રજુ કરવાનો વધુ હક આપવામાં આવ્યો. પ્રાંતિક સરકારોમાં કેળવણી અને બીજાં કેટલાંક ખાતાં દેશીઓને સંપૂર્ણ રીતે સોંપાયાં.

(૯) **નામદાર ડયુક ઓવ કોનોટનું આગમન અને મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાની યોજનાનો અમલ**—નામદાર શહેનશાહ પંચમ જ્યૉર્જના કાકા ડયુક ઓવ કોનોટ સને ૧૯૨૧ ના ફેબ્રુઆરિમાં હિંદમાં આવ્યા. તેમણે મોન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારાની યોજનાનો અમલ કરવા વડી ધારાસભા તા. ૯ મી ફેબ્રુઆરિને રોજ ખુલ્લી મૂકી. તે સાથે તેમણે હિંદની પ્રાંતિક ધારાસભાઓ પણ ખુલ્લી મૂકી હતી. તેઓ નવા સુધારાની સફળતા ઇચ્છી ઇંગ્લંડ ગયા.

(૧૦) **ગુજરાત યુનિવર્સિટિ**—ઇ. સ. ૧૯૨૧ ની શરૂઆતમાં આ સ્વતંત્ર યુનિવર્સિટિની સ્થાપના થઇ. આ પ્રજાકીય પ્રથમ પ્રયત્નમાં માતૃભાષાને વિશેષ અગ્રસ્થાન આપવામાં આવ્યું છે.

(૧૧) **લૉર્ડ ચેમ્સફર્ડનું ગમન**—લૉર્ડ ચેમ્સફર્ડે પોતાના કારભારની મુદ્દત પુરી થવાથી ઇ. સ. ૧૯૨૧ ના એપ્રિલની શરૂઆતમાં હિંદ છોડયું. પોતાના અમલના છેવટના ભાગમાં તેમણે દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના હક સંબંધી સારૂં લક્ષ આપ્યું. ઇંગ્લંડ ગયા પછી તેમને "વાઇકાઉન્ટ" બનાવવામાં આવ્યા.

૧૫. લૉર્ડ રીડિંગ—ઇ. સ. ૧૯૨૧ થી ચાલુ.

(૧) લૉર્ડ રીડિંગ પ્રથમ શેરસટ્ટાનો વેપારી હતો, પણ તેમાં લાભ મળ્યો નહિ તેથી તેણે ધારાઓનો અભ્યાસ કરી વકીલનો ધંધો શરૂ કર્યો. તે પછી તેને અમેરિકાનો એલચી નીમ્યો. તેમાં તે સફળ થયો, તેથી ઇંગ્લંડના વડા ન્યાયાધીશની માનવંતી જગાએ તે નીમાયો. લૉર્ડ ચેમ્સફર્ડના વાનપ્રસ્થ થયા પછી લૉર્ડ રીડિંગ હિંદનો વાઇસરૉય નીમાઈ ઇ. સ. ૧૯૨૧ ના એપ્રિલની શરૂઆતમાં હિંદમાં આવ્યો. તે ધર્મે યાહુદી હોઇ ધુરંધર ધારાશાસ્ત્રી અને સમર્થ ન્યાયાધીશ છે.

(૨) **લીગ ઓવ નેશનની** બેઠક તા. ૧૭ મી જુન, અને ૧૯૨૧ ને રોજ જિનીવા ખાતે મળી હતી. તેમાં હિંદી પ્રતિનિધિઓ તરીકે સર અલી ઇમામ અને જામસાહેબ ગયા હતા. અમેરિકાના પ્રતિનિધિઓએ ભાગ લીધો નહોતો.

(૩) **શાહી કોન્ફરન્સ**—આ સભાની બેઠક તા. ૨૦ મી જુન, ૧૯૨૧ થી લંડનમાં શરૂ થઇ હતી. તેમાં સામ્રાજ્યના સામાન્ય સવાલો ચર્ચાયા હતા. હિંદના પ્રતિનિધિઓ તરીકે કચ્છના રાવ અને શ્રી નિવાસ શાસ્ત્રી ગયા હતા.

(૪) લૉર્ડ રીડિંગે હિંદમાં આવી ઉત્તર હિંદના આગેવાનોની મુલાકાત લીધી અને તે પછી હિંદી લશ્કરી જરૂરીઆતો પર જુબાની આપવા હિંદી આગેવાનોને નિમંત્ર્યા હતા.

### પ્રશ્નો.

૧. મિન્ટોમોર્લી સુધારાનું વર્ણન કરો.
૨. લૉર્ડ હાર્ડિંગના વખતના મુખ્ય બનાવો બોલો.
૩. યુરોપીય મહાન યુદ્ધનું ટુંકું વર્ણન કરો. તે પરથી આપણે શું શીખી શકીએ ?
૪. ડિફેન્સ ઓવ ઇંડિઆ ફોર્સ, ઇમ્પીરીઅલ કૉન્ફરન્સ, અને લીગ ઓવ નેશન્સ વિષે તમે શું જાણો છો ?
૫. મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારાનો શો હેતુ છે ?

# પ્રકરણ ૫૯ મું.

## બ્રિટિશ રાજ્યકાળનો ઉપસંહાર.

૧. **અંગ્રેજોએ હિંદ મોગલો પાસેથી નહિ પણ હિંદુઓ પાસેથી જીત્યું**—ઇતિહાસકાર સર વિલિઅમ હંટર કહે છે કે જે વખતે અંગ્રેજોએ દેશ જીતવા માંડયો તે વખતે મોગલ સામ્રાજ્ય તૂટી પડ્યું હતું. અંગ્રેજોએ કરેલી છેલ્લી પ્રખ્યાત લડાઇઓ દિલ્હીના મોગલ પાદશાહ કે તેના સરદારો સાથે નહોતી, પણ મરાઠા અને સીખ નામની બે જોરાવર હિંદુ સત્તા સામે હતી. મુસલમાન રાજ્યકર્તાઓ બંગાળા, કર્ણાટક, અને મ્હૈસુરાદિ મુલકોમાં અંગ્રેજો સામે લડયા ખરા, પણ હિંદ જીતવા માટે અંગ્રેજોએ કરેલા છેલ્લા અને લાંબા વિગ્રહ તો હિંદુ પ્રજા સામેજ હતા. ઇ. સ. ૧૮૧૮ માં થએલા છેલ્લા મરાઠી વિગ્રહ અને ઇ. સ. ૧૮૪૮ માં થએલા સીખ વિગ્રહથી હિંદમાં બ્રિટિશ રાજ્ય ઘણું વધ્યું.

૨. **હિંદમાં અંગ્રેજોની ચઢતીનાં કારણો**—(૧) ૧૮ મી સદીના પાછલા અર્ધ ભાગમાં મોગલ રાજ્યની પડતીને લીધે હિંદમાં અવ્યવસ્થા હતી, તેથી યુરોપી પ્રજાઓ હિંદમાં સ્પર્ધા કરી શકી, અને એમ અંગ્રેજો ચડતીમાં આવ્યા. (૨) અંગ્રેજોને રાજ્ય તરફથી સંપૂર્ણ મદદ હતી તેથી તેઓ દિનપ્રતિદિન સમર્થ થયા. (૩) ઇસ્ટ ઇંડિઆ કંપનિના દીર્ઘદ્દષ્ટિવાળા અને ડહાપણભર્યા કારભારથી અંગ્રેજસત્તા વૃદ્ધિ પામી. (૪) અંગ્રેજોના પ્રજાપાલન અને સર્વ પ્રકારના સુધારાનાં સુઆચરણોથી હિંદમાં બ્રિટિશ સત્તા સર્વોપરિ થઇ.

૩. **હિંદમાં બ્રિટિશ રાજ્યથી થએલા લાભ**—(૧) શાંતિની સ્થાપના:—અંગ્રેજો શાંતિશોધક પ્રજા છે. હિંદમાં તેઓને જે વિગ્રહ લડવા પડેલા તે મારફાડ, અશાંતિ, અને અવ્યવસ્થા નાબુદ કરવાને, માંહોમાંહેના કજીઆ તથા દુશ્મનોના ભયથી દેશનું

રક્ષણ કરવાને તથા સર્વત્ર સુલેહશાંતિ સ્થાપવાને લડવા પડ્યા હતા. આજે ૧૫૦ વર્ષથી અંગ્રેજ સરકારના રાજ્યમાં હિંદમાં પ્રથમ કદી જોવામાં નહિ આવેલી એવી શાંતિ સ્થપાઇ છે, અને હિંદી પ્રજા શાંતિનાં સુખો ભોગવે છે. (૨) ધાર્મિક સ્વાતંત્ર્ય—હિંદી પ્રજાને ફાવતો ધર્મ પાળવાની છુટ છે. બ્રિટિશ રાજ્યમાં ધાર્મિક જુલમ નાશ પામ્યો છે. લોકો પોતપોતાના ધર્મો અને રીતિરિવાજ મુજબ સુખચેનમાં દિવસો ગુજારે છે.

(૩) સરકારી નોકરી—ધાર્મિક કે જાતિના ભેદ વગર કેળવાએલા લાયક હિંદીઓને સરકારી નોકરી છુટથી આપવામાં આવે છે. ઇ. સ. ૧૮૩૩ના કાયદા અને મહારાણીના ઢંઢેરા પછી સરકારી ઉચ્ચ નોકરીમાં દેશીઓના વિશાળ પ્રમાણમાં રાખવામાં આવે છે. લૉર્ડ સિંહના ઉદાહરણ પરથી જણાય છે કે ગવર્નરના ઓદ્ધા સુધી સરકારે દેશીઓને મૂકવામાં હિંદની કદર કરી છે.

(૪) કેળવણી—દેશહિત માટે કેળવણી અગત્યની છે, તેથી સરકારે પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, અને મહાવિદ્યાલયો (કૉલેજો) સ્થાપેલાં છે. શિક્ષકોને શિક્ષણપદ્ધતિ શીખવી કેળવવા ટ્રેનિંગ કૉલેજો ખોલી છે. એવી સંસ્થાઓમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કર્યા કરે છે. દેશી અને અંગ્રેજી ભાષાની કેળવણી ઉપરાંત ટેકનિકલ (કળા) શીખવનારી શાળાઓ પણ છે; વળી એન્જીનીયરિંગ, મેડિકલ, વેટરનરિ ખેતીની, કાયદાની અને વ્યાપારી કેળવણી માટે પણ સરકારે કૉલેજો સ્થાપી છે. જ્ઞાનના ભંડારરૂપ અંગ્રેજી કેળવણીએ હિંદને અમૂલ્ય લાભ કર્યા છે. લોક હિત ખાતર સંગ્રહસ્થાનો અને પુસ્તકાલયો પણ ઉઘાડયાં છે. એનો અનેક જણ લાભ લે છે. ગ્રંથકારોને ઉત્તેજન આપવા માટે "ઑરિએન્ટલ ટ્રાન્સલેશન ફંડ, ઉઘાડયું છે. યુરોપમાં કેળવણી લેવા જનારા માટે કેટલીક શિષ્યવૃત્તિઓ રાખવામાં આવી છે. હાલ દેશી ભાષાઓની કેળવણી પર વિશેષ લક્ષ આપવામાં આવે છે;

વળી પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા, સ્ત્રીકેળવણીમાં શુદ્ધિવૃદ્ધિ કરવા, ટ્રેનિંગ સંસ્થાઓ વધુ સ્થાપવા, અને વૈજ્ઞાનિક શિક્ષણને ઉચ્ચ બનાવવા સરકાર સારા પ્રયત્ન કરે છે.

(૫) **રેલવે**—આખા હિંદમાં રેલવેનો ફેલાવો થયો છે, તેથી મુસાફરી અને વેપાર આબાદ બન્યાં છે, સમય અને નાણાંનો બચાવ થયો છે; દુકાળના કે સંકટના સમયે થોડા વખતમાં કીમતી મદદ મેળવાય છે, એમ આગગાડીના પ્રતાપે હિંદને મળેલા લાભો અમૂલ્ય, અસંખ્ય, અને અવર્ણનીય છે. રેલવેની શાખાઓમાં દિનપ્રતિદિન સુધારો-વધારો થયા કરે છે.

(૬) **ટપાલ, તાર, ટેલિફોન**—આ સાધનદ્વારા લોકોને અનેક સુખ થયાં છે. સંદેશા થોડે ખર્ચે અને થોડા વખતમાં મોકલી અને મેળવી શકાય છે. ટપાલ ઓફિસમાં મનીઓર્ડર, અને સેવિંગ બેંકની સારી સગવડને અંગે લોકોને સારાં સુખો મળ્યા કરે છે. (૭) **નહેરો**—ગંગા, જમના, અને સિંધુ આદિ નદીઓની નહેરોથી દોઆબ, સિંધ પ્રાંત આદિ હિંદના ઘણા ભાગો રસાળ અને આબાદ બન્યા છે. ગંગાની નહેર ૪૦૦ માઇલથી પણ વધારે લાંબી, એક નદીના જેવી છે. સરકાર દેશમાં વધુ નહેરો ખોદાવી ખેતીવાડીને ઉત્તેજન આપવા અતિ કાળજી રાખે છે. (૮) **આરોગ્યખાતુ**—દયાળુ સરકારે આજારીઓના સુખને અર્થે સ્થળે સ્થળે ઇસ્પિતાલો ખોલી છે; અને સ્ત્રીઓ માટે અલાયદી ઇસ્પિતાલો પણ રાખી છે. વળી પશુઓના રક્ષણ માટેનાં દવાખાનાં ( વેટરનરી ) પણ ખોલ્યાં છે. આવાં દવાખાનાંની સંખ્યા વધારવા સરકાર કાળજી રાખે છે. (૯) **પ્રજાકીય સ્વાતંત્ર્ય**-વર્તમાન પત્ર, અને જાહેર ભાષણદ્વારા પ્રજાને પોતાના વિચાર દર્શાવવાની છુટ આપવામાં આવી છે. માત્ર રાજદ્રોહી ભાષણ કરવાનીજ મના છે. પ્રજાએ દર્શાવેલ વિચાર લક્ષમાં લઇ સરકાર લોકહિત કરવા બનતા સુધારાવધારા કરે છે. (૧૦) **રક્ષણ અને ન્યાય**—અંગ્રેજ

સરકારનું ફોજદારી ખાતું દેશમાં સુલેહ જાળવે છે. શત્રુઓથી દેશનું રક્ષણ કરે છે, અને પ્રજાના સર્વ પ્રકારના રક્ષણ માટે પુરતી કાળજી રાખે છે. ન્યાયખાતુ ગરીબ અને શ્રીમંત સર્વને કોઇપણ જાતના ભેદ વગર સરખો અને અદલ ન્યાય આપે છે, તેથી પ્રજાને ઘણો લાભ થાય છે. (૧૧) **સ્થાનિક સ્વરાજ્ય**—હિંદીઓ પોતાના દેશનો કારભાર પોતે કરતાં શીખે તે માટે સરકારે મ્યુનિસિપાલિટિઓ, ડિસ્ટ્રીકટ બોર્ડો, લોકલ બોર્ડ જેવાં મંડળો સ્થાપી તે દેશીઓના હાથમાં સોંપ્યાં છે. તેથી હિંદીઓ રાજકારભારમાં સારો ભાગ લે છે. (૧૨) **રાજકારોબારમાં દેશીઓની સંમતિ**—અસલના જમાનામાં રાજાઓ પોતાની મરજીમાં આવે તેજ કાયદો ગણી કારભાર કરતા હતા, તેથી પ્રજાને ઘણી વખતે ત્રાસ વેઠવો પડતો. બ્રિટિશ સરકારે કારોબારી અને ધારાસભાઓમાં દેશીઓને વધુ પ્રમાણમાં રાખ્યા છે; અને તેઓની સંમતિથી કાયદાકાનુનો ઘડાય છે. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા મુજબ પ્રાંતિક સરકારનાં કેળવણી અને કેટલાંક બીજાં ખાતાં દેશીઓને સોંપવામાં આવ્યાં છે. આથી હિંદીઓને રાજ્યકારોબારમાં અગત્યનો અને જવાબદારીભર્યો હક મળ્યો છે.

૪. **હાલની હીલચાલો**—બ્રિટિશ રાજ્ય અને અંગ્રેજી કેળવણીને પ્રતાપે હિંદમાં રાજકીય, સામાજિક, ઔદ્યોગિક, ધાર્મિક અને એવી અન્ય પ્રગતિઓ થઇ છે. સ્થાનિક સ્વરાજ્યના કારોબારનો ઉત્તમ દષ્ટાંત મુંબઇની મ્યુનિસિપાલિટિ છે. એ કારભાર એવો આદર્શભૂત કરવામાં સર **ફીરોઝશાહ મહેતા** જેવા ધુરંધર વકતાએ અગ્રેસર ભાગ લીધો છે. હિંદના વડીલ વૃદ્ધ પુરુષ **દાદાભાઇ નવરોજજી** ઇંગ્લંડની પાર્લમેન્ટમાં પ્રથમ હિંદી સભ્ય તરીકે બિરાજ્યા હતા. હાલ સરકારે પ્રસિદ્ધ સત્યેન્દ્ર પ્રસન્નસિંહને સરકારે લૉર્ડનો ઇલ્કાબ આપી બિહાર અને ઓરિસ્સાના ગવર્નર નીમ્યા હતા. તેઓએ મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાનો હિંદનો ઇ. સ. ૧૯૧૯નો કાયદો ઉમરાવોની સભામાં પ્રતિષ્ઠિત અગ્રેસર ભાગ લઇ મંજુર કરાવ્યો હતો.

દાદાભાઈ નવરોજજી, સર ફિરોઝશાહ મહેતા, કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ અને અન્ય ઇલાકાના બીજા અગ્રેસરોએ રાજકીય બાબતો પર ચર્ચા કરવા પ્રજાકીય મંડળ ( ઇન્ડિઅન નેશનલ કૉંગ્રેસ ) સ્થાપ્યું. તેની પહેલી બેઠક ઇ. સ. ૧૮૮૫ માં મુંબઇમાં થઇ. એ સંસ્થા દરેક વર્ષે હિંદમાં જુદે જુદે મથકે મળે છે, અને રાજકીય બાબતમાં પ્રજાની ફરિઆદ સરકારની સમક્ષ મૂકી સ્વરાજ્ય માગે છે.

ઔદ્યોગિક બાબતો પર હિંદી પ્રજા વધુ ધ્યાન આપતી જાય છે. મોટાં શહેરોમાં કાપડ વણવાના સંચાનાં તેમજ હાથે વણવાનાં કારખાનાં છે. કાનપુરમાં ઉનના કાપડનાં તથા ચામડાનાં અને બંગાળામાં સણનાં કારખાનાં છે. પારસી ગૃહસ્થ તાતા ભાઇઓએ ખાણોમાંથી લોઢું કાઢી તેના રેલવેના પાટા વગેરે બનાવવા માટે મધ્ય હિંદમાં મોટું કારખાનું કાઢયું છે; તેમજ ઘાટોમાંથી પાણી એકઠું કરી લોનોલા આગળ મોટું તળાવ બાંધી તેમાંથી મુંબઇની મીલોને વીજળીનું બળ પુરૂં પાડવા માટે પણ એ ભાઇઓએ ગંજાવર કારખાનું કાઢયું છે. એના જેવાં કારખાનાં કલકત્તા અને મ્હૈસુરમાં પણ થયાં છે. તાતા ભાઇઓએ પ્રાકૃતિક વિદ્યાને ( સાયન્સને ) લગતું ઉંચા પ્રકારનું વ્યાવહારિક જ્ઞાન આપવાના આશયથી સરકારને ૩૦ લાખ રૂપીઆ આપી બેંગલોરમાં સંશોધક સંસ્થા ઉભી કરાવી છે.

૫. **બ્રિટિશ સામ્રાજ્યનું અંગ હિંદ**—" જે રાજ્ય પર સૂર્ય કદી આથમતો નથી " એવા વિશાળ અને સમર્થ બ્રિટિશ રાજ્યનું હિંદ એક પ્રબળ અંગ છે, તે માટે દેશનું ભાવી ઉજ્જવળ છે. બ્રિટિશ સામ્રાજ્ય પોતાના અદ્વિતીય નૌકાબળથી દુનિયાનાં રાજ્યોમાં પ્રતિષ્ઠિત પદ ભોગવે છે.

આપણા દેશમાં પ્રથમ કદી જોવામાં આવેલી નહિ એવી, દયાળુ, ન્યાયી, અને ન્યાયનો પક્ષ ધરતી, તેમજ જેના સામ્રાજ્યની સત્તામાં આપણે અસંખ્ય, અપૂર્વ અને અમૂલ્ય સુખો ભોગવીએ છીએ એવી નામદાર બ્રિટિશ સરકાર હિંદમાં ચિરકાળ રહો. અસ્તુ.

## પ્રશ્નો.

૧. "અંગ્રેજોએ હિંદ મોગલો પાસેથી નહિ પણ હિંદુઓ પાસેથી જીત્યું, એનો ખુલાસો કરો.

૨. ક્યાં કારણોથી અંગ્રેજો હિંદમાં ચઢતીમાં આવ્યા ?

૩. હિંદમાં બ્રિટિશ રાજ્યથી થએલા લાભોની ટુંક નોંધ કરો.

૪. હિંદની આધુનિક પ્રગતિ વિષે શું જાણો છો ?

---

# પ્રકરણ ૬૦.

## હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ.

### મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા મુજબ.

૧. **ઈ. સ. ૧૯૧૯ નો ગવર્નમેન્ટ ઑવ ઇંડિઆ ઍક્ટ**—મહાન યુરોપીય વિગ્રહના અંત પછી હિંદીઓને રાજકીય બાબતોમાં સંગીન અને જવાબદારીભર્યો ભાગ આપવાના વિચારે મિ. મોન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડે જે યોજના ઘડી તે સુધારાવધારા સાથે બ્રિટિશ પાર્લમેન્ટે ઇ. સ. ૧૯૧૯ ના ડિસેમ્બરમાં મંજુર કરી. આખરે તે કાયદા તરીકે મંજુર થઇ, અને ઇ. સ. ૧૯૨૧ ના જાન્યુઆરિથી અમલમાં આવી.

૨. **હિંદનું રાજ્યતંત્ર**—અગત્યના ત્રણ ભાગ છે. (૧) પાર્લમેન્ટના પ્રતિનિધિ તરીકે સેક્રેટરિ ઑવ સ્ટેટ ફોર ઇંડિઆ અને તેની કૌન્સિલ, (૨) ગવર્નર જનરલ અને તેની કૌન્સિલ, (અ) એક્ઝિક્યુટિવ કૌન્સિલ–કાર્યવાહક સભા (બ) લેજિસ્લેટિવ કૌન્સિલ–વડી ધારા સભા, (૩) પ્રાંતિક રાજ્યતંત્ર; ગવર્નરો અને તેમની કૌન્સિલ, (અ) કાર્યવાહક અને (બ) ધારાસભા.

૩. **પૂર્વાવલોકન**—ઇસ્ટ ઇંડિઆ કંપનિની શરૂઆતથી ઇ. સ. ૧૭૮૪ સુધી લંડનમાં બેસતી કોર્ટ ઓફ પ્રોપ્રાયટર્સ અને બોર્ડ ઓફ ડિરેક્ટર્સ નામની બે સભાઓ પોતાના માણસો નીમી હિંદનો કારભાર ચલાવતી. ઇ. સ. ૧૭૮૪ માં પિટના હિંદના બિલ મુજબ : કારભાર બોર્ડ ઓવ કંટ્રોલના પ્રમુખના હાથમાં આવ્યો. બહારથી દેખાતી રીતે સત્તા બોર્ડ ઓવ ડિરેક્ટર્સના હાથમાં રાખવામાં આવી. નીમણુકો પણ તેમનાજ હાથમાં રાખવામાં આવી, જો કે ગવર્નર જનરલ અને ગવર્નર જેવાની નીમણુકોમાં બોર્ડ ઓવ કંટ્રોલ પોતાનો અધિકાર ચલાવતી. બોર્ડ ઓફ ડિરેક્ટર્સનું તમામ લખાણ બોર્ડ ઓવ કંટ્રોલના પ્રમુખની મારફત થતું, અને હિંદુસ્તાનમાંથી આવતો દરેક કાગળ તેને બતાવવો પડતો. પ્રેસિડેન્ટ ડિરેક્ટરોના કાગળમાં ફેરફાર કરી શકતો કે તેને બદલે નવોજ કાગળ લખી શકતો. ઇ. સ. ૧૮૫૮ માં કંપનિનો કારભાર બંધ થયો અને ઇંગ્લંડની સરકારનો અમલ શરૂ થતાં સેક્રેટરિ ઓવ સ્ટેટ ફોર ઇંડિઆ નીમાયો. તે કોર્ટ ઓફ પ્રોપ્રાયટર્સ, બોર્ડ ઓફ ડિરેક્ટર્સ, અને બોર્ડ ઓફ કંટ્રોલની તમામ સત્તાનો વારસ થયો.

૪. **સેક્રેટરિ ઓવ સ્ટેટ અને તેની કોંસિલ**—હાલના કાયદા મુજબ સેક્રેટરિ ઓફ સ્ટેટની સત્તાઓ ઘણી છે. કોઇ પણ ધારાસભામાં કાયદો પસાર કરતાં પહેલાં તે સેક્રેટરિ ઓફ સ્ટેટે મંજુર કરેલો હોવો જોઇએ. હિંદુસ્તાનની આવકને લગતો કોઇ પણ સવાલ ખાસ કરીને કસ્ટમ્સ નાણાંવિષયક પ્રશ્ન અને કરજ સંબંધીના સવાલો પ્રથમ તેની પાસે રજુ થવા જોઇએ. સામાન્ય રીતે રાજ્યનીતિના ધોરણને લગતા, રાજ્યવ્યવસ્થાને લગતા, અથવા તો મોટા અથવા નવીન ખર્ચને લગતા સઘળા પ્રશ્નો તેની પાસે પ્રથમ જવા જોઇએ. જાહેર બાંધકામ અને રેલવે, અમુક પગારની નવી જગા ઉત્પન્ન કરવી, કોઇ જગાનો પગાર વધારવો, પગારોનું રિવિઝન કરવું, પ્રાંતિક સરકારો અથવા તો દેશી રાજ્યોને નાણાં કરજે આ-

પવાં, રાજકીય પેન્શનો આપવાં, ધર્માદા વર્ષાસનો આપવાં, ખાણો સંબંધી પરવાના અને બીજા હકો આપવા, લશ્કરી ખર્ચમાં વધારો કરવો, આ બધી બાબતોમાં સેક્રેટરિ ઓફ સ્ટેટ કુલ મુખત્યાર છે. હિંદી સરકાર તેની સંમતિ સિવાય કાંઇ કરી શકે તેમ નથી. તેને મદદ કરવા માટે ૧૦ થી ૧૪ માણસની કૌંસિલ છે; જેમાં ત્રણ હિંદીઓ છે. આ કૌંસિલને ઇંડિઆ કૌંસિલ કહે છે. તે ઘણુંખરૂં કામ આ કૌંસિલની સલાહ પ્રમાણે કરે છે. પણ કેટલીક બાબતમાં તે પોતાની જવાબદારી પર વર્તે છે. દાખલા તરીકે સંધિવિગ્રહ જેવા પ્રસંગોએ તે પોતાની સભાને કાગળ પત્ર બનાવ્યા વગર હિંદી સરકાર સાથે બારોબાર સંદેશા ચલાવી શકે છે. ટુંકામાં કહીએ તો સેક્રેટરિ ઓફ સ્ટેટ હિંદનો રાજા છે, અને ગવર્નર જનરલ તેના હુકમોને અમલમાં મૂકનાર સ્થાનિક અધિકારી છે. સેક્રેટરિ ઓફ સ્ટેટ બ્રિટિશ પાર્લામેન્ટને જવાબદાર છે. દરેક બાબતમાં તે તેની પાસે જવાબ માગી શકે છે. લંડનમાં વ્હાઇટ હૉલમાં તેની ઓફિસ છે. તેને ઇંડિઆ ઓફિસ કહે છે. તેમાં હિંદી સરકારના ખાતા પ્રમાણે જુદાં જુદાં ખાતાં છે. તેને માટે અંડર સેક્રેટરિ, કારકુનો વગેરે હોય છે, તેનો ખર્ચ હિંદી તીજોરીમાંથી અપાય છે.

મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડ સુધારા મુજબ જે ખાતાંઓ લોકોને સોંપવામાં આવ્યાં છે, અને હવે પછી સોંપવામાં આવશે, તેમાં સેક્રેટરિ ઓફ સ્ટેટ વચ્ચે પડશે નહિ. જ્યાં ગવર્નરો અને તેમના પ્રધાનો વચ્ચે મોટો મતભેદ ઉભો થશે તેજ વખતે તે વચ્ચે પડશે. જે બાબતો લોકોને સોંપી નથી તે બાબતોમાં તેની સત્તા કાયમ રહેશે. તેની કૌંસિલ હવેથી આઠથી બાર માણસોની રહેશે. મહીનામાં ઓછામાં ઓછી તે એક વખત મળશે. તેમાં હિંદીઓ ચારથી વધારે રહેશે. તેમની નોકરીની મુદ્દત સાત વર્ષને બદલે પાંચ વર્ષની રાખવામાં આવી છે. સેક્રેટરિ ઓફ સ્ટેટનો વાર્ષિક પગાર પૌંડ ૫૦૦૦) છે. દરેકનો સભ્યનો પગાર પૌંડ ૧૨૦૦) રાખવામાં આવ્યો છે. તે

ઉપરાંત હિંદીઓને પૌંડ ૬૦૦) નું વધારાનું એલાવન્સ મળશે. આ બાબતનો પગાર અને ખર્ચ હવેથી ઇંગ્લંડની તીજોરીમાંથી અપાશે, તેથી એક તો હિંદની મોટી રકમની બચત થશે, અને બીજું ઇંગ્લંડના બજેટની ચર્ચા વખતે હિંદ સંબંધી પ્રશ્નો પર વધુ ધ્યાન અપાશે. હિંદ માટે એક હાઇ કમિશ્નરની જગા ખોલવામાં આવી છે. તે કેટલીક બાબતોમાં હિંદી સરકારના અથવા પ્રાંતિક સરકારના પ્રતિનિધિ તરીકે કામ કરશે. સેક્રેટરિ ઓફ સ્ટેટની પણ કેટલીક સત્તા તેને મળશે.

૫. ગવર્નર જનરલ અને વાઇસરૉય—પૂર્વાવલોકન-(૧) શરૂઆતમાં મુંબઇ, મદ્રાસ, અને કલકત્તામાં ગવર્નર અને તેને મદદ કરવા ૧૨ થી ૧૬ માણસોની સભા હતી. દરેક ઇલાકાના ગવર્નરો એક બીજાથી સ્વતંત્ર હતા, અને સભાઓ કામકાજ માટે ઘણી મોટી હતી તેથી ઘણા ગેરલાભ થતા.

(૨) છેવટે ઇ. સ. ૧૭૭૩ માં રેગ્યુલેટિંગ ઍક્ટ મુજબ મુંબઇ તથા મદ્રાસને કલકત્તાના અધિકાર નીચે મૂકયા. કલકત્તાનો ગવર્નર જનરલ થયો. તેને ૪ સભાસદોની કૌંસિલ હતી. બહુમતીથી કામનો નિર્ણય થતો હોવાથી વૉરન હેસ્ટિંગ્સને ઘણું સોસવું પડયું, તેથી કૌંસિલથી સ્વતંત્રપણે વર્તવાની તેને છુટ મળી.

(૩) ઇ. સ. ૧૭૮૪ માં કૌંસિલના સભાસદોની સંખ્યા ચારને બદલે ત્રણની કરવામાં આવી.

(૪) ઇ. સ. ૧૮૩૩ સુધી મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને ધારા બાંધવાની સત્તા હતી, તેથી કેટલોક ગોટાળો થયો. આખરે ૧૮૩૩ થી આ સત્તા તેમની પાસેથી લઇ એકલા ગવર્નર જનરલ અને તેની કૌંસિલને આપવામાં આવી. ગવર્નર-જનરલની સભામાં એક એક લૉ મેમ્બર ( કાયદા પંડિત ) નીમાયો એટલે સભ્યોની સંખ્યા ત્રણને બદલે ચાર થઇ.

(૫) ૧૮૫૪ માં બંગાળા માટે જુદો લેફટેનેન્ટ ગવર્નર નીમાયો, તેથી ગવર્નર જનરલને કોઇ પણ એક ઇલાકા પર દેખરેખ રાખવાની રહી નહિ; પણ આખા બ્રિટિશ હિંદ પર દેખરેખ રાખવાનું કામ તેને માથે આવ્યું.

(૬) ઇ. સ. ૧૮૫૮ માં હિંદનું રાજ્ય ઇંગ્લંડની સરકારે સંભાળી લીધું, ત્યારથી ગવર્નર જનરલ વાઇસરોય નામે પણ ઓળખાવા લાગ્યો. પણ તે માનની ખાતરજ, કાયદાની દૃષ્ટિએ તો તે ગવર્નર જનરલજ છે. પાર્લામેન્ટ "વાઇસરોય" શબ્દ વાપરતી નથી. તેનો વાર્ષિક પગાર રૂ. ૨,૫૬,૦૦૦ છે. તેની નીમણુક ઉમરાવ વર્ગમાંથી શહેનશાહ પોતાના સેક્રેટરિ ઓફ સ્ટેટની સલાહ પ્રમાણે જાતે કરે છે. તે પાંચ વર્ષ માટે નીમાય છે. ૧૯૧૨ થી કલકત્તાને બદલે તેની બેઠક દિલ્હીમાં થઇ છે.

૬. **ગવર્નર જનરલ અને તેની કૌંસિલ**—(કાર્યવાહક સભા)—ગવર્નર જનરલ અને તેની કૌંસિલ મળી હિંદી સરકાર કહેવાય છે. આખા હિંદના કારભાર માટે તે જવાબદાર છે. દેશી રાજ્યો પર તેનો અંકુશ છે. પરરાજ્ય સાથેનો સંબંધ, હિંદનું રક્ષણ, સામાન્ય કરવેરા, નાણું, કરજ, પોસ્ટ, તાર, અને રેલવે સંબંધી બધી સત્તા હિંદી સરકારને હસ્તક છે. મહેસુલ ઉઘરાવવી, કેળવણી, દવા અને આરોગ્ય સંબંધ ગોઠવણો કરવી, નહેરો, રસ્તા વગેરેનું બાંધકામ ઇત્યાદિ પ્રાંતિક સરકારોને હાથ છે, તો પણ દેખરેખ હિંદી સરકારની છે. વહીવટનું ધોરણ તે નક્કી કરી આપે છે. તે પ્રમાણે દરેક પ્રાંતિક સરકાર ચાલે છે. પ્રાંતિક બજેટ ઉપર પણ તેમનોજ અંકુશ છે. વધારાનો ખર્ચ તેમની મન્જુરી વગર થઇ શકતો નથી.

કૌંસિલમાં હાલ ૭ સભ્યો છે. કમાન્ડર ઇન ચીફ સાતમો એક્સ્ટ્રા ઓર્ડિનરિ (અસાધારણ) સભ્ય કહેવાય છે, ૭ સભાસદોમાં એક નાણાંવિષયક પ્રશ્નોમાં પ્રવીણ (અર્થશાસ્ત્રી), અને બીજો

બારિસ્ટર હોવો જોઇએ. બાકીના ચારમાંથી, ત્રણ સિવિલ સર્વિસમાંથી લીધેલા અંગ્રેજ અમલદારો હોવા જોઇએ. તેમનો વાર્ષિક પગાર દરેકનો રૂા. ૮૦,૦૦૦ છે, જ્યારે કમાન્ડર ઇનિ ચીફનો પગાર રૂા. ૧૦,૦૦૦૦ છે.

મોન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા મુજબ અર્ધોઅરધ એટલે ત્રણ હિંદી અને ત્રણ અંગ્રેજ સભાસદો રહે છે. ધારાસભાના ચુંટાએલા મેમ્બરોમાંથી કૌંસિલ સેક્રેટરિ નીમાય છે. તેઓ કારોબારી સભાના સભ્યોના સહાયક તરીકે કામ કરે છે, અને તેઓનો પગાર સભા નક્કી કરી આપે છે. કાયદા પંડિત તરીકે હવે કોઇપણ હિંદી વકીલ પણ નીમી શકાય છે.

૭. હિંદી સરકારનું બધું કામકાજ દસ ખાતામાં વહેંચાય છે. (૧) હોમ—સ્વદેશ (૨) ફોરિન—પરદેશ (૩) ફિનેન્સ—ખજાનચી (૪) લશ્કર (૫) પબ્લિક ઉવર્કસ—જાહેર બાંધકામ, (૬) રેવન્યુ અને એગ્રીકલ્ચર જમીનનું મહેસુલ અને ખેતી (૭) કામર્સ—ઇંડસ્ટ્રીઅલ—વેપાર અને ઉદ્યોગ (૮) લેજિસ્લેટિવ કાયદા બાંધનાર (૯) એજ્યુકેશન—કેળવણી (૧૦) રેલવે.

રેલવે સિવાયના દરેક ખાતા માટે એક સેક્રેટરિ હોય છે. રેલવે બોર્ડના પ્રેસિડેન્ટને સેક્રેટરી જેવોજ ગણવામાં આવે છે. ફોરેન ડીપાર્ટમેન્ટ ( પર રાજ્યો સાથે સંબંધ રાખનાર ખાતુ ) સિવાયનાં ખાતાંઓ કાર્યવાહક સભાઓના સભ્યોમાં વહેંચી નાખેલાં છે. ફોરેન ડીપાર્ટમેન્ટ ગવર્નર જનરલ અને વાઇસરોય પોતાના હાથમાં રાખે છે. સભાસદવાર ખાતાંની વહેંચણી નીચે પ્રમાણે છે. એને પોર્ટફોલિઓ સીસ્ટમ કહે છે:—

૧. ફોરેન ડીપાર્ટમેન્ટ—ગવર્નર જનરલનું આ ખાતું દેશી રાજ્યો અને હિંદની બહારનાં પર રાજ્યો સાથે સંબંધ ધરાવે છે;

ને ઉપરાંત વાયવ્ય સરહદનો મુલક, બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર-મ્હેરવાડા, ઉપર તે દેખરેખ રાખે છે. (દેશી રાજાઓની કોન્ફરન્સ દર વર્ષે દિલ્હીમાં ભરાય છે. તેને હવે કાયમનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. દેશી રાજાઓ વર્ષમાં એક વખત એકઠા મળી પોતાનાં રાજ્યો સંબંધી સામાન્ય પ્રશ્નોની ચર્ચા કરી ગવર્નર જનરલને જે ભલામણો કરવી ચોગ્ય લાગે તે કરે છે.)

૨. **રેવન્યુ અને એગ્રીકલ્ચર**—ખેતીવાડી, જમીન અને મહેસુલ, દુકાળનિવારણ, સર્વે-(સમીક્ષા), જંગલ, અને વાયુચક્રશાસ્ત્રીના કામકાજ ઉપર દેખરેખ રાખે છે.

૩. **ફિનેન્સ**—નાણું, ટંકશાળ, બેંકો, તિજોરીઓ, પગાર, પેન્શન, નોકરોની રજા, સ્ટેમ્પ અને નોટોને લગતું કામકાજ કરે છે.

૪. **હોમ**—કાયદા, પોલીસ, જેલ, જુની સાચવવા જેવી ઇમારતોને લગતું કામ વગેરે પરચુરણ કામકાજ પર દેખરેખ રાખે છે.

૫. કોમર્સ અને ઇંડસ્ટ્રી—વેપાર અને ઉદ્યોગો, પોસ્ટ અને તાર બંદરો, રેલવે, વહાણો, કસ્ટમ્સ, કોષ્ટકો તૈયાર કરવાના, પરદેશ વસાહત કરવા જનારના અને ભૂગર્ભ સંબંધના બધા સવાલો પર દેખરેખ રાખે છે.

૬. **લેજિસ્લેટીવ**—કાયદાના ખરડાઓ તૈયાર કરવાનું કામ કરે છે. પ્રાંતિક સરકારો તરફથી પૂછાએલા કાયદા સંબંધના પ્રશ્નોના ખુલાસા તે કરે છે.

૭. **એજ્યુકેશન અને આર્મી**—કેળવણીખાતું પ્રધાનોના હાથમાં છે. પણ લશ્કરખાતું વાઇસરોયની દેખરેખ નીચે સેનાપતિના હાથમાં છે. સેનાપતિ તમામ લશ્કરનો ઉપરી છે, અને તે પરદેશી હુમલાથી હિંદનું રક્ષણ કરે છે. નૌકાબળ ઇંગ્લેન્ડ પુરૂં પાડે છે. હિંદને કિનારે હિંદના ખર્ચે જે થોડાં વહાણ રહે છે; તેને " ઇંડિઅન મ-

રીન " કહે છે. હિંદમાં સુમારે બે લાખ પાંત્રીસ હજારનું લશ્કર રહે છે. એમાં પોણો લાખ બ્રિટિશ, લગભગ ૨૭૦૦ લશ્કરી અમલદારો, અને ૩૬૦૦૦ સ્વયંસેવકો હોય છે.

૮. **હિંદી ધારાસભા**—સને ૧૭૨૬થી મુંબઇ, મદ્રાસ, અને બંગાળાને કાયદા બાંધવાની સત્તા મળી હતી, તે પ્રમાણે તે કાયદા બાંધતા અને ૧૭૭૩ના રેગ્યુલેટીંગ એક્ટ પ્રમાણે મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને પોતે પાસ કરેલા કાયદાની નકલો ગવર્નર જનરલને મોકલી આપવી પડતી. સને ૧૮૧૩ થી કાયદા બાંધવાની એ સત્તામાં વધારો કરવામાં આવ્યો. સને ૧૮૩૩ માં મુંબઈ અને મદ્રાસના ગવર્નરોની ધારા ઘડવાની સત્તા લઈ લેવામાં આવી. પોતાને જરૂરના કાયદા માટે તેઓ ગવર્નર જનરલને લખતા. ૧૮૫૩ ના કાયદાથી આખા હિંદ માટે કાયદા બાંધવાની સત્તા એકલી હિંદી સરકારની રહી, પણ દરેક પ્રાંત તરફથી ધારા ઘડતી વખતે પોતાના પ્રતિનિધિઓ હિંદી સરકારમાં મોકલવા પડતા. ૧૮૬૧ માં મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને ધારા ઘડવાની સત્તા પાછી આપવામાં આવી. ખરી રીતે આખા હિંદના કાયદાઓ પર ગવર્નર જનરલનો અંકુશ છે. આ ધારા સભાને આર્મી એક્ટ ( લશ્કરી કાયદો ), ગવર્મેન્ટ ઑફ ઇંડિઆ એક્ટ, સેક્રેટરી ઑફ સ્ટેટના લોન ઉધરાવવા સંબંધીના હકની, અને બીજી થોડી બાબતો સિવાય બ્રિટિશ હિંદનાં તમામ માણસો, અદાલતો, જગાઓ, અને વસ્તુઓ માટે કાયદા બાંધવાને સંપૂર્ણ અધિકાર છે; ઉપરાંત બીજે કોઇ પણ ઠેકાણે વસતા હિંદુસ્તાનના વતનીઓ માટે તેમજ દેશી રાજ્યોમાં રહેલી બ્રિટિશ પ્રજા અને અંગ્રેજી નોકરો માટે પણ કાયદા બાંધવાનો અધિકાર આ સભાને છે.

૯. **મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા મુજબ**—કાર્યવાહક સભાથી ધારાસભા સ્વતંત્ર ઉભી થઇ છે. અત્યાર સુધી ધારાસભા એટલે કાર્યવાહક સભા વત્તા થોડા વધારાના સભાસદો. હવે ધારાસભાના

સભ્યો વધારાના સભ્યો કહેવાશે નહિ; પણ તે એક અલગ સભા ઉભી કરવામાં આવી છે. અત્યાર સુધી ધારાસભા એક સભા હતી અને તેમાં અધિકારી વર્ગની બહુમતી હતી. હવેથી ધારા સભાના પાર્લમેન્ટની માફક બે ગૃહ (સભા) થયા. એકને "લેજિસ્લેટિવ એસેમ્બ્લિ" અને બીજાને કૌંસિલ ઓફ સ્ટેટ કહે છે. હવે બંને ગૃહો જ્યારે કોઇ પણ ખરડાને બહુમતીથી પસાર કરશે, ત્યારેજ તે કાયદાનું સ્વરૂપ લેશે. બંને ગૃહો મળી એક ધારાસભા અથવા એક હિંદી પાર્લમેન્ટ થાય છે. બ્રિટિશ પાર્લમેન્ટની ઉમરાવોની સભાને મળતી અહીં "કૌંસિલ ઓફ સ્ટેટ" અને આમની સભાને મળતી "લેજિસ્લેટિવ એસેમ્બ્લિ" છે.

૧૦. કૌંસિલ ઓફ સ્ટેટ—તેમાં ૬૦ સુધી સભાસદો રહેશે. તેમાંના કેટલાક ચુંટાએલા અને કેટલાક સરકારનિયુક્ત રહેશે. તેમાં ૨૦ સભ્યો અધિકારી વર્ગના છે. આ સભાના સભ્યોમાંથી સભાના પ્રેસિડેન્ટ તરીકે ગમે તેને ગવર્નર જનરલ નીમી શકશે. આ સભ્યો આગળ ગવર્નર જનરલને ભાષણ આપવાનો અધિકાર છે, તેને માટે તે બધા સભ્યોને એકઠા બોલાવી શકશે. તે જાતે આ સભાનો સભ્ય નથી. આ સભામાં સરકારની બહુમતી રહેશે. કાર્યવાહક સભાના કેટલાક સભ્યો આ સભામાં અને બાકીના બીજી સભામાં બેસશે. આ સભાના સભ્યોની બેઠકો વંશપરંપરા ચાલી આવશે નહિ પણ ચુંટાઇને આવશે તેથી જો તેઓ લોકમતનો અનાદર કરશે તો ફરીથી લોકો તેમને ચુંટી કાઢે એવો સંભવ રહેશે નહિ.

૧૧. લેજિસ્લેટિવ એસેમ્બ્લિ—આ સભાના સભાસદોની ૧૪૦ ની સંખ્યામાંથી ૧૦૦ સભ્યો ચુંટાએલા અને ૪૦ સરકારનિયુક્ત રહેશે: તે પૈકી ૨૬ અધિકારી વર્ગના રહેશે. જો સંખ્યા વધારવામાં આવે તો ⅚ લોકો તરફથી ચુંટાએલા અને બાકીના ⅙ સરકારી સભ્યો નીમાશે. ગવર્નર જનરલ આ સભાનો સભ્ય કે

પ્રેસિડેન્ટ નથી; પણ તે સભાને ભાષણ આપવા એકઠી બોલાવી શકે. આ સભાના પ્રમુખની નીમણુક પહેલાં ૪ વર્ષ માટે ગવર્નર જનરલ અને પછીથી સભા કરી શકશે. બીજો ડેપ્યુટિ પ્રેસિડેન્ટ નીમાશે. તે બન્નેનો પગાર પહેલાંનાં ૪ વર્ષ માટે ગવર્નર જનરલ અને પછીથી સભા નક્કી કરશે.

કૌંસિલ ઓફ સ્ટેટ પાંચ વર્ષ અને લેજિસ્લેટિવ એસેમ્બ્લિ ૩ વર્ષ સુધી હયાતી ધરાવશે. તે મુદ્દત લંબાવવા યા ટુંકાવવાનો ગવર્નર જનરલને અધિકાર છે. સભા બરખાસ્ત થયા કેડે ૭ મહિનાની અંદર નવી ચુંટણી થવી જોઇએ. કોઇ પણ સરકાર અમલદાર ઉમેવારી કરી શકશે નહિ.

આ સભાને ( ૧ ) સરકારી લોનો ઉપરના વ્યાજની રકમો અને ડુબત ફંડની રકમો, ( ૨ ) સેક્રેટરિ ઓફ સ્ટેટે નીમેલા નોકરોના પગાર અને પેન્શનની રકમો, ( ૩ ) કાયદાથી બીજા જે જે ખર્ચોની રકમો નક્કી થઇ છે તે, ( ૪ ) ચીફ કમિશ્નરો અને જ્યુડિશીઅલ કમિશ્નરોના પગારની રકમો, (૫) (अ) ધર્માદા દેવસ્થાનની રકમ, (ब) રાજકીય (क) ડિફેન્સ પર મત આપવાનો કે ચર્ચા કરવાનો અધિકાર પણ નથી. કદાચ કોઇ પણ ખરડો પસાર કરવા કોઇપણ સભા ના પાડે, અને ગવર્નર જનરલને તે આવશ્યક લાગે તો તે પોતાની સહીથી તે પસાર કરી શકે, પણ તેમાં તેને પાર્લમેન્ટની સંમતિ અને શહેનશાહની સહીની જરૂર પડશે.

૧૨. **કામકાજની રૂઢી**—આ કામ બ્રિટિશ પાર્લમેન્ટના કામકાજની રૂઢીને મળતું આવે છે. પહેલી વખતે ખરડો દાખલ કરવા માટેની દરખાસ્ત લાવવામાં આવે છે. પછી ખરડો દાખલ કરવામાં આવે છે. આ રીતે ખરડાનું પહેલું વાચન થાય છે. તે પછી તે બીજી વારના વાચન પછી સિલેક્ટ કમિટીને સોંપવામાં આવે છે. આ વખત અગત્યનો છે, કારણ કે ખરડા પર પુરો વિચાર કરવામાં આવે

છે; અને સુધારાવધારા સાથે ખરડો બહાર પડે છે. સિલેક્ટ કમિટીના રિપોર્ટ પર સભામાં વિચાર ચલાવવામાં આવે છે; અને ચર્ચા થયા બાદ ત્રીજી વારનું વાચન પુરૂં થાય છે. આ પ્રમાણે એક સભાગૃહે ખરડો પસાર કર્યા પછી બીજા સભાગૃહમાં પાર્લમેન્ટની માફક તે પસાર કરવાની દરખાસ્ત કરવામાં આવશે. તે પછી કાયદો પસાર થશે, અને તે બહાર પડશે.

૧૩. **પ્રાંતિક રાજ્યવ્યવસ્થા**—આજ સુધી મુંબઇ, મદ્રાસ, અને બંગાળા મુખ્ય અગત્યના અને જુનામાં જુના પ્રાંતો ગણાય છે. તે જુના વખતથી કંપનિના કબજામાં આવેલા હોઇ તેમનો મુખ્ય અધિકારી ગવર્નર હતો. તેને મદદ કરવા કૌંસિલ પણ હતી. ૧૭૭૩ થી બંગાળાનો ગવર્નર તે બ્રિટિશ હિંદનો ગવર્નર જનરલ થયો. ૧૮૫૪ માં ગવર્નર-જનરલની જગા જુદી પાડવામાં આવી; અને બંગાળામાં લેફ્ટેનેન્ટ ગવર્નર નીમ્યો. ૧૯૧૨ માં પાટનગર દિલ્હી થયું ત્યારથી બંગાળામાં ફરીથી ગવર્નર નીમાયો. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, પંજાબ, બ્રહ્મદેશ, તથા બિહાર અને ઓરિસ્સાને લેફ્ટેનેન્ટ ગવર્નરના હાથ નીચે મૂકયા હતા.

**મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા મુજબ**—આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, પંજાબ, બિહાર અને ઓરિસ્સા, મધ્યપ્રાંતો, અને આસામમાં પણ ગવર્નરો નીમાયા છે. આ બધા પ્રાંતો "ગવર્નર પ્રોવિન્સિઝ" ગવર્નરવાળા પ્રાંતો કહેવાય છે. બીજા ભાગો નાના હોઇ તેમની વ્યવસ્થા ચીફ કમિશનરથી કરવામાં આવી છે. જો કે ઉપરના આઠ પ્રાંતોમાં ગવર્નરો નીમાયા છે, પણ તેઓના અને તેઓની કૌંસિલના સભ્યોના પગારમાં ફેર છે.

| | | |
|---|---|---|
| મુંબઇ, મદ્રાસ, બંગાળા ને સંયુક્ત પ્રાંતોના ગવર્નરો | વાર્ષિક પગાર રૂા. | ૧,૨૮,૦૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| પંજાબ, બિહાર, અને ઓરિસ્સાના ગવર્નરો. | ,, | ,, | રૂ. | ૧,૦૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતોનો ગવર્નર | ,, | ,, | રૂ. | ૭૨,૦૦૦ |
| આસામનો ગવર્નર | ,, | ,, | રૂ. | ૬૬,૦૦૦ |
| બંગાળા, મદ્રાસ, મુંબઇ, અને સંયુક્ત પ્રાંતોની કાર્યવાહક સભાના સભ્યો. | ,, | ,, | રૂ. | ૬૦,૦૦૦ |
| મધ્ય પ્રાંતોની કાર્યવાહ સભાના સભ્યો. | ,, | ,, | રૂ. | ૪૮,૦૦૦ |
| આસામની કાર્યવાહક સભાન સભ્યો. | ,, | ,, | રૂ. | ૪૨,૦૦૦ |

બંગાળા, મદ્રાસ, અને મુંબઇના ગવર્નરોની જગાઓ જુની છે. તેઓની નીમણુકો શહેનશાહ કરે છે. બીજા ગવર્નરોની નીમણુકો ગવર્નર જનરલની સલાહ પ્રમાણે સેક્રેટરિ ઓફ સ્ટેટ ફોર ઇંડિઆ કરશે. હવે કેટલાક કરવેરા જે નક્કી કરવામાં આવશે તે નાખવાનો કે ઘટાડવાનો અધિકાર પ્રાંતિક સરકારને મળ્યો છે. કેટલાક કર હિંદી સરકાર માટે રાખ્યા છે. ખાતાંઓના બે ભાગ કરવામાં આવ્યા છે. તે વિભાગ " રિઝર્વ્ડ સબ્જેક્ટસ " ( જેની જવાબદારી સરકારને માથે છે, ને જેમાં સરકારને યોગ્ય લાગે તેમ, તેના સંબંધમાં વર્તવાનો અધિકાર છે તે ), અને " ટ્રાન્સફર્ડ સબ્જેક્ટસ " ( એટલે જેની જવાબદારી–વ્યવસ્થા કરવાનું કામ લોકોના પ્રતિનિધિઓને આપી છે તે ). બીજી બાબતમાં હિંદી સરકાર કે સેક્રેટરી ઓફ સ્ટેટ વચ્ચે પડશે નહિ.

ટ્રાન્સફર્ડ સબ્જેક્ટસ—(૧) સ્થાનિક સ્વરાજ્ય. (૨ વૈદક-ખાતું. (૩) જાહેર આરોગ્ય. (૪) યુરોપીઅનો અને રાજાઓની સંસ્થાઓ તથા બનારસ હિંદી યુનિવર્સિટી સિવાયનું આખું કેળવ-

ણીખાતું. (૫) જાહેર બાંધકામ. (૬) ખેતીવાડી. (૭) સહકારીખાતું. (૮) જંગલખાતું. (૯) આબકારીખાતું (૧૦) દેવસ્થાનો અને ધર્માદા ફંડો. (૧૧) ઉદ્યોગની ખીલવણી (૧૨) સંગ્રહસ્થાન.

રિઝર્વ્ડ સબ્જેકટસ—(૧) નહેરો, (૨) મહેસુલ. (૩) દુકાળ-નિવારણ. (૪) જંગલખાતું. (મુંબઇ સિવાયના પ્રાંતોમાં). (૫) ન્યાય ખાતું. (૬) કારખાનાં, વિજળી, ગૅસ વગેરે. (૭) નાનાં બંદરો. (૮) પોલીસખાતું. (૯) વર્તમાનપત્રો પર અંકુશ. (૧૦) કેદખાનાં. (૧૧) મતાધિકાર અને ચુંટણીનું કામ. (૧૨) પ્રાંતોનું લોન ખાતું.

**હિંદનો રાજ્યવહીવટ ચલાવવા માટે ૧૫ વિભાગોઃ—** (૧) બંગાળા ઇલાકો, (૨) મદ્રાસ ઇલાકો. (૩) મુંબઇ ઇલાકો, એડન સાથે; (૪) આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો (૫) પંજાબ, (૬) બ્રહ્મદેશ. (૭) બિહાર અને ઓરિસ્સા, (૮) મધ્ય પ્રાંતો અને વરાડ, (૯) આસામ. (૧૦) વાયવ્ય સરહદના પ્રાંતો, (૧૧) દિલ્હી, (૧૨) બ્રિટિશ બલુચિસ્તાન, (૧૩) અજમેર–મેરવારા, (૧૪) કુર્ગ, (૧૫) આન્દામાન અને નિકોબારના ટાપુઓ.

(૧૪). **ગવર્નરો અને કાર્યવાહક મંડળો**—ગવર્નર જનરલ તો ઇંગ્લંડના કુશળ રાજદ્વારી નરમાંથી નીમાય છે, અને તે ઉમરાવ હોવો જોઇએ. લૉર્ડ સિંહની નીમણુક પરથી જણાય છે કે દેશીઓને પણ હવે ગવર્નર તરીકે નીમવામાં વાંધો નથી. ગવર્નરો તરીકે ઉમરાવ ન હોય તેની પણ નીમણુક થઇ શકે છે.

૧૫. **કાર્યવાહક મંડળ**—કાર્યવાહક સભામાં અત્યાર સુધી ૪ સભાસદો હતા, તેમાંનો એક હિંદી, અને બાકીના ૩ સિવિલ સર્વિસમાંથી નીમાતા. હવેથી કાર્યવાહક સભાના "એકઝીક્યુટિવ કૌંસિલર્સ" અને "મિનિસ્ટર્સ, નામે બે ભાગ પડયા છે. રિઝર્વ્ડ સબ્જેકટસની વ્યવસ્થા એકઝીક્યુટિવ કૌંસિલરો કરશે. તેમાં અર્ધો ભાગ હિંદીઓ નીમાય છે. ટ્રાન્સફર્ડ સબ્જેકટસની વ્યવસ્થા મિનિ-

સ્ટર્સ—પ્રધાનો કરે છે. જ્યારે બધાં ખાતાં લોકોને સોંપાશે ત્યારે બે ભાગ મટી જઇ બધાજ પ્રધાનો નીમાશે. પ્રધાનો પર ધારાસભાનો તેમજ ગવર્નરનો અંકુશ છે. કાર્યવાહક મંડળના મદદનીશ તરીકે ધારાસભાના ચુંટાયલા સભાસદોમાંથી " કૌંસિલ સેક્રેટેરીઝ " નીમાશે. તેમનો પગાર ધારાસભા નક્કી કરી આપશે.

૧૬. **ધારાસભા**—દરેક ગવર્નરને પોતાની ધારાસભા છે. તેઓના સભ્યોમાં પ્રજાનિયુક્તની સંખ્યા વધુ છે. ઠરાવો રજુ કરવાનો પ્રશ્નો પૂછવાનો હક ધારાસભાઓને છે. નવા સુધારા પ્રમાણે ધારાસભાઓ અલગ અને સ્વતંત્ર સંસ્થાઓ થઇ છે. તેમાં સભ્યોની સંખ્યા નીચે પ્રમાણે રહેશેઃ—મુંબઇ ૧૧૧, મદ્રાસ ૧૨૮, બંગાળા ૧૨૫, સંયુક્ત પ્રાંતો ૧૧૮, પંજાબ ૮૩, બિહાર અને ઓરિસ્સા ૯૮, મધ્ય પ્રાંતો ૭૦, આસામ ૫૩. ( બ્રહ્મદેશને હિંદથી જુદો પાડી નવા જુદા સુધારા આપવામાં આવ્યા છે. )

ગવર્નર આ સભાઓનો સભ્ય ગણાશે નહિ, પણ તેને ભાષણ આપવાનો હક છે. સભ્યોના ૭૦ ટકા જેટલો ભાગ લોકો તરફથી નીમાશે. આ ધારાસભા ૩ વર્ષ સુધી હયાત રહેશે, પણ પ્રસંગે મુદત લંબાવી ટુંકાવી શકાય. પ્રેસિડેન્ડ તરીકે ગવર્નર નહિ, પણ તે ચાર વર્ષને માટે કોઇ અનુભવીને નીમશે, ત્યાર પછી સભ્યો ચુંટી કાઢશે. જે હક કૌંસિલ ઓફ્ સ્ટેટને નથી, તે ધારાસભાઓને પણ નથી. કામકાજની રૂઢી હિંદી ધારાસભાની રૂઢી જેવીજ છે.

૧૭. નાના ભાગોમાં ચીફ કમિશ્નરો, કમિશ્નરો, કલેક્ટરો અને તેમના હાથ નીચે નાના મોટા અમલદારો કારભાર કરે છે. તેઓને મદદ કરવા માટે ડિસ્ટ્રીકટ બોર્ડ—જિલ્લા મંડળ તથા લોકલ બોર્ડ સ્થાનિક મંડળ હોય છે. તેમાં દેશીઓ પોતાનો કારભાર પોતે ચલાવવા હક મેળવે છે.

**૧૮ સ્થાનિક સ્વરાજ્ય**—ઇ. સ. ૧૮૮૨ થી લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનો કાયદો પસાર કર્યો, તેથી મ્યુનિસિપાલિટિ તથા લોકલ બોર્ડ સ્થપાયાં. તેના સભ્યોનો મોટો ભાગ લોકોએ ચુંટી કાઢેલો હોય છે. તેઓ સુધારાનું, રૈયતના આરોગ્યનું, દીવાબત્તીનું, પ્રાથમિક કેળવણીનો બંદોબસ્ત કરવાનું વગેરે કામ કરે છે. તેઓ પ્રજા પર કર મૂકી નાણા ઉઘરાવી તેનો રૈયતના હિત માટે ઉપયોગ કરે છે.

મ્યુનિસિપાલિટિના જેવુંજ કામ ડિસ્ટ્રીક બોર્ડ, અને નાનાં ગામડાંની લોકલ બોર્ડો, કરે છે, પણ તેમને મ્યુનિસિપાલિટિની પેઠે કરવેરા ઉઘરાવાનો હક નથી મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા મુજબ મ્યુનિસિપલ કૉંસિલરોની સંખ્યા વધુ રાખી તેમને વધુ હક આપવામાં આવ્યા છે.

**૧૯.** હિંદુસ્તાનમાં નાનાં મોટાં દેશી રાજ્યો છે. તેઓના રાજ્યકર્તાઓ મહારાજા, રાજા, નિઝામ, નવાબ, ઠાકોર વગેરે જુદા જુદા નામથી ઓળખાય છે. દેશી રાજાઓ પોતાના પ્રધાનો, અને પોતાની કૌંસિલોની મદદથી રાજ્ય ચલાવે છે. તેઓમાંના કેટલાક તો પોતાની રૈયત માટે પોતે ધારા ઘડે છે, કર લે છે, અને પોતાના સિક્કા પણ પાડે છે. મોટાં રાજ્યો પર દેખરેખ રાખવા માટે બ્રિટિશ સરકાર તરફથી રેસિડેંટ નીમાય છે, અને નાનાં રાજ્યો પર એજંટ ટુ ધી ગવર્નર અને પોલિટિકલ એજંટો નીમાય છે.

**૨૦. સ્ટૅટ્યૂટરિ કમિશન**—મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા મુજબનો હિંદનો કારભાર દસ વર્ષ પછી આ બાદશાહી કમિશન તપાસશે, અને તે પછી હિંદની લાયકાત જોઇ વધુ હક આપવા પાર્લમેન્ટને ભલામણ કરશે, તે પ્રમાણે કાયદો કરી યોગ્યતા હશે તો પાર્લમેન્ટ વધુ હકો આપશે.

## પ્રશ્નો.

૧. હિંદના રાજ્યતંત્રના અગત્યના મુખ્ય ભાગો બોલો.
૨. સેક્રેટેરિ ઑાફ સ્ટેટ અને તેની કૌંસિલ વિષે તમે શું જાણોછો ?
૩. હિંદી સરકારનું કામકાજ ક્યાં કયાં ખાતાંમાં વહેંચાય છે?
૪. ટ્રાન્સફર્ડ સબ્જેક્ટ્સ વિષે જે જાણતા હો તે બોલો.
૫. મૉન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા મુજબ હિંદી ધારાસભાની રચના કેવી છે?
૬. નવા સુધારા મુજબ પ્રાંતિક રાજ્યવ્યવસ્થામાં શો ફેર થયો છે ?
૭. સ્થાનિક સ્વરાજ્ય વિષે ટુંકી નોંધ કરો.

